# ભજન

## તારી અપાર લીલા

ઘટઘટ વસેલ તું, તારી અપાર લીલા
તારી અપાર લીલા, તારી અપાર લીલા .... (ટેક)

તું ના તું લીલી વાડી, તું ના તું સૂકું વન
જડ પણ બનેલ તું ના તું, તું ના તું મહાચેતન,

તારી અપાર લીલા, તારી અપાર લીલા
ઘટઘટ વસેલ તું, તારી અપાર લીલા .... તારી

તું ના તું જિહ્વાભોગી, તું ના તું જુએ નયન
લયકર્તા પણ તું ના તું, તું ના તું સર્જાવન,

તારી અપાર લીલા, તારી અપાર લીલા
ઘટઘટ વસેલ તું, તારી અપાર લીલા .... તારી

તું ના તું હું માં વિલસે, તું ના તું મમ જીવન
ખેલવે મને તું ના તું, તું ના તું રસઘન

તારી અપાર લીલા, તારી અપાર લીલા
ઘટઘટ વસેલ તું, તારી અપાર લીલા .... તારી



એક વ્યક્તિ યા વ્યક્તિઓનો એક સમૂહ—જો બીજી યા બીજી વ્યક્તિઓના સમૂહના ભોગે શોકમુક્ત જીવતો હોય તો માનો કે તેનો યા તેમનો એક દિવસ નાશ થવાનો છે શોકમુક્તિ આવે છે સ્વાવલંબી સાધનદ્વારા, સ્વસ્વરૂપદર્શનવડે ઉપાર્જિત કરેલી પરમ ત્મા સાથે ઐક્ય કરેલી આત્મસિદ્ધિથી આત્મસિદ્ધિ આવે છે ભગવતી ગીતામાતાના પ ઠથી

આત્મસિદ્ધિ આવ્યાથી માનવી ધન-દોલત અને વૈભવવિહોણો બનતો નથી ધન-દોલત અને વૈભવ તો આવે છે પુણ્ય અને દાનના ફળ-પરિપાક થયેલા સમયે અને ઉદ્યોગથી, અને કાયમની શોકમુક્તિ આવે છે સખ્ત સ ગરહિતપણાથી, જેને પરમબ્રહ્મનિર્વાણ કહેવામા આવે છે—એ પદની પ્રાપ્તિ થયા પછીથી

મુમુક્ષુઓ! ગીતાને ભણો!

ભારદ્વાજ.





પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી
(વાનપ્રસ્થી)

# પ્રસ્તાવના



પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી વિરચિત—"ગીતા-બોધ યાને વ્યવસ્થિત વાર્તાલાપ" નામનું આ પુસ્તક ગીતાપ્રેમી જનતા સમક્ષ મૂકતાં અમોને હર્ષ થાય છે.

આ પુસ્તક આપના હાથમાં આવતાં આપને સહજ પ્રશ્ન થશે કે–અત્યારસુધીમાં શ્રીમદ્ ભગવદ્ ગીતા ઉપર દરેક ભાષાઓમાં કાંઈ કેટલીએ ટીકાઓ, વિવરણો અને ભાવાર્થો પ્રકાશિત થઈ ચૂકયાં છે તો, આ પુસ્તકની જરૂર શી? એમાં કાંઈ વિશેષતા છે? ઇત્યાદિ.

એનો ઉત્તર પણ એટલોજ સહજ અને સરળ છે–ગીતા એ અખિલ વિશ્વના માનવમાત્રના કલ્યાણાર્થે હોઈ એનો બોધ વધુનેવધુ વ્યાપક બને, એનું પુસ્તક માનવીમાત્રના હાથમાં રમતું રહે અને એની અંદરના બોધથી સર્વેનો આત્મા ઓતપ્રોત બને–આ હેતુથી ગીતાનો પ્રચાર, ગીતાનો બોધ અને એને અંગેનું જે સાહિત્ય પ્રકાશિત થાય, એ વધુ પડતું નહીં બલ્કે જ્યારેનેત્યારે ઉણુંજ લેખાય.

વળી આ પુસ્તકની વિશેષતા પણ જણાવવીજ રહી. ગીતાપ્રેમી વાંચકને આ "ગીતા-બોધ" માં કાંઇક ગુંચવાડા-ભર્યું લાગશે –આમાં ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે-થી શરૂઆત થઈ નથી, પણ काम एष क्रोध एष-થી થઈ છે અને શ્લોકો બધા વેરવિખેર કરેલા લાગશે. વળી પ્રથમ શ્લોક અને નીચે તેનો ભાવાર્થ–એ પ્રણાલિ પણ ઉલટાયલી જણાશે; છતાં નવું કાંઇજ નથી. પૂજ્યપાદશ્રીએ એમાં પોતાનો એકે નવો શ્લોક ઉમેર્યો નથી. ભગવતી ગીતાનાજ ૭૦૧ શ્લોક (જુની પદ્ધતિ પ્રમાણે, તેરમા અધ્યાયના ૩૪ નહીં, પણ ૩૫ શ્લોક ગણતાં) એમાં લેવાયા છે. કદાચ કોઇક શ્લોક બે વાર

આવ્યો હશે, પણ તે તો અપવાદરૂપે, બાકી પૂજ્યપાદશ્રીના સત્સંગાર્થેના પરિભ્રમણમાં મળેલા અનુભવાનુસાર ગીતા-પ્રેમી પુરૂષ જે વખતે, જે ઉંમરનાં હોય અને ગીતામાંનો તે વખતે જે બોધ તેમને ખપ લાગે તેવો હોય તે પ્રમાણેનો શ્લોકોને છૂટા પાડી યોગ્ય વિભાગોમાં વહેંચી, વાંચક ગીતાનો બોધ સમજી આચારમાં મૂકી શકે એ દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. વળી બોધ એજ મુખ્ય વિષય હોઈ, બોધ ઉપર આપી તેને અનુસરતા શ્લોકો તેની નીચે આપ્યા છે, જે સુજ્ઞ વાંચકને બરાબર સમજી શકાશે

આશા છે કે જનતા આ નવા જણાતા બોધ-માર્ગને અપનાવશે અને તોજ પૂજ્યપાદશ્રીએ પરાર્થે ઉઠાવેલો આ શ્રમ યોગ્ય દિશામાં થયેલો ગણાશે, જેનો લાભ તો જનતાજનાર્દનનોજ છે.

"ગીતા વાર્તાલાપ" ગ્રંથના પાંચ ભાગો અને ત્યારપછી "ઉપનિષત્ વાર્તાલાપ" નો પ્રથમ મણકો, જેમ "ગીતા વાર્તાલાપ વ્યવસ્થાપક સમિતિ" દ્વારા પ્રકાશિત થયાં છે, તેજ પ્રમાણે આ આ પુસ્તક પણ સદર સમિતિ દ્વારાજ પ્રકાશિત થાય છે અને ભગવતી ગીતામાતાનો પ્રચાર અને તેટલી સસ્તી કિંમતે પુસ્તકો દ્વારા કરવાનો અને ગુજરાતીપ્રેમી જનતાને ગામડેગામડે અને ઘેરેઘેર એનો પ્રચાર કરવાનો ઉદ્દેશ ઉપરોક્ત સમિતિ જાળવતી આવી છે જે ઉદારહૃદયી દાનવીરોનાં દાનોને આભારી છે ઉપરોક્ત સર્વે પ્રકાશનો માટે તેમજ આ "ગીતા-બોધ" ના સસ્તુંકરણ માટે અમોને નાણાકીય મદદો મળી છે અને મળતી રહી છે, તે બદલ અમો તેઓ સર્વે ભાઈબેનોનો આભાર માનીએ છીએ અને અંતમાં પરમકૃપાળુ પરમાત્માને વિનવીએ છીએ કેઃ-

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

ॐ शान्तिः । शान्ति. । शान्तिः ॥

"ગીતા–બોધ" પ્રેમી



મુમુક્ષુ દંપતિ.

# અનુક્રમણિકા

ॐ

# ગીતા–બોધ

યાને

## (વ્યવસ્થિત વાર્તાલાપ)

ભૂમિકા.

મુમુક્ષુઓ ! આ વિશ્વઉપજ્યું છે, તે જીવોના સુખ માટે, આરામો માટે અને આનંદને માટે. ગયા પ્રલય પૂર્વે પણ આ હેતુથીજ વિશ્વ ઉપજ્યું હતું અને હવે પછી ફરીને પ્રલય થયા પછી પણ વિશ્વ ઉપજશે. આ પ્રમાણેનું વિશ્વનું ઉપજવું, સ્થિતિમાં રહેવું અને લયને પામવું–એમ થયાંજ કરે છે અને જીવોના શરીરનું જન્મવું, જીવવું અને મરવું–એમ આ વિશ્વમાં થયાં કરે છે. આ કારણથી વિશ્વના અને જીવોના શરીરોના રૂપાંતરોનું અને એકમાથી બીજા શરીરમા જવાનું કર્મ સતત ચાલુજ રહે છે. તેથી તેને **સંસારચક્ર** કહેવામા આવે છે.

આ ક્રિયા સતત ચાલુ રહ્યાથી સંસારચક્રને અવિનાશી કહેવામાં આવ્યું છે. એમા બને છે બધુંયે સમય આવે ત્યારે. આ નિયમને નહિ જાણનારાં માનવીઓ માત્ર કામનાથી ઉતાવળાં થાય છે. ધીરાં પણ તેઓ કામનાથીજ થાય છે. શોકમાં જીવવાનું કારણજ–આ પ્રમાદ, વિલંબ અને ઉતાવળ છે. કામનાથી કર્મશીલ બનેલા માનવીઓ જ્યારે નિષ્ફળ બને છે, ત્યારે ત્યાગી અને સંન્યાસી થાય છે. છતાયે એમની શોકમુક્તિની ભાવના મટતી નથી. એનું કારણ પણ સાધન સાધવામાં પ્રમાદ અને સાધનાના ફળરૂપ શોકમુક્તિની અધીરાઈ છે. આ બધાનું કારણ અપૂર્ણજ્ઞાન અને અપૂર્ણવૈરાગ્ય છે.

કેટલાંક એમ માને છે કે જો માનવી તંદુરસ્ત અને દ્રવ્યપૂર્ણ હોય, તો તે શોકમુક્ત જીવી શકે, પણ એ સત્ય પાછળ અપવાદ છે. એ અપવાદના કારણે આમ શોકમુક્ત જીવવાની શકયતા ઓછી છે. જુઓ! એવી સુખી હાલતમાં લોભ ઉભો થાય છે, અને તેથી શ્રમ વધે છે. આમ શ્રમનું દુઃખ, અસંતોષનું દુઃખ અને તેથી શરીર પર થતી અસરથી શરીર તંદુરસ્ત રહી શકતું નથી તેથી રોગના દુઃખથી માનવી તંદુરસ્ત ન રહેતાં, તેની શોકમુક્તિ અટકી જાય છે.

અત્રે ઘટતા ઉદ્યમ કરતાં અધિક ઉદ્યમ કરવાપણાને શ્રમ કહેવામાં આવ્યો છે. અધિક ઉદ્યમ તૃષ્ણાથી થતો હોવાથી તેમાં નિષ્ફળતા મળતાં શોક થાય છે, તેમજ અધિક ફળેચ્છાથી પણ નિષ્ફળતા મળે છે. આ બધું જોતાં સમયનેજ કામ કરવા દેવું, શ્રમિત થયા વિના ઉદ્યમી રહેવું અને 'ઉદ્યમી રહેવું, એ મારી ફરજ છે' એમ માનવું એમાં બુદ્ધિમત્તા છે.

જુઓને! સમય આવે છે ત્યારે સૃષ્ટિ થાય છે, સમય આવે છે ત્યારે વૃષ્ટિ થાય છે અને સમય આવે છે ત્યારે શરદીગરમીના દિવસો પણ આવે છે. સમય આવે છે ત્યારે જડજીવો પણ જન્મે છે, ખીલે છે અને ફળે છે, તો પછી આ કાયદો માનવીઓને કેમ લાગુ ન પડે? અરે, એમને પણ જરૂર લાગુ પડે છે. જુઓ! સમય આવે છે ત્યારે માનવીઓ જન્મે છે, પોષાય છે, ખીલે છે, યુવાન થતાં લગ્ન કરે છે અને સમય આવે છે ત્યારે મરે છે.

શરીરને પણ સઘળું સમય આવે છે ત્યારે મળેજ છે. શોકમાં ડૂબવાનું કારણ અધીરાઈ, સમય વિરૂદ્ધનું વર્તન અને સુખપ્રાપ્તિના સાધનની અનઆવડત છે. જેટલી કામનારહિતપણાની જરૂરીયાત છે, તેટલીજ જરૂરીયાત ઘટતા પુરૂષાર્થની અને સંતોષની છે.

તમારા હૃદયને પૂછોને ? શુ જુવાની આવ્યા વિના માનવી પ્રજોત્પત્તિ કરી શકે છે ? આ શરીર ભોગો માટેજ બનેલુ છે સમય આવતા આરામો અને આનદો એમને મળેજ છે શુ ભૂખ્યાઓ ભૂખ્યાજ રહે છે ? જરૂર તેની શરીરની જરૂરીયાત પ્રમાણે તેને સઘળુ આવી મળેજ છે **કામના ન કરો**

**તમે આત્મા છો.** તમારે માટે–શરીર અને વિશ્વ તથા સસારરચના–એવા રૂપાતરો અને નવાનવા શરીરો વડે ભોગો, આરામો અને આનદો ઉત્પન્ન થયા છે **તમે આત્માજ છો એવી સમજમાંજ કાયમ રહો.** અનુભવીઓના બોધને અનુસરો, કામનારહિત પુરૂષાર્થ કરો એની મેળે તમને આ જીવનમા શોકમુકિત પર દુનિયામા બહુ લાબા સમય સુધી ભુકિત, મુકિત અને સસારબધમુકિત અને નિર્વાણશાતિ અવસાન બાદ સ્વય આવી મળશે **શોકનુ મૂળ કામનામાંજ છે.**

**આત્મા સ્વય સુખરૂપ છે. વિશ્વમાત્ર આત્માજ છે તમેજ આ બધુ એ આત્મા છો. શોક મટે છે કામનારહિતપણાવડે મેળવેલા સ્વરૂપજ્ઞાનથી. સ્વરૂપજ્ઞાન આવે છે તૃપ્તિથી, ત્યાગથી, સન્યાસથી, અને બ્રહ્મનિષ્ઠાથી.** આ વાત સમજાય છે સુબુદ્ધિથી, સમભાવથી અને નિત્યસુખપ્રાપ્તિની શ્રદ્ધાથી પણ એની સમજ થોડા વિદ્વાન સન્યાસીઓ અને સાધુમાજ હોય છે ગૃહસ્થોમા તો એ કવચિત્‌જ દેખાય છે અસ્તુ

તો આ બધા પાછળ રહસ્ય શુ છે ? દરેક માનવી ગૃહસ્થનુ જીવન શોકમુકત હોવુજ જોઇએ, તે કેમ નથી ? તેઓ શોકમગ્ન કેમ હોય છે ? દરેક માનવી અશાત કેમ છે ? આનુ કારણ કોઇને જડતુ નથી વિચારશીલ માનવી સદાયે એનો તોડ કાઢવા વિચાર કરે છે, છતા એનો કશો ઉકેલ આવતોજ નથી મનને

પુછાય છે અને અનુભવીઓને પણ પુછાય છે, છતાં પ્રમાદી, આળસુ, લોલુપ અનુભવીઓ આ જ્ઞાન અને માયાને દોષ આપનારાંઓ બીચારાં શોકમગ્ન લોકોના સવાલોના ઉત્તર આપતાં ગુંચવાય છે. આમ મુંઝાયલાં માનવીઓને ભિન્ન ભિન્ન ઉત્તરો મળે છે. અનુભવીઓ પોતાની સગવડતાના ઉત્તરો આપે છે અને પ્રશ્નકર્તાની હાલતના અજાણ્યા રહે છે પરિણામે એવા સુખના શોધકને વધુ ને વધુ ગુંચવાડો આવતો જાય છે. આથી એ સુખશોધક નથીતો સંતોષ પામતો અનુભવીઓના ઉત્તરોથી કે નથી જડતો ઉપાય એને શાસ્ત્રોના વાંચનથી કે નથી પ્રેરાતો એ જીવ સુખવિલાસલીલા માટે પોતાને પેદા કરનાર પરમાત્માની પ્રાર્થના કરવાને. વળી એ નથી પ્રેરાતો સુખપ્રાપ્તિનું જ્ઞાન સંપાદન કરવાને અને છેવટે સંસારમાં આંધળાની પેઠે ભટકાય છે. પરિણામે જ્યારે એ કોઈ નિર્ણય પર નથી આવતો ત્યારે એની સુખેચ્છા યા શોકમુક્તિની ભાવના વધુ ઉગ્ર બની જાય છે.

છેવટે પરિણામ એ આવે છે કે એ માનવી કામનાના વેગથી અને સુખેચ્છાના આવેશથી-ઝ્હાવરે., છળકપટી, લૂંટારો, ચોર, દંભી, ક્રૂર અને માનવીમાત્રને ત્રાસદાયક અને અશાંત બને છે એક માનવીનું બીજા માનવી સાથેનું અમૈત્રીનું અને એક દેશના માનવીઓનું બીજા દેશના માનવીઓ સાથેનું કારણુજ કામના છે; બીજું કશું નથી. મોટાં યુદ્ધોનું કારણ પણ આ કામનાજ છે.

તો આ હાલતમાં તમે મને જેવા પ્રશ્નો પૂછી શકો અને તેના ઉત્તરો હું તમને જેવીરીતે આપી શકું એવી પ્રશ્નમાળા અને તેના ઉત્તરો રૂપી વાર્તાલાપ મેં યોજી મુકયો છે, જે વાંચવાથી તમને સુગમતા થઈ પડશેઃ—

પ્રશ્નઃ—"અમારે આ હાલતમાં શોકમુક્તિ માટે શું કરવું ?"

ઉત્તર –" શ્રીમદ્ ભગવદ્ ગીતાનુ–પઠન, મનન, નિદિધ્યાસન અને બોધાનુસાર આચરણ કરો "

પ્રશ્ન –" પણ એમા અમારૂ ચીતજ ચોટતુ નથી તેનુ શુ ?"

ઉત્તર –પ્રભુનુ ભજન, સેવન, કીર્તન ઇ એકાતમા બેસીને કરો મનની એકાગ્રતા પ્રાપ્ત થતા ગીતાજી પ્રત્યે તમને પૂર્ણ ભાવ વધશે "

પ્રશ્ન –" ભજન કેમ કરવુ ? વળી ગીતા વાચીએ ત્યારે કવીનઇનની ગોળી જેવો એનો સાખ્ય યોગજ ન સમજાય તેનુ શુ ? આ બધુ સમજાતુજ નથી તેનુ શુ ?

ઉત્તર –તમારા આ બધા પ્રશ્નોને સમજાવવા તેના ઉત્તરરૂપે આ **"ગીતા–બોધ" યાને 'જો સુખી થવુ હોય' નો 'વ્યવસ્થિત વાર્તાલાપ'** લખાયો છે, જે તમને ગીતાજ્ઞાન સમજવાને ઉપયોગી થઇ પડશે અસ્તુ

ભારદ્વાજ.



# નિત્ય નિયમ રાખો.

મુમુક્ષુઓ ! જો તમે વૈષ્ણવ છો, તો તમારા ઈષ્ટદેવનું શરણ યાચતા 'શ્રીકૃષ્ણ શરણ મમ ।' બોલતા યોગ્ય આસન પર, હાથપગ–મ્હોડું ધોઈ–દાતણ કરીને બેસો બેઠા પછી વ્રજવિહારીની છબીને સામી રાખેલીને હૃદયમા ઉતારો અને ઉપર્યુક્ત મંત્રની પાંચ માળા કરો. એજ જાપ ચાલુ રાખો પછી સ્નાન કરો, દેવસેવા કરી, ભગવાન શ્રીકૃષ્ણની વ્રજલીલાના સુસ્વરથી પાંચ ગીત ગાઓ પછી શ્રીમદ્ ભગવદ્ ગીતાના ન્યાસ, ધ્યાન, વંદન–કરીને એક શ્લોકનું, વધુનું કે એક અધ્યાયનું કે અઢારે અધ્યાયોનું, આ **ગીતા–બોધનું** પઠન–કરો અને પછી માહાત્મ્ય વાચીને તમારા સર્વકર્મોને શ્રીકૃષ્ણસમર્પણ કરો

જો તમે શૈવ છો, તો 'ૐ નમઃ શિવાય' બોલતા, હાથપગ, મ્હોડું ધોઈ–દાતણ કરી, યોગ્ય આસન પર બેસી, ભગવાન શંકરની બે યા ચાર હાથવાળી મૂર્તિનું કે આત્માનું ધ્યાન કરી મનને સ્થિર કરવાનો અભ્યાસ અર્ધો કલાક કરો પછી સ્નાન, સંધ્યા, અભિષેક વગેરે કરો પછી શ્રીમદ્ ભગવદ્ ગીતાના ન્યાસ, ધ્યાન, વંદન–કરીને એક યા વધુ શ્લોકનું કે એક કે અઢારે, અધ્યાયનું આ **ગીતા–બોધનું** પઠન–કરો અને પછી માહાત્મ્ય વાચીને તમારા સર્વકર્મોને બ્રહ્માર્પણ કરો

સ્નાન અને સાફસુફી કરતા સૂર્યોદય થઈ જાય છે, માટે બીજું બધું પૂજન, દેવસેવા, અભિષેક ઇત્યાદિ પછી કરો, પણ મનની એકાગ્રતા આણવા માટે સૂર્યોદય પહેલાનું શાંત અને એકાંત વાતાવરણ વધુ ઠીક થઈ પડશે ગીતાનું પઠન સ્નાન પછી કરો

તમે વૈષ્ણવ હો યા શૈવ હો—પણ આસન પર કમલાસન કરીને બેસો ત્યારે સંકલ્પ કરો કે—"મારા સર્વે અંગો, હું જીવું ત્યાસુધી દૃઢ રહો, હું કોઇની નિંદા ન કરૂં કે ન સાંભળું, મારી વાણી મીઠી થાઓ, હું સત્યવક્તા થાઉં, મારૂં મન આનંદમાં રહો, સર્વે પ્રાણીમાત્ર પર મારી પ્રીતિ થાઓ અને મારા સર્વે કર્મો પ્રભુપ્રીત્યર્થે થાઓ " ॐ

## श्री गीतामंत्रना न्यास, ध्यान इत्यादि

**ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલકઃ—**

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामन्त्रस्य भगवान्वेदव्यास ऋषि ॥

अनुष्टुप् छंद ॥

श्री कृष्ण परमात्मा देवता ॥

अशोच्यानन्वशोचस्त्व प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥

सर्वधर्मान्परित्यज्य मामेक शरण व्रजेति शक्ति ॥

अह त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

**કરન્યાસ —**

'नैन छिन्दन्ति शस्त्राणि नैन दहति पावक' इत्यगुष्ठाभ्या नम ॥

'न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुत' इति तर्जनीभ्या नम ॥

'अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च' इति मध्यमाभ्या नम ॥

'नित्य सर्वगत स्थाणुरचलोऽय सनातन' इत्यनामिकाभ्या नम ॥

'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश' इति कनिष्ठिकाभ्या नम ॥

'नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च' इति करतलकरपृष्ठाभ्या नम ॥

હૃદયાદિ અંગન્યાસ—

'नैन छिन्दन्ति शस्त्राणि नैन दहति पावक' इति हृदयाय नम ॥
'न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुत' इति शिरसे स्वाहा ॥
'अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च' इति शिखायै वषट् ॥
'नित्य सर्वगत स्थाणुरचलोऽय सनातन' इति कवचाय हुम् ॥
'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश' इति नेत्रत्रयाय वौषट् ॥
'नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च' इति अस्त्राय फट् ॥

વિનિયોગઃ—

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग' इति सकल्प ॥

ધ્યાન વદન.

ॐ पार्थाय प्रतिबोधिता भगवता नारायणेन स्वय ।
व्यासेन ग्रथिता पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी- ।
मव त्वामनुसदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥
नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्ण प्रज्वालितो ज्ञानमय प्रदीप ॥
वसुदेवसुत देव कस चाणूरमर्दनम् ।
देवकी परमानद कृष्ण वदे जगद्गुरुम् ॥
य ब्रह्मा वरुणेंद्ररुद्रमरुत स्तुन्वति दिव्यै स्तवै ।
वेदै सागपदक्रमोपनिषदैर्गायति य सामगा ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यति य योगिनो ।
यस्यात न विदु सुरासुरगणा देवाय तस्मै नम ॥

॥ ॐ श्रीकृष्ण परमात्मने नमः ॥



# ગીતા–બોધ

યાને

## (વ્યવસ્થિત વાર્તાલાપ)

### યુવાવસ્થા યોગ

यो देवो अग्नौ यो अप्सु यो विश्वंभुवनमाविवेश।
य ओषधिषु यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः॥

જે દેવ અગ્નિમાં છે, જે દેવ પાણીમાં છે, જે દેવ વિશ્વમાં પ્રવેશેલા છે, જે દેવ વનસ્પતિઓમા છે, જે દેવ ઔષધિઓમાં છે, તે દેવને નમસ્કાર હો.

વળી આ દેવે માયાવડે અગીયાર લાખ વર્ષો પહેલાં 'રામ' નામથી આવિર્ભૂત થઇને ધર્મનું રક્ષણ કર્યું અને ત્યારપછી તેજ દેવે દ્વાપરના અંતમાં પાચ હજાર અને ગીત્તેર વર્ષો પહેલા 'કૃષ્ણ' નામથી આવિર્ભૂત થઇને ધર્મોપદેશ કર્યો, એવા ભગવતી ગીતાના ગાનારા દેવકીસુત અને યશોદાનંદનને નમસ્કાર હો.

હે ગીતાપ્રેમી! હે પ્રભુપ્રેમી! હે મુમુક્ષુ! જો તું પુરૂષ છું અને પચ્ચીસ વર્ષનો છું યાતો જો તું સ્ત્રી છું અને અઢાર વર્ષની

વયની છું, તો આ જીવનમાં શોકમુક્ત જીવવા, પ્રયાણ પછી સંસારબંધમુક્ત થવા અને પરમપદ પામવાને બોધ આપતી ભગવદ્‌ગીતાને તમારે સારીરીતે ભણવી જોઇએ. **તમે ન સમજશો કે આ જગત તમને દુઃખ આપવાનેજ અને અપરાધોનો દંડ દેવાનેજ બનેલું છે. અરે! એ તો આનંદને માટેજ બનેલું છે.**

આનંદનો અનુભવ સંન્યાસથી થાય છે અને ત્યાગથી પણ થાય છે. સંન્યાસી થવું યા ગૃહસ્થી થવું એ તમારી મુન્સફીની વાત છે.

જો તમને શારીરિક ભોગવિલાસની ઇચ્છાજ થતી નથી તો, અને આમરણાંત તમે બ્રહ્મચર્ય પાળી શકો તેમ છો, તો તો ચિદાનંદ–ચિંતન વિના તમને કશું કર્મ ઉપસ્થિત થતું નથી; પરંતુ જો તમે તેથી ઉલટા છો, તો તમે સંન્યાસને માટે લાયક નથી, એવું તમારે ચોક્કસ સમજી લેવું ઘટે. આ સ્થિતિમાં તમારે યોગ્ય ગૃહસ્થી થવું ઘટે. ગૃહસ્થાશ્રમી થવા તમારે લગ્ન કરી ઘર માડવું જોઇએ અને ત્યારબાદ જે સંતતિના માતાપિતા થાઓ તે સંતતિ પ્રત્યે અદા કરવાનાં ઘણાં કર્મોમાં એક કર્મ જે મુખ્ય છે, તે એ કે તમારી સંતતિ કામના વિનાની અને ક્રોધ વિનાની બને, એટલા માટે તમારે એ કર્મ કરવાની વિદ્યા અગાઉથી શીખી લેવી ઘટે. યાદ રાખો કે તમારા સંસ્કારોનું પ્રતિબિંબ તમારાં બાળકોમાં પડવાનું છે, માટે આ વાત તમારે તમારા જીવનમાં ઉતારવાની જરૂર છે. તમારો પુત્ર પચ્ચીસ વર્ષનો અને પુત્રી અઢાર વર્ષની થાય ત્યાંસુધી તમારો આ પ્રયત્ન ચાલુ રહેવો જોઇએ. તમારા ઉત્તમ સંસ્કારબીજથી તમારા આખા વંશનું વૃક્ષ એજ સુસંસ્કારોથી ફાલ્યુંફૂલ્યું બનશે. જુઓ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ–

काम एष क्रोध एष रजोगुणसमुद्भव ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ (૩-૩૭)

'આ કામ અને આ કામથી ઉપજતો ક્રોધ—બેઉ રજોગુણ વડે ઉપજે છે, તે બેઉ ભૂખાળવા છે, તે બેઉ મહાપાપીઓ છે, તે બેઉ માનવીઓના વેરી છે' અહીં કામ એટલે વીર્યનો દુરૂપયોગ અને રક્ષણનો અભાવ સમજવો ઘટે

काममाश्रित्य दुष्पूर दम्भमानमदान्विता ।
मोहाद् गृहीत्वाऽसद् ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रता ॥ (૧૬-૧૦)

'જેનુ પુરૂ થઈ શકેજ નહિ એવા આ કામક્રોધનો આશરો કરીને માનવીઓ દભીઓ, માનતગીઓ, મદમસ્તો અને મૂર્ખાઓ બનીને અસતનુ ગ્રહણ કરીને દુરાચરણોને કરવા લાગી જાય છે.' અહીં કામ એટલે લોલુપતા સમજવી ઘટે

कामात्मान स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुला भोगैश्वर्यगति प्रति ॥ (૨-૪૩)

'ભોગો અને ઐશ્વર્યો માટે આ દુનિયામા અને પરદુનિયામા આ કામી માનવો બહુ બહુ કર્મોને કરીને વારવાર મરે છે અને જન્મે છે' અહીં કામ એટલે મમતા અને સગ સમજવો ઘટે

कामैस्तैस्तैर्हृतज्ञाना प्रपद्यन्तेऽन्यदेवता ।
त त नियममास्थाय प्रकृत्या नियता स्वया॥ (૭-૨૦)

'જે કામના સફળ કરવાની હોય તે સફળ કરનાર દેવની આ કામી માનવો સેવા કરે છે અને તે તે નિયમોને આસ્થાથી પાળીને પોતાની પ્રકૃતિથી નિયત થયેલા તેઓ તે તે દેવોને પામે છે.' અહીં કામ એટલે સ્વેચ્છા અને અસતોષ સમજવો ઘટે.

મુમુક્ષુઓ ! આ કામનાજ જગતને દોજખ બનાવે છે અને માનવીઓ શોકમગ્ન જીવે છે. અલબત્ત, સંન્યાસથીજ છેવટે માનવજીવને શાંતિ છે, તોપણુ સંન્યાસ અને ત્યાગ-બેઉ આનંદ આપનારાં હોવાથી મુમુક્ષુઓને તેમના રહસ્યને જાણવું ઘટે, તેથી અર્જુન શ્રીકૃષ્ણને પુછે છે કેઃ—

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ (૧૮-૧)

'હે મહાબાહો ! હે કેશિ દૈત્યનો નાશ કરનાર ! હે ઈંદ્રિયોના નિયંતા ! સંન્યાસનું અને ત્યાગનું તત્ત્વ હું જૂદુંજૂદું જાણવા ઈચ્છું છું.' ત્યારે શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ (૧૮-૨)

'વિદ્વાનો કામનાયુકત કર્મો નજ કરવાં એવું કહે છે અને વિચક્ષણ પુરૂષો સર્વકર્મના ફળના ત્યાગને ત્યાગ કહે છે '

વારૂ ! તમે સંન્યાસને લાયક નથી અને તમે ત્યાગને પણ લાયક નથી. આ હાલતમાં તમારે શોકમુકત જીવન ગુજારવા આનંદ અને સુખને અનુભવવા અને છેવટે અખંડાનંદ અને પરમાનંદ અનુભવવા તેમજ કૈવલ્યાનુભવ લેવાને અને પરમપદ પામવાને ઇશ્વરનુ આરાધન કરવું ઘટે. સગુણબ્રહ્મને ઇશ્વર કહેવામાં આવે છે. તમે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાને-તમારામાં વૈરાગ્ય ન આવે અને કામના નષ્ટ ન થાય ત્યાંસુધી-લાયક બની શકતા નથી. કારણકે તે ઉપાસના કરવામાં નિષ્ક્રિયપણું અપેક્ષિત છે. નિષ્ક્રિયપણું આવે છે કામનાનો નાશ થયા પછીથી. જુઓ શ્રીકૃષ્ણ કહે છે કેઃ-

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ (१२-५)

'સાકારબ્રહ્મની ઉપાસના કરવામાં જોકે કલેશ છે, પણ નિરાકારબ્રહ્મની ઉપાસના કરનાર ચિત્તવાળાને અધિકાધીક કલેશ છે. કારણકે એ ઉપાસના કરવામાં દેહધારી માનવજીવને ઉપાસના માટે કાંઈ અવલબન નથી.'

સાકારબ્રહ્મની ઉપાસનામાં વિરાટ્, સૂર્યનારાયણ, શંકર, ગણેશ, દેવી, રામ, કૃષ્ણ-વગેરેની ઉપાસના કરવાની રીત હોય છે. ગૃહસ્થ ઘર માંડીને બેઠો છે અને તેણે સ્રીપુત્રાદિનું પોષણ કરવાનું છે, માટે એણે યજ્ઞ-દાન-તપ-નિત્યનૈમિત્તિક કર્મો કરવાના છે. મહેનત કરીને મેળવવું અને એમાંથી અછતવાળાને આપવું -એ બધું કલેશમય તો છેજ; પરંતુ જો તેમ થતું નથી તો તે સુખેથી ભોગવાનું નથી. એવા ગૃહસ્થનું મેળવેલું લૂંટાય છે, ચોરાય છે, અગ્નિથી ભસ્મ થાય છે યા રાજ્યદંડમા જાય છે.

નિરાકારબ્રહ્મની ઉપાસનામાં શારીરિક ભોગો, આરામો અને વિષયાનંદોને ઇચ્છાતા નથી, પરંતુ ભોગોને લેવા મનને મારવું એ મોટો કલેશ છે. ગૃહસ્થી નિર્ગુણ-નિરાકાર બ્રહ્મની ઉપાસનાને લાયક નથીજ.

મુમુક્ષ દંપત્તિ! જુઓને શ્રીકૃષ્ણ કહે છે કે:-

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ (१२-३, ४)

'પરંતુ જેઓ ન બતાવી શકાય એવા નિરાકાર બ્રહ્મની ઉપાસના કરનારાઓ ઇંદ્રિયગ્રામ યા ઇંદ્રિયસમૂહનો સારીરીતે સંયમ કરે છે અને સર્વત્ર સમબુદ્ધિ રાખે છે, તેથી તેઓ મારા અક્ષર, અવ્યક્ત, સર્વત્ર–અચિંત્ય, કૂટસ્થ, અચળ અને ધ્રુવતત્વને પામે છે; કેમકે તેઓ સર્વે ઉપજેલાં પ્રાણીઓ અને માનવીઓના ભલા માટે યત્ન કરવાને પ્રીતિવાળા હોય છે.

શું એકદમ તમે તમારાં બાળકો, સગાંસ્નેહિઓ અને મિત્રોનું અને સાથેસાથે બધાં પ્રાણીઓનું હિત કરવામા પ્રીતિવાળા થઈ શકશો કે? આ કાર્ય તો નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારા સંન્યાસી સાધક મુમુક્ષનું છે.

વારૂ, મુમુક્ષ દંપતિ! તમે આજીવન શોકમુક્તિ અને સુખ તો ઇચ્છોજ છો; અને એટલાજ માટે મેં તમને અભ્યાસ કરવાનું અને બોધ પ્રમણે આચરણ કરવાનું કહ્યુ છે. આ વાર્તાલાપનો હેતુ પણ આ જમાનામા જન્મેલાં, આર્યસંસ્કૃતિથી બહુ દૂર ગયેલા અને અનાર્ય સંસ્કૃતિના સંપર્કમાં આવેલા, તેમજ પાશ્ચાત્ય કેળવણી લઈ તેમાંના અનિષ્ઠોનેજ સાર સમજનારાઓ માટેજ છે. 'અત્યારની પ્રચલિત ગીતાના બોધનો ક્રમ તમારી સમજમાં ન આવે તેવો અગમ છે'–એવું મેં તમારા જેવા જુવાનો પાસેથી સાંભળ્યું છે અને મે અનુભવ્યું પણ છે.

'આપણે અર્જુન નથી; તેમજ અર્જુન જેવી આપણી હાલત પણ નથી; વળી આ દ્વાપરયુગ પણ નથી. તો અર્જુનને તે વખતે આપેલા ઉપદેશ આપણને શું કામ લાગે?'–આવી તમારી શંકાને સ્થાન નથી. જગજાહેર વાત છે કે શ્રીકૃષ્ણ ધર્મની પુનઃસ્થાપના કરવાને માટે અવતરેલા હતા. અર્જુન એ ધર્મોપદેશનો અધિકારી હતો. બધા સંજોગો એવા ઉપસ્થિત થયેલા હતા કે એની મારફતજ ધર્મોપદેશ થઈ શકે. અત્યારે તમે યુવાનો માટે પણ એવાજ

સંજોગો ઉપસ્થિત થયેલા છે. વિચારી જુઓ! આ સંવત ચાલે છે ૨૦૦૫ અને ઇસ્વી સન ૧૯૪૮. માણસજાત અધોગતિ તરફ ચાલી જાય છે. યુરોપ, એશિયા અને અમેરિકા તેમજ આફ્રિકા-એમ ચારે ખંડો એમા સડોવાયલા છે. વ્યક્તિગત સ્વાર્થથી, પરસ્પર ન સમન્વય, એવું વૈમનસ્ય ઉભું થયું છે. ભગવતિ ગીતા તમને તમારા પૂર્વજો તરફથી વારસામા મળેલી છે.

આ ગીતાને તમે તત્વજ્ઞાનની દૃષ્ટિથી આ પ્રમાણે સમજો -"તમારૂં શરીર ધર્મક્ષેત્ર છે અને કુરૂક્ષેત્ર છે. શરીરવડેજ ધર્મ ધારણ કરી શકાય છે અને શરીરવડેજ કર્મ કરી શકાય છે. તમે અર્જુનરૂપ જીવ છો ધૃતરાષ્ટ્ર જીવ છે, પણ ધર્મરૂપ ચક્ષુ વિનાનો આંધળો છે. આ શરીરમા ધર્માધર્મ-શુભાશુભ-જ્ઞાનાજ્ઞાન-એમ બે બળો પરસ્પર લડ્યાજ કરે છે. અર્જુન ધાર્મીક જીવ છે; ધૃતરાષ્ટ્ર અધાર્મીક જીવ છે. એકજ જીવ આ શરીરમા બે રૂપવાળો છે. શરીરરૂપ રથનો સારથી સુબુદ્ધિરૂપે-શ્રીકૃષ્ણ છે. કુબુદ્ધિરૂપ સારથી શકુની છે. ભીષ્મ અને દ્રોણ તેમજ વિકર્ણ અને કર્ણ મહાનુભાવ છતા અધર્મથી પોષાય છે. બીજા લડવૈયાઓનું તો શું કહેવું? ધાર્મીક જીવના શરીરનો સારથી શ્રીકૃષ્ણ છે. લડવૈયા યુધિષ્ઠિર, ભીમ, સહદેવ, નકુલ-ધર્મથી પોષાયેલા સત્ય, દાન, દયા, તપરૂપ છે. અધર્મથી પોષાયેલા ધૃતરાષ્ટ્રના લડવૈયા-કામ, ક્રોધ, લોભ, મોહ, અભિમાન, ઈર્ષા અને બીજા સેંકડો છે સંજય વ્યાસજીનો યોગી શિષ્ય હતો, જે દૂરથી સાભળી અને જોઈ શકતો હતો અને યુદ્ધનું વર્ણન તેજ ધૃતરાષ્ટ્રને કરતો હતો. આ બધું આપણા શરીરમાજ છે એમ સમજો અને માની લ્યો.

હવે ધૃતરાષ્ટ્ર કહે છે કે:—

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय॥ (१-१)

'એ ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમા મારા અને પાડુના પુત્રોએ, જે સામસામા લડવાને તૈયાર થયા છે, તેમણે શુ કર્યું તે, હે સજય! તુ મને કહે'

આ ઉપરાત પહેલા અધ્યાયના બીજા સત્તાવીસ શ્લોકો તમને કશા કામના નથી, કારણકે તમે રણભૂમિમા ઉભેલા નથી અને જીવનસગ્રામ જેમા ખેલાય છે એવી આ જગતરૂપી રણભૂમિમા તમે છતા તમારે લડવાનુ જ નથી, કેમકે તમે લડાયક કોમના—ક્ષત્રિય—નથી તમે તો શોકમુક્તિ ચાહો છો, સુખ ચાહો છો અને શાતિ ચાહો છો તેથી આ પ્રથમના સત્તાવીસ અને કૃપયા પરયાવિષ્ટો વાળો શ્લોક પણ તમને કામનો નથી

છતા અર્જુનની માફક તમને દુચિતા થવાનીજ તે કહે છે કે 'ભલે ધૃતરાષ્ટ્ર અને એના પુત્રો શત્રુઓ છે, પણ અમે તો પિતરાઈઓ ઠીયેને?' તો તમને પણ તેવા પ્રશ્નો થશે કે—'કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, અભિમાન—શોકમુક્તિના શત્રુઓ છે, એ ખરૂ પણ કામના કર્યા વિના, ભોગો માટે કર્મ કર્યા વિના કેમ ચાલે? ક્રોધ ન કરીયે તો આસપાસના લોકો કચરીદબાવી નાખે લોભ કર્યા વિના વ્યવહાર કેમ નભે? મમતા કર્યા વિના રક્ષણ કેમ થાય? ઈર્ષા કર્યા વિના ઉદ્યમ કેમ થાય? અભિમાન રાખ્યા સિવાય સ્વમાન કેમ જાળવી શકાય?' આવા વિચારો તમને થતા મનમા ગડભાજ થયાજ કરે

તમે ધાર્મીક જીવ હોવાથી તમને ગભરાટ થાય કર્મ કરવાથી પાપ થાય, એવા ભયથી અને જીવનસગ્રામરૂપ ઘરવ્યવહાર નહિ નભતો હોવાના ભયથી તમે કપવા લાગો તમને કોઈ રસ્તોજ ન સૂઝે તમારાથી ધધો થઈ શકે નહિ અને એનુ પરિણામ તમારી સમક્ષ બે રૂપવાળુ દેખાય. કર્મ કરવાથી પાપનો ભય, કર્મ નહિ

કરવાથી સંસારનો બધો વ્યવહાર અટકી પડવાનો ભય અને શારીરિક ભોગો, આરામો અને વિષયાનંદોનો અભાવ આવી પડવાનો ભય-તમારી નજરે તરી આવ્યા વિના રહે નહિ. આખરે તમને એવું થઇ આવે છે, કે 'બળ્યું મારે તો કશું જોઇએ નહિ. જે શરીરને માટે હું આ બધું ઇચ્છું છું તે શરીર તો છે નાશવંત.' છતાં પણ આ શરીર વિના ચાલેજ કેમ? શરીરમા રહેલા સત્વ -રજ-તમ-ત્રણ, ગુણો અને તેમનાથી ઉપજતા કામાદિ છ વિકારો બધા મનુષ્યોની માફક તમને વ્હાલા લાગે છે. તેમનો નાશ થતાંની સાથે બધો ઘરવ્યવહાર ગબડી પડવાનું પાપ લાગવાનો વિચાર આવે છે. 'ના, ના, તેમને ત્યજાય નહિ તેમજ મારી પણ નંખાય નહિ. એમના પર તો સુખનો આધાર છે'-આવો વિચાર જરૂર આવ્યાજ કરશે. 'ભલે આ બધાં પાપને મૂર્ખ જીવો ન સમજે, પણ હું વ્યવહાર, નીતિ, ધર્મકુશળ માનવી છું. આવા ત્યાગ અને સંન્યાસરૂપ કર્મ કરવાથી મારે પાછું હઠવું જોઇયે. અરે! બધો સંસાર નષ્ટ થઇ જાય. માનવજાત જંગલી બની જાય. સ્ત્રીપુરૂષો લગ્નગ્રંથીથી ન જોડાય તો કેટલો બધો અનર્થ થઈ જાય? અરે, તેઓ પશુઓ જેવા વ્યભિચારીઓ થઈ જાય, અને આમ સારાયે જગતની વ્યવસ્થા ખોરવાઇ જતા, આખુંયે જગત નરક સમાન બની જાય. જગત સુખને માટે અને આનંદને માટે બનેલું છે. ત્રણ ગુણો અને કામાદિ વિના સુખ અને આનંદ અનુભવીજ કેમ શકાય? ભલે એ કામનાથી-ક્રોધથી-મોહથી-ઇર્ષાથી કે અભિમાનથી મોત આવે અને પરિણામે ફરીને માનવદેહ ન પણ મળે, તોયે એમને ત્યજાયજ કેમ?'

આ પ્રમાણે, હે મુમુક્ષ દંપતિ! જેમ શેખચલ્લીના જેવા વિચારો કરતાં અર્જુન પોતાનું કર્મ કરતા અટકી ગયો અને અક્રિય થઈ ગયો, તેમ જે જીવોને ભગવાન પોતાના કરવાને

ઇચ્છે છે, તેવા જીવોની પણ આવી દશા એક વખત આવે છે. એવું તમને પણ થાયજ; પરંતુ તમે તો મુમુક્ષ છો. આ ગીતા-બોધ તમને અવશ્ય સચેત કરશે એની મને ખાત્રી છે. બાકી બીજાં માનવીઓ તો આંધળાઓની માફક છતી આંખે પાટા બાંધી આ જગતમાં ભમે છે. પહેલા અધ્યાયના ૨૯ થી ૪૭ સુધીના બધા શ્લોકો, જે અર્જુનની મનોદશા સમજાવે છે, તેવીજ મનોદશા તમારે તમારી પોતાની સમજી લેવી ઘટે છે. ૐ

અધ્યાય પહેલો સંપૂર્ણ



## ✻ અધ્યાય ૨ જો ✻

યુવાન દંપતિ ! માની લ્યો કે અર્જુન સમાન તમે પણ પરમાત્માને પ્રિય છો. તમારી આવી દશા જોઇને એ પરમાત્માજ શ્રીકૃષ્ણ તમને કહે છે કે:-

> ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति।
> समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्॥ (૧૮-૫૪)

'તું બ્રહ્મ છું, તું સુખરૂપ આત્મા છું, તારે શોચ કરવાનો કે કોઈ આકાક્ષા કરવાની ન હોય. તું સર્વેમાં સમાન છું. તારે તો મારી ઉત્તમ ભક્તિજ કરવાની હોય.'

ખરેખર, આ જગત પરમાત્માનો વિલાસ છે. આપણે બધા એનાંજ રૂપો છીયે. આપણને શોક કરવાનો શું હોય? એમના ઉપદેશને આપણે શ્રદ્ધાથી માની લેવો ઘટે. કર્મો તો જરૂર કરવાનાંજ છે. પ્રમાદ-આળસ-કામના અને ક્રોધને અવકાશ આપવો ન ઘટે. જુઓ શ્રીકૃષ્ણનું કહેવું લક્ષમાં લ્યો:- '

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ (૧૮-૫૫)

'જે ભક્તિવડે મને-હુ' જેવો છુ' તેવો તત્વથી-જાણે છે, તે મારા તત્વને શોકમુક્ત સમજીને મારા જેવો થઇને મને પામે છે એટલે સુખી થાય છે.'

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ (૧૮-૫૬)

'જે કોઇ સદા સર્વ કર્મો મારે આશરે રહીને-એટલે અભિમાન વિના, ફલેચ્છા વિના, ભગવાનના નોકર બનીને, ભગવાનને રાજી રાખવાને માટે કરે છે અને ભગવાન નારાજ ન થાય એવાં કરશે, તેના પર હુ' પ્રસન્ન થઇશ અને તે મારા જેવો થઇને સદા શોકમુકત થશે.'

**યાદ રાખો કે માનવીઓએ પોતાના મનમાં 'હુ' કરૂં છુ'' એવું અભિમાન કર્યા વિના સર્વ કર્મો 'પરમેશ્વરની દયાથીજ કરીને હુ' સુખી થાઉ' છુ'' એવી ભાવના કરીને પરમાત્માનેજ પરાયણ રહેવુ' જોઈએ.** પરમાત્માનેજ ચિત્તમાં, સુતાં, ઊઠતાં, હરતાફરતા, સર્વ ચેષ્ટા કરતા-રાખવા જોઇએ, કેમકે એવા બુદ્ધિના યોગથી શોકમુકત થવાય છે. જુઓઃ-

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चितः सततं भव ॥ (૧૮-૫૭)

વળી 'પરમાત્મામાં ચિત્ત રાખવાથી જગતની જંજાળની મુશ્કેલીઓથી, એમની પ્રસન્નતાને લીધે, તમે મોકળા રહેશો; અને

જો તમે તેમ નહિ કરો તો અહંકારના કારણે તમારો નાશ થશે' આવું અર્જુનદ્વારા સર્વ જીવોને સમજાવવા શ્રીકૃષ્ણ કહે છે કેઃ-

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ (૧૮-૫૮)

તમારે દંપતિએ, શોકમુક્ત રહેવાની ઇચ્છાવાળાંઓએ, ઉપરની બોધ રૂપી આજ્ઞા માનવી ઘટે. જો પ્રમાદ, આળસ અને મૂર્ખાઇથી ધંધો ન કરતાં બેસી રહેશો કે બેઘડી મનમાં ધંધો ન કરવાનો વિચાર પણ કરશો તોયે તમે કશું કર્યા વિના રહી શકવાનાંજ નથી. કારણકે તમારા શરીરની રચનાજ એવી છે કે જે કર્મ કર્યા વિનાજ ન રહે. શરીરનો સ્વભાવજ એવો છે; પરંતુ કરવા લાયક કે ન કરવા લાયક નો વિવેક ન રહે ભલે, પણ કર્મ તો કરેજ કરે. માનવસ્વભાવજ એવો છે, જેને માટે ભગવાન કહે છે કેઃ-

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ (૧૮-૫૯)

વળી એ વિષે આગળ પણ શ્રી ભગવાન કહે છે કેઃ-

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यवशोऽपि तत् ॥ (૧૮-૬૦)

'પૂર્વ જન્મોમાં કરેલા કર્મોની ટેવ આ જન્મમાં કાયમ રહેતી હોવાથી, એવા કર્મોથી બંધાયેલાં તમે, તમારી મરજી ન હોય છતા કારણશરીરની એ ટેવથી પ્રેરાતું આ સ્થૂલશરીર એની સ્થૂલતાના કારણે, તમારી ઇચ્છા ન હોય છતાપણુ કર્મ કરે છે અને એના સંગથી તમે કર્મ કર્યા વિના રહેતાજ નથી. માટે શાસ્ત્રોક્ત રીતે આજીવિકા માટેનાં આજ્ઞા કરાયેલા કર્મો અવશ્ય. કરવા ઘટે અને પરોપકારનાં કર્મો પણ કરવાં ઘટે.

આમ મનુષ્યમાત્રની કર્મ પ્રત્યેની અવશતા જણાવી, એ આખાયે યંત્રની શક્તિ અને એનો શક્તિદાતા કોણ છે તે બતાવવા ભગવાન અર્જુનને કહી તમો સર્વેને લાગુ પાડે છે કે:–

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ (૧૮–૬૧)

'આ વિશ્વરૂપ થઈને, પોતાનામાંજ વિશ્વને આશરો આપીને, સર્વે નામરૂપ પ્રાણીઓ અને માનવીઓના શરીર મધ્યે પ્રવેશેલા થઈને, જે ચેષ્ટા કરાવાતી પ્રતીત થાય છે, તેને ઇશ્વર કહેવામાં આવે છે, જે પોતાની યોગમાયાવડે રેંટમાળની પેઠે બધા ઉપજાવેલાં માનવીઓ વગેરેને ભમાવે છે. એ સગુણબ્રહ્મ છે, એ ગૃહસ્થોના ઉપાસ્ય દેવ છે.' એવા શક્તિવાળા ભગવાનનુંજ શરણું લેવું એ સાચા શોકમુક્ત, સુખી અને આનંદમય જીવનની ચાવી છે, એ બતાવવા શ્રીભગવાન કહે છે કેઃ–

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ (૧૮–૬૨)

'સંસારના કલેશોથી બચવાને અને સુખી થવાને તેનુંજ (ઇશ્વરનુંજ) શરણું લેવું જોઇયે. તમો દંપતિએ આ ઇશ્વરનુંજ નામસ્મરણ, કીર્તન, કથાશ્રવણ ઇત્યાદિ પુરી શ્રદ્ધાથી કરવું ઘટે. એની પ્રસન્નતાથીજ પુરી શાંતિ મળે છે એ ઇશ્વરનું આરાધન કરીને એના જેવા થવાય છે, જે ઇશ્વર શોકમુકત, સુખ અને આનંદ છે.

મુમુક્ષ દંપતિ! ગૃહસ્થો તરીકે શોકમુક્ત જીવન ગુજારવા માટે તમને જ્ઞાનની જરૂર છે. તે સમજીને બહુ જતનથી હૃદયમાં સાચવી રાખવા જેવું છે. શ્રીકૃષ્ણ કહે છે કે હે માનવજીવો!

પુરેપુરો નિર્ણય કરી એક નિશ્ચય પર આવી જાઓ. મારો કાંઈ આગ્રહ નથી. તમારી મરજી પ્રમાણે વર્તી શકો છો. પરમાત્માને તો બધું સરખું છે; સુખદુઃખ તમારી બુદ્ધિમાં છે, શોકવિશોક તમારા મનની દશામાં છે. જો તમને શોકમુક્તિ જોઈએજ છે, તો આ રસ્તો તમે પકડો–એવો બોધધ્વનિ શ્રીકૃષ્ણના કથનમાંથી નીકળે છે કેઃ–

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ (१८–६३)

વળી શ્રીકૃષ્ણ કહે છે કેઃ–

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ (१८–६४)

આ ગુહ્યજ્ઞાન તો મેં કહ્યુ, પણ તદુપરાંત અધિકાધિક ગુહ્ય જ્ઞાન હું તમને કહું છું. તે સાંભળો, કારણ કે તમે મારા અંશો હોઇને મને વ્હાલા છો. વળી તમે મારી સાથે પ્રીતિ કરો છો, તેથી તમારૂં દૃઢ હિત થાય તેવું કહું છું તે સાંભળોઃ–

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ (१८–६५)

'બસ (મારામાજ) પ્રભુમાંજ મનને તમારે પરોવી રાખવું ઘટે; પ્રભુનાજ સંકલ્પો મનમાં કરવા ઘટે; પ્રભુનુંજ ભજન કરવું ઘટે.' હે મુમુક્ષુ દંપતિ! આમ કહીને શ્રીભગવાન પ્રત્યેક જીવને બોધ આપે છે કે–તમારે તમારો ઘરધંધો ગૌણ ગણી, કેવળ પરમાત્મામાજ મનને લગાડી દેવું જોઇએ તેમાયે રામ–કૃષ્ણ–શંકર યા જે તમારા ઇષ્ટદેવ તમે માન્યા હોય તેમનુંજ પૂજન, ભજન,

સેવન અને ઉપાસન કરવું જોઈએ. એ બધાં બ્રહ્મનાંજ રૂપો છે એવું સમજવું ઘટે. દેખાદેખી કરતાં ન આવડતું હોય તો કોઈ જાણકાર બ્રાહ્મણ પાસેથી શીખી લેવું વધુ ઠીક થઈ પડશે. પ્રતિજ્ઞા કરીને પ્રભુ કહે છે કે 'તદે મને વ્હાલાં છો; હે દંપતિ! તમે મારા જેવા શોકમુક્ત થશો; હું સાચું કહું છું.'

> सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
> अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ (१८–६६)

'તારા સ્વભાવવાળાં કર્મો અને ધર્મો, એટલે તારા ગુણોને એકબાજુ મુકી દઈને મારી નીકટ આવ; મારા જેવો થા, મારૂં શરણું સ્વિકાર; તારે કોઈ જાતનો શોક કરવાનો છેજ નહિ. મતલબ તને કોઈ શોક કરવા જેવું દુ:ખ નહિ આવી પડે. આમ કરવાથી તું દુષિત યાને પાપકર્મ કરતો અટકી જશે. હું તને સર્વ પાપોથી છોડાવીશ.' આ કથન તમને બધાને કહે છે એમ સમજવું ઘટે.

મુમુક્ષ દંપતિ! આ બોધ તમે જુવાનોને નાદાન હાલતમા હો ત્યાસુધીનો છે. તમે જો એ પ્રમાણે વર્તશો, તો જરૂર તમને આ જગતના જીવનના કલેશો, જે અભક્તોને થાય છે, તેવા થશે નહિ. આજીવિકાને માટે ધધો તો અવશ્ય કરવોજ જોઇએ. તમે બધા ક્ષત્રિય નથી, રાજ્યકર્તા નથી, તમારે તમારી આજીવિકા માટે કોઈ સાથે લડવાનું નથી. તકરારો અને ટંટાફિસાદોથી તમારે વેગળા રહેવું ઘટે. તમારે કાયદો હાથમા લેવાનો નથી. જો કોઈ તમને પજવે તો તમારે રાજ્યવ્યવસ્થાના શાંતિ તેમજ કાયદાના અધિકારીઓને ફરિયાદ કરી ન્યાય મેળવવો જોઈએ. તમારા રક્ષણ માટે તમે સરકારને કર આપો છો.

જેમ તમે બીજાની ફરિયાદ કરો છો તેમ તમારાં આચરણો માટે બીજાઓને તમારી વિરૂદ્ધ ફરિયાદ કરવાનું કારણ હોય છે.

એવી ફરિયાદ કરવી પડે તેવા તમારા આચરણોનુ મૂળ તમારી હદ ઉપરાતની કામના અને ક્રોધ હોય છે આ કામ અને ક્રોધ વડે વ્યવહાર કરવા છતા જ્યારે તમે ફાવતા નથી ત્યારે પરિણામે તમે પસ્તાવો કરો છો ત્યારે કર્મોની ક્રિયાઓનો શ્રમ તમારાથી સહન થતો નથી ત્યારે અને અધુરા આત્મજ્ઞાન, અધુરા શોકમુક્તિના જ્ઞાન અને અધુરા વૈરાગ્યથી તમને મુઝવણ, કટાળો, ભય અને દુચિતા થાય છે પરિણામે તમને ખેદ થાય અને ન સમજાય તેવુ દુખ થાય છે અને અર્જુનને થયુ હતુ તેમ તમારી પણ અક્કલ બહેર મારી જાય છે જુઓ સજયે ધૃતરાષ્ટ્રને અર્જુનની સ્થિતિ કહી અને ભગવાને તેને બોધ આપવાનો આરભ કર્યો એમ કહેવા કહ્યુ કે –

त तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिद वाक्यमुवाच मधुसूदन ॥ (२-१)

'દયામા ડૂબેલા, દુખી થયેલા અને આખમાથી આસુ સારતા અર્જુનને, શ્રીકૃષ્ણ કે જેમનુ એક નામ મધુસદન છે તેમણે કહ્યુ' કે –

कुतस्त्वा कश्मलमिद विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ (२-२)

'આવા અણછાજતા સમયે આર્યમાનવીને ન છાજે તેવુ દુષિત અને માનવદેહ તેમજ ગૃહસ્થાશ્રમને પામ્યા પછી 'હુ ધધો નહિ કરૂ' એવુ અપયશ આવે એવુ, વિપરીત મતવ્યવાળુ અને અધપતન આને એવુ મતવ્ય તારામા કયાથી આવ્યુ ?'

હે દપતિ ! તમને આ શોભે નહિ તમારામા આવી મલીનતા ન આવો કર્મ નજ કરવુ એ તો તમારા મનની દુર્બળતા છે છોડી દો એ દુર્બળતાને અને કર્મમય બનો શોકમુક્તિ અને સુખ

તો તમને જોઈએ છે, તો તે કર્મ કર્યા વિના મળી શકશે જ નહીં. તમે પૃથ્વીમાંથી પેદા થયા છો અને પૃથ્વીની જડતા કર્મરૂપ તપ કર્યા વિના જતી નથી. એ જડતા જો ન જાય, તો શોકમુક્ત થવાય નહીં પુરુષાર્થરૂપ ધંધો કરવો જ પડે અને તે પણ પ્રમાણિકતાથી. જુઓ શ્રીકૃષ્ણ અર્જુનને એજ મતલબનુ કહે છે કે –

> क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
> क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप॥ (२–३)

એના જવાબમા અર્જુને જે કહ્યુ હતુ તેવુ જ તમારા મનમા આવવાનુ કે –

> कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
> इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन॥ (२–४)

'ભીષ્મ અને દ્રોણ કે જે પૂજા કરવા યોગ્ય છે, તેમની સામે હું બાણથી કેવી રીતે લડુ ?' હે મુમુક્ષુ દમ્પતિ! તમે પણ આવો પ્રશ્ન કરશો કે 'ભીષ્મ અને દ્રોણ સમાન કામ અને ક્રોધ સામે લડી શોકમુક્ત રહેવાય તો અમારાથી બની શકેજ નહીં. અરે, એમનો આદર, માન, પૂજન કરીયે નહીં તો અમારી પરણેલી જીંદગી મજા વિનાની થઈ બરબાદ થઈ જાય.' અર્જુન પોતાની વાત વધુ કસાવતા કહે છે કે:–

> गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।
> हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान्॥ (२–५)

'જગતમા કીર્તિમંત, ધનવાન, બળવાન અને મહાન માનવીઓમા કામ અને ક્રોધ હોય છે. માટે ભીષ્મ અને દ્રોણ સમા બે એ–કામ અને ક્રોધ–ગુરૂઓ છે. એમની સામે લડવા અગર એમને મારવા કરતા તો ભિખારી થઈને ભટકવુ એ ઠીક

છે, કેમકે ધંધો કર્યા વિના મળેલા ભોગો. ઈતર પ્રયાસો જેવાકે ચોરી, લૂટ કે ખૂનથીજ મેળવેલા હોઈ શકે. એવા રુધિરથી ખરડાયલા ભોગો કરતા કામ-ક્રોધથી ધધો કરીને હેરાન થવા કરતાં ધધો ન કરવામાં અર્જુન શ્રેય માનતો હતો તેથી તેણે ઉપલો શ્લોક કહ્યો.' તમે પણ એવું માનશો પણ એ કર્મ કરવાની રીતના અજ્ઞાનથી તમને દુચિતા થાય છે. જુઓ અર્જુનને કેવી દુચિતા થાય છે તે-

न चैतद्विद्म. कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिता. प्रमुखे धार्तराष्ट्रा ॥ (२-६)

'શુ ખબર પડે કે કામ અને ક્રોધને મારીને જગતમા સુખેથી જીવાશે? ભોગો ભોગવાશે? શોકમુક્ત જીવાશે? એમના વિના કેમ જીવી શકાય? એમના વિના અમારો ઘરવ્યવહાર કેમ ચલે? એવુ તો શું ન બને કે સુખેથી કે શોકરહિતપણથી ન જીવાય? પરણવાનો લ્હાવો ન લેવાય? અને ગધ્ધાની માફક મજુર જીવન ગુજારવાનુ થાય? શું યોગ્ય છે તે સમજાતુ જ નથી'

મુમુક્ષ દંપતિ! અર્જુનના એટલે સર્વ જીવોને આવા તર્ક-વિતર્કોમાથી મુંઝવણ પેદા થાય છે. અન્તે માર્ગદર્શન યાને ગુરૂને પોતાનુ શ્રેય શું છે તે પુછવા માટે તેમને શરણે જવું પડે છે. જુઓ અર્જુને તેમજ કર્યું હતું કે:-

कार्पण्यदोषोपहतस्वभाव. पृच्छामि त्वा धर्मसमूढचेता ।
यच्छ्रेय' स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मा त्वां प्रपन्नम्॥
(२-७)

'હે પરમાત્મન્! શારીરિક ભોગવિલાસની ભાવનાથી લાલચુ બની ગયેલાં અમારે શું કરવુ, કેમ ચાલવુ-એવો માર્ગજ સૂઝનો

નથી. માટે જેમાં અમારૂં કલ્યાણ હોય તે નક્કી કરીને બતાવો! તમારાથી મહાન ગુરૂ બીજો કોણ હોય? અમે તો તમારાજ ચરણોમાં પડીયે છીયે. અમને શરણે આવેલાંને તમારા શિષ્યો તરીકે સ્વીકારો અને શોકમુક્ત જીવનનો માર્ગ બતાવો.'

હવે જો કોઈ વખતે તમારી પાસે અઢળક ધન એકઠું થયું હોય, સત્તા પણ ખૂબ મળી હોય અને પુષ્કળ માનવીઓના બહુમોટા પક્ષવાળા તમે બનો, તોયે તમારા મનમાં એક મોટી ચિંતા યા દુઃખ હોય, હોય ને હોયજ છે. તમને તેમાંથી શોકમુક્તિનો કોઈ માર્ગ જડતોજ નથી. અર્જુનને પણ આવુંજ મનમા આવ્યું હતું કેઃ-

'न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम्।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम्॥ (२-८)

'આ પૃથ્વી અગર ત્રિલોકીના રાજ્ય મલ્યાની કલ્પના કરીને પણ મારા શોકને સમાવે એવો માર્ગ મને જડતો નથી.' લોલુપતારહિત, કામ ક્રોધરહિત, અહંકારરહિત થઇને ધંધો કરીને ઘરવ્યવહાર ચલાવવાની તમારામા સમજ આવવી અને તેમ થયે શોકમુક્ત થવું એ તમારે માટે બહુ કઠણ છે

આ બધી વાત જે સંજય ધૃતરાષ્ટ્રને કહેતો હતો તેણે આગળ કહેવા માંડયું કે, હે રાજન્'

'एवमुक्त्वा हृषीकेश गुडाकेश परंतप।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह॥ (२-९)

'તે શત્રુઓને તપાવનાર અર્જુને-મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણને 'હે ગોવિંદ! હું નહીં લડું' એમ કહી પોતે મૌન રહ્યો.'

યુવાન દંપતિ! તમે પણ કામ અને ક્રોધના પાશમાં ફસાયેલા –'બળ્યું'! કોણ વૈતરાં કરે' એવું મનમાં લાવીને તમારા તે શત્રુને જીતવાની તમારી શક્તિ છતાં અર્જુનની માફક પોતાના યુદ્ધધર્મને ભૂલી જાઓ છો. જે કરવોજ જોઇએ તે ઘરધંધો કરવોજ જોઈએ, છતાંયે લંડન, મુંબઈ અને એવા બીજા વૈભવી શહેરોમાંના વૈભવોમા ડૂબી ગયેલાં માનવીઓની માફક તમને તમારૂં સાચું કર્તવ્ય સમજાતુંજ નથી. આવું થાય છે છતાં તમારો એ નિશ્ચય પણ ટકતો નથી, કેમકે તે નિશ્ચયથી પણ તમારો ઘરવ્યવહાર અને ભોગવિલાસ ટકતાં નથી. માત્ર તમે તો 'સુખ નથી, સુખ નથી' એમ બબડયાજ કરવાના.

આ પ્રમાણે જેમ અર્જુનને તેમ તમને પણ થાય છે, ત્યારે તમારા શેખચલ્લીના જેવા તર્કવિતર્કો સાભળે છે ત્યારે ભગવાન કે જેનું તમે શરણ લીધું છે અને ગુરૂ માન્યા છે, તે તમને આનંદ આપવા માટે, શોકમુક્ત જીવવા માટે–આ જગત કે જે તમારા માટેજ રચેલું છે, જેની તમને યાદદાસ્ત રહી નથી, તે સમી આ રણભૂમિમાં, જેવીરીતે કુરૂક્ષેત્રની રણભૂમિમા અર્જુનને–તેમ તમને કહે છે. જુઓ સંજય આજ વાતને કહેતાં કહે છે કેઃ–

तमुवाच हृषीकेश प्रहसन्निव भारत।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः॥ (२-१०)

હવે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને તથા તમો સર્વે જીવોને બોધ આપવાની જે શરૂઆત કરે છે, તે ખાસ લક્ષમા લઇ આચરવા જેવું છેઃ–

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचति पंडिता.॥ (२-११)

યુવાન દંપતિ! આ બોધનો મર્મ સમજવા જેવો છે, જુઓ –ભીષ્મ અને દ્રોણરૂપ કામ અને ક્રોધ–એ બેઉનો નાશ થાય તેની

ફિકર તમારે કરવાનીજ નથી. એ ભીષ્મ અને દ્રોણનાં શરીરો —પ્રકૃતિનાં કાર્યો અવિદ્યાથી ઉપજેલાં છે. એવીજરીતે કામ અને ક્રોધ પણ પ્રકૃતિથી પેદા થયેલા અવિદ્યાના ગુણો છે. તેનો નાશ થાય તેની ફિકર તમારે કરવાનીજ નથી. શરીરો અને કામ–ક્રોધ નાશ થવાનાજ સ્વભાવવાળા છે. તેઓ નાશવંતજ છે. તો જેઓ નાશ થવાનાજ છે, જેમનો નાશ અનિવાર્યજ છે, તેનો શોક કરવામા બુદ્ધિમતા શી ? અરે, એમા બુદ્ધિમતા નથીજ નથી. જુઓ ! જેમ અર્જુનને કહ્યુ તેમ પરમાત્માએ તમને કહ્યુ છે. તમારી બુદ્ધિ ખોડવાળી છે. તમારામાં ખરાખોટાનુ, સત્ અસતનું, ધર્મ અધર્મનું પારખું કરવાનો વિવેક નથી. વિવેક વિનાની બુદ્ધિવાળાં માનવીઓ પંડિતો યા વિદ્વાન કહેવાયજ નહીં. જેનામા વિદ્વત્તા નથી, એવા માનવીઓએ પોતાની બુદ્ધિમા આવે તેમ વર્તવું ન ઘટે. ખોડવાળી, પરિપકવ જ્ઞાન વિનાની, ગુરૂના સત્સંગ વિનાની બુદ્ધિ હાનિ કરે છે. પરિપકવ બુદ્ધિવાળા વિદ્વાન પંડિતો મુએલાં અને મરવાનાજ એવાં નાશવંત શરીરો, નામો તથા રૂપોનો જરાયે શોક કરતા નથી. તમારે પણ કામાદિ વિકારો મરી જાય તેની ચિંતાજ કરવાની નથી. ૐ

અધ્યાય બીજો સંપૂર્ણ



## ❊ અધ્યાય ૩ જો ❊

મુમુક્ષુ દંપતિ ! પહેલા અને બીજા અધ્યાયમા જગતમાં શોકમુક્ત જીવન ગુજારવાનો ઉપાય તમને એ બતાવ્યો કે તમે તમારી સંતતિને કામ, ક્રોધ વિનાની બનાવીને ઉછેરવા તમે પણ પ્રથમ તેવા થયા વિના તમારા બાળકોને તેવાંજ બનાવી શકો

નહીં માટે તમને પણ કામ, ક્રોધથી સાવધાન રહેવાનુ કહ્યુ. નાથે સાથે તમારો ઘરધધો પણ જરૂર કરવાનુ કહ્યુ છે. આળસ, પ્રમાદ, કામ અને ક્રોધ ત્યાગવાનુ, પ્રભુભક્તિ કરવાનુ અને પ્રભુ રાજી રહે તેવાજ કર્મો કરવાનુ કહ્યુ છે ઘરધધો કરતા પણ કામ, ક્રોધને અળગા રાખવાનુ કહ્યુ, પરન્તુ તમે ભજન-સત્સગ જ્યા સુધી કરો નહીં અને તમને જ્ઞાન ન હોય ત્યાસુધી તમે સાચા સુખનો અનુભવ કરી શકતા નથી. અલબત્ત, તમે અહીં શોકમુક્ત રહી શકો છો

વારૂ ! તમે આમ શોકમુક્ત તો રહી શકો છો, પણ કોઇએક દિવસ તમને મરણ પ્રાપ્ત થવાનુ છે, તો એ મોત પછી ભલે તમે કોઈ ઉત્તમ દુનિયામા શરીર ધારણ કરવા માટે, લાબુ આયુષ્ય અને ઉત્તમ સુખ મેળવવા અને જ્યા શોકનો અભાવ હોય એવો દેહ મેળવવા માટે, વૈકુઠ-બ્રહ્મલોક-શિવલોક-સાકેત વગેરે લોકમા જવાનો અધિકાર મેળવવા માટે જો તમારો આ જન્મનો પુરૂષાર્થ પૂરો ન હોય, અગર તો ઇશ્વરપ્રાપ્તિ અને પરમપદપ્રાપ્તિ માટે પુરૂષાર્થ ન કરી શકયા હો, છતાપણ હવે પછીનો જન્મ માનવદેહમા થાય એવો પુરૂષાર્થ તો તમારે જરૂર કરવો ઘટે. આ પુરૂષાર્થમા પ્રભુનુ આરાધન, આત્મોપાસના, સ્વસ્વરૂપ જ્ઞાન, જગતનુ-ઇશ્વરનુ -પરમાત્માનુ-બ્રહ્મનુ જ્ઞાન અને બ્રહ્મપ્રાપ્તિ માટેની ક્રિયાઓ કરવાનુ તો તમારે જરૂર જાણવુ જોઈએ એ જ્ઞાન તમને આ જન્મમા તો ઠીક પણ બીજા જન્મમ પણ બહુ ઉપયોગી થઈ પડશે તમારામા અને અર્જુનમા ફરક છે અર્જુન શ્રીકૃષ્ણનો સગો, સખો જન્મભકત હતો છતા એને જ્ઞાનની જરૂર પડી અને એ જ્ઞાન એને મળ્યુ એની બાવન વર્ષની ઉમરે અને કામમા આવ્યુ કૃષ્ણના વિયોગ પછી પાછળની અવસ્થામા, જ્યારે તમારે તો તે અત્યારથીજ સાથે સાથે જાણી લેવુ ઘટે ઇશ્વરપ્રાપ્તિ અને પરમ-પદપ્રાપ્તિ માટેનો વાર્તાલાપ હવે આપણે શરૂ કરીશુ. ઘરધધો

કરતા જાઓ, સાથે સત્સંગ પણ કરતા જાઓ અને એ સત્સંગ તમને ઇશ્વરપ્રાપ્તિ અને પરમપદપ્રાપ્તિ માટે રૂચિ પેદા કરશે.

શ્રીકૃષ્ણ કહે છેઃ–"નિત્ય શોકમુક્તિ, નિત્ય સુખાનુભવ અને પરમાનંદ–એ શરીરથી અનુભવાતાં નથી પણ આત્માથી અનુભવાય છે. તમે આત્મા છો.- એ આત્માનો તમારે સાક્ષાત્કાર કરવો ઘટે." જેમ અર્જુનને કહ્યું તે તમનેજ કહે છે એમ સમજી, એમાં તમે, હું અને બીજા–રંક, રાજા–બલ્કે માનવીમાત્ર બધા એક આત્મા છીએ અને આપણે કદાપિ ન હતાં એમ નથી અને હોઈશું નહીં એમ પણ નથી. મતલબ કે શ્રીકૃષ્ણ પરંબ્રહ્મતત્વ રૂપે એકજ આત્મા છે, નિત્ય છે, પરમ સુખરૂપ છે. જેમ હજારો પાણીનાં ભરેલાં કૂંડાંમાં હજારો સૂર્યો દેખાય અને પ્રત્યેકમાં એકએક દેખાય, છતાં જેમ સૂરજ એકજ છે તેમ પ્રત્યેક શરીરમાં આત્મા જુદો પ્રતીત થતો જુદો ન હોતાં એકજ છે તેમ સમજવું. પરંબ્રહ્મ પોતેજ પરમાત્મા, ઈશ્વર, આત્મા અને શ્રીકૃષ્ણ–માયિક ઉપાધિ યા શરીર વડે જુદા દેખાય પણ એક છે. અનેક નથી. તમે આત્મા છો એમ બરાબર દૃઢતાથી માનો! આ વાત તમારાથી પહેલાં પહેલાં સમજાશે નહીં, પણ સત્ય છે. તમે આત્મા છો એવું તમને સમજાતું નથી એ તમારી વિસ્મૃતિ છે, ભૂલ છે, તમારૂં અજ્ઞાન છે. આ અજ્ઞાન દૂર કરવા માટેજ પરમાત્માની અનન્ય ભક્તિ કરવી ઘટે. જપ–તપ–વ્રત–યજ્ઞ–યોગ–પુણ્ય–દાન અને એવાં પારમાર્થિક અને ઉપકારક કર્મો પ્રભુને પ્રસન્ન કરવાને માટે કરવા ઘટે. જુઓઃ-

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम्॥ (२-१२)

હવે તો એ આત્મા સંબંધી તમારે બધુંજ જાણવું જોઇએ. ઉપર તો ભગવાને બધાને આત્મા કહ્યા, પણ દરેકના શરીરમાં

છે તેમ તમને તમારા શરીરમા એ આત્મા ચેષ્ટા કરનો ભાસે છે તો જે તમે શરીર શબ્દથી ઓળખો તો એ ચેષ્ટા કરતો આત્મા શરીરી અને દેહ તરીકે ઓળખો તો દેહી–એવી સજ્ઞા અપાય છે હવે જેમ દેહ કુમારાવસ્થા ત્યાગી યુવા અને યુવા પછી વૃદ્ધાવસ્થામા આવે છે તેવીરીતે આ દેહી એક દેહમાથી બીજામા, બીજામાથી ત્રીજામા અને પછી ચોથા–પાચમા– એમ દેહો ત્યજીને જાય છે આવુ હોવાથી બુદ્ધિવાન મનુષ્યને એ બાબતમા કોઈ ક્લેશ થતો નથી, એવુ સમજાવવા ભગવાન કહે છે કે –

देहिनोऽस्मिन्यथा देहे कौमार यौवन जरा।
तथा देहातरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ (૨-૧૩)

હે શ્રેષ્ઠ દપતિ! ‘ હુ દેહ નથી, પણ આત્મા છુ ’ એવુ જ્ઞાન જે દપતિને હોય છે તેઓ સુખ અગર દુ ખ પડતા એ તો શરીરનેજ થાય છે એમ બરાબર સમજે છે અને પોતે આ મા હોઈ તેઓને સુખદુ ખની વ્યથા થતી નથી વળી ધીરજ વાળા હોવાથી તેઓ મોક્ષમુક્તિ યાને કલ્યાણ પામવાને સમર્થ થાય છે યાદ રાખો! જે દપતિ પોતાને આત્મા માને છે તેઓ વડે શરીરને કે મનને વ્યથા થાય તેવા કર્મો થતાજ નથી તેમના કર્મો તો નિર્દોષ અને પ્રભુને પ્રસન્ન કરનાર હોવાથી તેમના શરીરને દુ ખરૂપ ફળ આપનારૂ થતુજ નથી એને માટે જુઓ! ભગવાન કહે છે –

य हि न व्यथयत्येते पुरुष पुरुषर्षभ।
समदु खसुख धीर सोऽमृतत्वाय कल्पते॥ (૨-૧૫)

હવે જે જ્ઞાન વડે સર્વવ્યાપક આત્મા નિરજન, નિરાકાર છે એવુ સમજાવનારા ગ્રથને વેદાન્ત કહેવામા આવ્યુ છે, જેમા એ જ્ઞાનને સત્ નામથી સમજાવવામા આવ્યુ છે સત્ એટલે તે જ્ઞાન

કે જે કોઈપણ કાળે ન હતું એવું છેજ નહીં, અને એનાથી ઉલટું જે છે તે બધુંજ અસત્ કહેવામાં આવ્યુ છે આ અસત્ લક્ષણુ-વાળું જગત છે, તે સત્ નથી અને તેની સત્તાજ નથી. આમ સત્ એવો જે આત્મા અને અસત્ એવું જે જગત–એ બેઉના સ્વરૂપોને તત્વજ્ઞાનીઓએ જાણવાં છે. તમારે–મુમુક્ષુઓએ પણ એ સ્વરૂપને જાણવાં ઘટે. જુઓ અર્જુનને પણ આવોજ ઉપદેશ મલ્યો છે કે –

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभि ॥ (૨–૧૬)

એ આત્માને તો તમોએ અવિનાશીજ જાણવો ઘટે. એ આત્મા ન હોય તો આ દેખાતું આખુ જગત પણ હોય નહીં. કારણકે બીજ વિના વૃક્ષ હોય શકેજ નહીં. તેમ એના વડેજ આ જગત ઉપજ્યુ છે. વળી એ અવિકારી છે અને અવિકારી હોઈ એનુ અવિનાશીપણું સિદ્ધ છે. ભગવાનનો ઉપદેશ પણ એજ છે કે –

હે અર્જુન!

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति॥ (૨–૧૭)

આમ આત્મા સંબધી જાણ્યા પછી દેહ સંબધી જાણવુ પણ અગત્યનુ હોઈ ભગવાન કહે છે કે–પ્રાણીમાત્રના, માનવીઓ–દેવો–દાનવો–અરે, ખુદ ભગવાનના અવતારો અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ–ના દેહો ભલે એક ક્ષણથી માંડી અબજો વર્ષ સુધીની આવરદાવાળા હોય પણ આખરે દેહી યાને શરીરી જેને જુદાજુદા બલથી પોતાના માનેલા એવા આખરે અંત વખતે–મૃત્યુ પામનારા હોઈ અંતવાળાજ છે. દેહી યા શરીરી એટલે તમે–તમારા શરીરમા રહેલુ ચેતન–તમારો જીવ–યાને તમારો આત્મા એકજ છે. એ

કદાપિ નાશને પામતો નથી એટલે કે એ અવિનાશી છે વળી તે એટલો બધો મોટો છે કે એનું કોઈ માપ-ઉંચાઈ-લંબાઈ-જાડાઈ- પહોળાઈ કાઢી શકાતુંજ નથી. આમ આત્માનું અવિનાશી-પણું સિદ્ધ થાય છે ત્યારે શરીરનું વિનાશીપણું પણ સિદ્ધ છેજ એટલે જેવા શરીરની તમારી ભાવના થાય તેવું નવું શરીર પણ તમને મળે છેજ, તો પછી નાશ પામવાના સ્વભાવવાળા શરીરના મૃત્યુનો ભય તમારે કરવાનોજ નથી આ પ્રમાણેનું જ્ઞાન આપી જેમ ભગવાને અર્જુનને યુદ્ધ કરવાનું કહ્યું તેમ તમારે સમજીને નિર્દોષ, ઉપકારક અને બીજાને હાનિ ન થાય તેવીરીતના કર્મ કરી તમારી આજીવિકા માટેના, ઈશ્વરપ્રાપ્તિના, શોકમુક્તિના અને પરમપદપ્રાપ્તિના કર્મો કરવાનું કહે છે એમ સમજવું ઘટે. જુઓ –

> अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
> अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ (२-१८)

આમ તમારે આત્મભાવ કેળવવા આત્માના બધા ગુણો જાણવાજ જોઈએ કે જેથી કોઈપણ જાતના સંશય વિનાના થઈ તમે 'આત્મા છે' એવું દૃઢ જ્ઞાન કરાવવા ભગવાન અર્જુનદ્વારા પાછું કહે છે કે એ તમારો અથવા બીજાનો આત્મા કોઇથી હણાતો નથી કે તે કોઇને હણતો નથી. આવું નિરર્થક સમજ્યા વિનાનું કહેનારની માન્યતા સાવ ખોટીજ છે. તેઓ પોતાના સ્વરૂપને જાણતાજ નથી અને તે માટે કહે છે કે –

> य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
> उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ (२-१९)

હવે કદાચ તમને આત્મા વિષે બીજો પ્રશ્ન થાય કે એ આત્મા હણતો કે હણાતો નથી એ તો ઠીક, પણ એ કોઈ દિવસ મરતો તો હશેને ? તો એના જવાબમાં ભગવાન કહે છે કે એ

આત્મા કદાપિ મરતો નથી, તેમજ જન્મ લઇને તે મરતો નથી કે મરીને તે પાછો જન્મ લેતો નથી. આમ એ આત્મા જન્મ-મરણથી મુક્ત હોઈ નિત્ય કહેવાય છે અને એકજ સ્વરૂપમાં રહેતો હોવાથી એને શાશ્વત પણ કહેવામાં આવે છે. વળી એનામાં વૃદ્ધિ, કે ક્ષયના લક્ષણો વિનાનો, સદા નવિન હોઈ એને પુરાણ પણ કહેવામાં આવે છે. જો શરીરના ટુકડા કરી નાખવામાં આવે તોયે તે આત્માના ટુકડા થતા નથી. વળી તે સૌથી જૂનો હોઇને પણ તેને પુરાણ કહેવામાં આવે છે. ટૂંકાણમાં આત્મા ભાવવિકારરહિત, જન્માતરપ્રાપ્તિરહિત, વિપરિણામપણારહિત, સદા બહુરૂપપણારહિત, માતપિતારહિત-આવા છ વિકારો રહિત છે અને દયા-શાંતિ-ઈર્ષારહિત-પવિત્રતા-અનાયાસતા-માગલ્ય-કૃપણતારહિત-અસ્પૃહિ-આવા આઠ ગુણોવાળો છે. આવું સમજાવવા કહે છે કે:-

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ (૨-૨૦)

એ આત્મા-અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી છે, તે પુરૂષ છે; તે કોને મારી નાખે અગર તો એને કોણ મારી નાખે? દરેક દેહને વિષે એ આત્માજ પુરૂષ થઇને રહેલો છે એ પોતાનો ઘાત કેમ કરે?

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम्॥ (૨-૨૧)

તો પછી દેહનું શું અને આત્માનું શું? એ બે વચ્ચે સંબંધ શો? આવા પ્રશ્નોના જવાબમાં ભગવાન ઉપમા આપી સમજાવે છે કે 'જેમ તમે જૂના વસ્ત્રો ઉતારીને નવા વસ્ત્રો પહેરો છો, તેમ તમે (આત્મા) જૂના શરીરોરૂપી વસ્ત્રો બદલી (ત્યજી) બીજાં નવાં શરીરોમાં જાઓ છો (પહેરો છો).

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ ( २–२२ )

આમ છેક મરી જવાના, મારી નાખવાના, જન્મવાના, આદિ અતવાળા પરિણામોની વાત તો કહી, પણ માણસને પોતાના જીવનમાં જાતજાતના પરિણામો ભોગવવા પડે છે, જેને દુઃખ તરીકે સમજાવાય છે તો આત્માને તો એ પરિણામો અડકી પણ શકતા નથી એ સમજાવવા ભગવાન કહે છે કે એ આત્મા કોઈ હથિયારથી કાપી, છેદી કે છૂંદી શકતો નથી, અગ્નિથી બાળી શકાતો નથી, પાણીથી ભીંજવી શકાતો નથી કે પવનથી સૂકવી શકાતો નથી –

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ ( २–२३ )

કારણ કે એ આત્મા છેદાય નહીં– બાળી શકાય નહી –ભીંજવી શકાય નહીં–સૂકવી શકાય નહી એવો, નિત્ય, સર્વગત, સ્થિર સ્વભાવવાળો, જે વડે ક્રિયાશક્તિ ઉત્તેજીત થાય છે એવો અને સનાતન છે –

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ ( २–२४ )

હે જિજ્ઞાસુ દંપતિ ! આ આત્માના વધુ ગુણો સાંભળો ' એ દેખાય નહીં તેવો, બુદ્ધિમાં પણ આવે નહીં તેવો અને વિકાર વિનાનો કહેવાતો હોવાથી એને એવો જાણ્યા પછી તમારે શોક કરવો યોગ્ય નથી અલબત્ત, એને એવો જાણવાને સાધનો તો જરૂર કરવાં પડે છે ગુંઓ ભગવાન પણ અર્જુનને એમ કહે છે –

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ (૨–૨૫)

આટલું જાણ્યા પછી પણ જો તમારી બુદ્ધિમાં આત્મા સંબંધીનું સત્ય કદાચ ન ઠસે અને તમે કદાચ એને સદા જન્મતો અને મરતો માની લ્યો તોપણ એને માટે તમારે શોક કરવો ઘટતો નથી. તમારા મરી ગએલા સંબંધીઓનો આત્મા પાછો પેદા થાય છે એવું સમજીને પણ તમારે શોક કરવો ઘટતો નથી. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આ મતલબનુંજ સમજાવ્યું છે. જરૂર જરૂર જરૂર સમજો ! તમારૂં અજ્ઞાન ગયું અને તમારા સ્વસ્વરૂપનું જ્ઞાન થયું કે તમે શોકમુક્ત જીવન ગુજારવા લાગશો. જુઓ –

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ (૨–૨૬)

ઉપરના કથનના પ્રમાણરૂપે ભગવાન કહે છે કે 'જે જન્મ્યું છે તે જરૂર મરવાનુંજ છે અને મૃત્યુને પામ્યું તે જરૂર જન્મવાનું છે,' જે તમને પ્રત્યક્ષજ છે. હવે જો એમ ન હોય તો પ્રલયનો સમય થયા પહેલાં જગત અદૃશ્ય થઇ જાય માટે આવા અનિવાર્ય નિયમ માટે તમારે શોક કરવો ઘટે નહીં. આવું બધા પ્રકારનું જ્ઞાન તમારે સંપાદન કરવું ઘટે. એ જ્ઞાન વિના તમે શોકમુક્તિનો અનુભવ કરી શકો નહીં. તમે કદાચ એમ માનશો કે– 'આવી વાતો માની લેવા માટે છે અને તમે શોકમુક્ત છો એ પણ માનીજ લેવાનું છે' –તો એવું ખોટું માનશો નહીં. આવી વાતો બીજાની કહેલી માગીમથેડી મનથી માનવા માટેની નથીજ, પણ જ્યારે તમને એ જ્ઞાન ઉપજશે ત્યારે તમારાં સંચિત–પ્રારબ્ધાદિ કર્મો નષ્ટ થઈ જતાં તેનાં ફળથી તમે મુક્ત થઈ જાઓ છો અને ત્યારેજ તમે નવાં કર્મ એવાં કરો છો કે જેનાથી તમને શોક થતોજ નથી. આ છે જ્ઞાનનું મહાત્મ્ય. એને માટે ભગવાને કહ્યું છે કે –

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ (૨-૨૭)

વળી અવ્યક્ત એવી માયા-જે નામરૂપ વડે પ્રકાશતી નથી પણ એના વડે જેમનો જન્મ છે, એવાં અવ્યક્તો-ન દેખાય તેવાં અને દેખાય તેવાં શરીરો-ભૂતો, અને બેઉની મધ્યેનાં દેવો-મનુષ્યો -પશુપક્ષીઓ વગેરે-જેના આભાસની મધ્યે મળી આવતાં રુપો, જે બધા માયામાંજ સમાઇ જનારાં છે અને જેમનો સ્વભાવજ દેખાવાનો અને નષ્ટ થવાનો છે ત્યાં શોક કરવો શું કામનો? સીનેમાના સફેદ પડદા પર રાત્રે દેખાતા દેખાવો જેવો આ એક વિશ્વરૂપ યા જગતરૂપ પ્રપંચ છે, તો તેનો શોક શું? ભગવાન તે માટે ઉપદેશે છે કેઃ-

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥ (૨-૨૮)

મુમુક્ષુ દંપતિ[1] આ આત્માની મનાતી અજબ વિચિત્રતા સંબંધી ભગવાનજ અભિપ્રાય આપે છે કે-'આ આત્માને કેટલાક વિદ્વાનો અદ્ભૂત અને અજાયબ જેવો સમજે છે. વળી કેટલાક એ આત્માની વાત બીજાને કહે છે અને તે જાણે કે આત્મા એક અજાયબ પમાડનારી વસ્તુ હોય તેવું બોલતા દેખાય છે. કેટલાક આવી વાત સાંભળનારાઓ જાણે કે કોઇ અદ્ભૂત અને અજાયબ વસ્તુને સાંભળતા હોય તેવા દેખાય છે. આમ એ આત્માને સાંભળીને પણ કેટલાક સાંભળનારાઓમાથી પણ તેમાંનો કોઇ એ આત્માનો સાક્ષાત્કાર કે અનુભવ કરતો હોતો નથી. જુઓ:-

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित्॥
(૨-૨૯)

આ આત્મા તમે પોતે તમારા શરીરમાં છો. તેને દેહી કહેવામા આવે છે તે જેમ અવધ્ય એટલે કે વધ-નાશ કરી શકાય નહીં એવો છે, તેમ બધાનો એક આત્મા પણ તેવોજ છે છે અને તેને દેહી-શરીરી-જીવ-પુરૂષ અને ક્ષેત્રજ્ઞ-એવા નામોથી ઓળખાવવામા આવે છે આ તમારૂં સ્વસ્વરૂપ છે તમે જયાસુધી એને બરાબર ન ઓળખો ત્યાસુધી તમે શોકમુક્ત થઈ શકશો નહીં. એવીજરીતે જે ઉપજેલા શરીરો-નામો-રૂપો માત્ર નાશ પામવાનેજ જન્મેલા છે તેમનો પણ શોક કરવો તમો દંપતિને યોગ્ય નથી. ભગવાન શ્રીકૃષ્ણ આ ઉપદેશ દેતાં કહે છે કે:-

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि॥ (२-३०)

હે શ્રેષ્ઠ દંપતિ! આગલ ચાલતા શ્રી ભગવાને અર્જુનને એનો સ્વધર્મ સમજાવતા કહ્યું કે ધર્મનુ એટલે ન્યાયી યુદ્ધનુ લડવુ એ ક્ષત્રિયોનો, રાજકર્તાઓનો અને રક્ષણની ફરજ અદા કરનાર સિપાઈઓનોજ ધર્મ છે, બીજાઓનો નહીં માટે જેમ અર્જુનને આજીવિકા સપાદન કરવાને માટે ન્યાયી યુદ્ધ લડવુ એ સ્વધર્મ કહ્યો તેમ તમારે દપતિએ પણ સમજવુ ઘટે કે-ઘરધધો કરવામા પાપ લાગતુ નથી જેમ લડાયકને મનુષ્યહિંસા કરવી પડે છે તેમ તમારા ધંધામા પણ બારીકીથી વિચારી જોતા હિંસા રહેલી છે, પણ તે ક્ષમનિય ગણાયલી છે અને એ પાપમાથી મુક્ત થવા માટે આગળ તમને પાચ મહાયજ્ઞો કરવાનુ ગૃહસ્થ તરીકે ફરમાન થયુ છે. તેથી અને આત્મરક્ષણ માટે બચાવનુ યુદ્ધ કરતા હિંસા થાય તો તેવા પાપથી તમારે ડરવાનુ નથી જુઓ -

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥ (२-३१)

જેમ અર્જુનને અચાનક ધર્મયુદ્ધ કરવાનુ આવી મળ્યુ છે, તેમ તમો દંપતિને, તમારા પૂર્વજન્મમા પણ નહીં આવ્યો હોય એવો, આ માનવદેહ ભગવાને કૃપા કરીને આપ્યો છે અને એમા તમારે પણ ( ઓચિંતો, અણુચિંતવ્યો ) જીવનસંગ્રામજ ખેલવાનો સમય મળી આવ્યો છે. આ સંગ્રામ વડે તમારે શોકમુક્તિ, સંસારબંધમુક્તિ અને પરમપદની પ્રાપ્તિ માટે તમારા શત્રુઓ–કામ અને ક્રોધ–ની સામે લડવાનુ છે એટલે સાધના કરવાનુ કર્મરૂપ અને પોષણ માટેનુ કર્મરૂપ યુદ્ધ કરવાનુ છે આવા પ્રકારનુ યુદ્ધ જેમ ક્ષત્રિયોને તેમ બુદ્ધિવાન તમો જેવા મુમુક્ષુ દંપતિઓને કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ સુખેથી લડે છે બધા ક્ષત્રિયોને અને માનવજીવ વિના બીજા પ્રાણીઓને ( જટાયુ અને ગજરાજના અપવાદ વિના ) આવી તક કવચિતજ મળે છે જુઓ –

यदृच्छया चोपपन्न स्वर्गद्वारमपावृतम् ।
सुखिन क्षत्रिया पार्थ लभते युद्धमीदृशम् ॥ ( २–३२ )

માનવદેહમા આવ્યા છતા સહજ મળેલી આ તક કર્મરૂપી યુદ્ધ કરવાની મળી છે એ સમયે ધરધંધો કરવાની સાથે મોક્ષપ્રાપ્તિ અને આ જીવનમાજ શોકમુક્તિ મેળવવાને શાસ્ત્રીય કર્મોરૂપ યુદ્ધ ખેલવાના યત્ન કરવાની તક ગુમાવશો તો તમને અપયશ અને પાપ લાગશે એવુ તમો દંપતિને સમજાયા વિના નહીં રહે પેટ ભરવાને, કુટુબનુ પોષણ કરવાને તમે ધંધો કરવાનુ તો દેખાદેખી સમજી ગયા છો પરન્તુ બીજાના ભોગે અને ન્યાયથી દ્રવ્ય સંપાદન કરવાનુ તમારા જેવા દંપતિ બધા સમજતા નથી તે સમજવુ ઘટે છે ધંધો નહી શોધી કાઢનારાઓએ, પ્રમાદી–આળસુઓએ બીજાના પર આધાર અને મોજે નહી રાખવો જોઇએ સ્વયં ઉદ્યમ શોધી ઉદ્યમશીલ થવુ જોઇએ જો તેમ નથી કરતા તો આવા નિરૂદ્યમીઓ પ્રભુની આજ્ઞાનુ–કર્મ કરવાનુ–ફરમાન નહીં માનવાનુ મોટુ પાપ કરે છે જુઓ ભગવાન કહે છે કે –

अथ चेत्त्वमिम धर्म्यं संग्रामं न करिष्यसि।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ (२-३३)

વળી ભગવાન અર્જુનને કહે છે કે 'સ્વધર્મનો ત્યાગ કરવાથી તારી અપકીર્તિ થશે.' અલબત્ત, અહીં સ્વધર્મનું પાલન કરવા જતાં સગાંઓ અને બ્રાહ્મણોનો વધ થવાનો છે, પરન્તુ પાપીઓનો પક્ષ કરીને આવેલા એ સગાંઓ અને બ્રાહ્મણો હાથમા હથિયાર લઈને લડવા આવ્યા છે તેઓ આતતાયિઓ છે ધર્મયુદ્ધ કરવુ એ અર્જુનનો ધર્મ છે. તેથી તે કર્મ પ્રભુપ્રાપ્તિનું હોવાથી દૂષિત થતું નથી-એ દૃષ્ટિએ યુદ્ધ ન લડવું એ ક્ષત્રિય માટે અને રાજકર્તા માટે ધર્મત્યાગનો દોષ પાપસમાન અને જનતામા અપકીર્તિ પામવા સમાન મનાય છે. માટે સ્વધર્મ ત્યાગ કરીને પાપ અને અપયશ મેળવ્યા કરતા મરી જવું એ ધર્મિષ્ઠ માનવીને માટે ઉત્તમ ગણાયુ છે. માટે શાસ્ત્રકારોવડે આજ્ઞા કરાયલુ ક્ષત્રિયો અને રાજકર્તાઓએ ધર્મયુદ્ધ જરૂર કરવુંજ જોઈએ વારૂ, દંપતિ! તમે તો મુમુક્ષુ છો. તમને યુદ્ધનો પ્રસંગ આવતો નથી. તમે ક્ષત્રિય કે રાજકર્તા નથી. તો શ્લોકનો બોધ તમને આત્માના ધર્મમા, માનવધર્મમા અને લોકશાસ્ત્રના ધર્મમા સ્થિત રહીને કામ-ક્રોધાદિ ષડ્‌વિકારોની સાથે લડવાનુ કહે છે. જો તમે નથી લડતા તો જરૂર તમે પાપી જીવન ગુજારો છો અને ચોકસુક્ત રહી શકતા નથી પાપી જીવનથી સજ્જનોમા તમારી અપકીર્તિ અને અનાદર થાય છે આત્માના ધર્મમા સ્થિત ન રહેવાથી તમે અવગતિને પામો છો મનુષ્ય-જન્મમા આવીને આવુ કરવુ એ કરતા મરી જવુ ઉત્તમ છે ભગવાને આ અર્થને બોધ એમતો શ્લોક કહ્યો છે કે -

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम्।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ (२-३४)

એના અનુસંધાનમાંજ ભગવાન કહે છે કે માનવદેહનો સદુપયોગ ન કરવો એ અધમતા છે; પોતાના સામર્થ્યને ન જાણવું એ મૂઢતા છે. જુઓ—

> भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः।
> येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम्॥ (२–३५)
> अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः।
> निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम्॥ (२–३६)

મુમુક્ષુ દંપતિ! તમારા ધંધારોજગારનાં, પરોપકારનાં, પરમાર્થનાં અને પ્રભુપ્રીતિ માટેનાં કર્મો કરતાં કરતાં દેખીતો લાભ ભલે તમને ન સમજાય, પણ કર્મ કરવાંજ જોઇએ એવી શ્રદ્ધાથી કર્મો કરતાં કરતા તમે મૃત્યુ પામો છો, તો જરૂર આ લોકમાં અગર ઉત્તમલોકોમાંના કોઇએક લોકમાં તમે ઉત્તમ શરીર ધારણ કરો છો. તમે રાજા, અમીર અગર દેવ બનો છો યા વૈકુંઠમાં વસો છો અને જો બ્રહ્મજ્ઞાન થયું હોય તો તમે કૈવલ્યને પામો છો. જુઓ—

> हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
> तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः॥ (२–३७)

પૂર્વોક્ત કર્મો કરતાં કરતાં નફાતોટાનો—કીર્તિઅપકીર્તિનો અને કર્મના શ્રમથી અને કર્મની આસાનીથી અનુભવાતા સુખદુઃખનો કશો વિચારજ તમારે મનમાં ન લાવવો ઘટે. 'હું મનુષ્ય છું, ગૃહસ્થ છું, યોકમુક્તિ ઇચ્છું છું, મારે તો કર્મ કરવાજ જોઇએ' એવી સમજ રાખવી ઘટે. કારણકે બ્રહ્માર્પણ થયેલા કર્મો કરવાથી તમને પાપ લાગતું નથી. આવાં કર્મો તમારી ચિત્તશુદ્ધિ કરનારા છે. તમારૂં ચિત્ત બ્રહ્મજ્ઞાન સંપાદન કરનારૂં થાય છે.

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥ (૨-૩૮)

વળી કર્તાપણાનું અભિમાન છોડીને જે કર્મોને બ્રહ્માર્પણ કરે છે તેને સાંખ્યશાસ્ત્રની બુદ્ધિવાળો કહેવામાં આવે છે. કર્મોને બ્રહ્માર્પણ કરનાર દંપતિને કર્મોનાં ફળો ભોગવવાં પડતાં નથી. આ મતલબનું શ્રીભગવાન કહે છે કેઃ-

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि॥ (૨-૩૯)

મુમુક્ષુ દંપતિ! તમે તો ગૃહસ્થ છો. ઘરબાર વિનાના સાધુઓ અને સંન્યાસીઓને પણ તમે કોઈ એક કર્મ કરતા જરૂર જુઓ છો, તો પછી કર્મ કર્યા વિના તમારો ઘરવ્યવહાર તમે કેમ નિભાવી શકો? કોઈપણ દેહધારી ઉત્તમ બ્રહ્મનિષ્ઠ હોય છતાયે તે કાંઈ પણ કર્મ કર્યા વિના રહેતો નથીજ. શરીરની સાથે કર્મ લાગેલુંજ છે. શરીર કર્મ કર્યા વિના રહેતુંજ નથી. કર્મના આરંભનો નાશ થતોજ નથી. જ્યા પરમાત્માજ પોતે કર્મરૂપે આ શરીરમાં છે, ત્યા કર્મના આરંભનો નાશ હોય કેમ? પરન્તુ કર્તાપણાના અભિમાન વિનાના કરાયલા કર્મોથી તમને કોઈ પ્રકારની અડચણ આવતી નથી. જો શાસ્ત્રોક્ત કર્મો સાંખ્યયોગવાળી બુદ્ધિથી કરવામા આવે તો તેવાં કર્મો ધર્માનુસાર ગણાય છે અને તેમ હોવાથી ભલે તમારાથી થોડું પણ ધર્મનું પાલન થયુ હોય તો એ તમને મહાન શોકમાંથી, જન્મમરણના પ્રવાહમા તણાઈ જવાના ભયથી અને નરકયાતનાના ભયથી તમને બચાવે છે જુઓ -

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥ (૨-૪૦)

મુમુક્ષુ દંપતિ! 'ઇશ્વરજ અમારી ગતિ છે, ઇશ્વરજ અમારૂં શરણું છે, અમે ઇશ્વરનાંજ છીએ અને સર્વ કર્તાહર્તા ઇશ્વરજ છે, અમે તો તેના સેવકજ છીએ'-આવી બુદ્ધિ તમને શોકમુક્ત કરનારી છે. યાદ રાખો! પરન્તુ આનાથી ઉલટી બુદ્ધિ અવ્યવસાયીઓની હોય છે. તેમની બુદ્ધિમાં અનેક મનોરથો, અનેક આશાઓ અને અનેક પ્રવૃત્તિ શ્રમ ઉપજાવનારી, ઇશ્વરના મહત્વને નહીં ઓળખવા દેનારી, જો તમારી હોય તો તમે બાવરાં બની જાઓ છો, લોકો તમારાથી ડરે છે, તમે લોકોનો વિશ્વાસ ગુમાવો છો અને તમારો કોઈ મિત્ર બનતો નથી. અરે! તમે બળ્યાઝળ્યા માનવીનુ જીવન ગુજારો છો જ્યારે પૂર્વોક્ત વ્યવસાયી બુદ્ધિવાળાં તમે હોવ છો ત્યારે તમારામા ઐશ્વર્ય, ઉદારતા, સજ્જનતા, પ્રભુભક્તિ અને સ્વસ્વરૂપજ્ઞાન આવે છે અને તમે શોકમુક્ત બનો છો.—

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम्॥ (२-४१)

જો માનવીઓની બુદ્ધિ અવ્યવસાયી હોય છે ત્યારે તેઓ બહુ બોલનારા, કર્મના ફળથી અગાઉથી ઇચ્છા કરનારાં અને પ્રોત્સાહન આપના વેદમંત્રોનેજ 'આટલુજ કર્તવ્ય છે' એમ માનનારા, પરમાર્થ કે પરોપકારને મનમા નહીં લાવનારા, શારીરિક ભોગો-ઇન્દ્રિયારામો અને વિષયાનદોનેજ મહત્વ આપનારા હોય છે કારણકે તેઓ સ્વસ્વરૂપથી અજ્ઞાત, શાસ્ત્રજ્ઞાનથી અજ્ઞાત અને મુક્તિની ભાવના વિનાના હોય છે. એઓ અવિદ્વાન હોય છે. વેદના 'આવા અને આટલાજ' ઉપદેશને ગ્રહણ કરનાર હોય છે. 'આ વિના વેદમા બીજો કોઈ બોધજ નથી' એમ કહીને વિશ્વમા સ્વચ્છંદ વર્તન કરનારા હોય છે. તેમની વાણી મીઠી પણ મન કાળું હોય છે

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः॥ (२-४२)

મુમુક્ષુ દંપતિ! શારીરિક ભોગો અને ઐશ્વર્યોમાં જેઓની આસક્તિ હોય છે તેઓનાં ચિત્ત હણાઈ ગયેલાં હોય છે. તેઓના વિચારો પણ ભોગો અને ઐશ્વર્યોને લગતાજ હોય છે. તેઓ ચિત્તને સ્થિર કરવા સમાધિ નામની ક્રિયા કરવા બેસે છે ત્યારે પરમાત્મા તરફ તેમનું ચિત્ત ન જતાં જગત તરફ જાય છે અને તેથી તેમને સમાધિ લાગતી નથી. વ્યવસાયવાળી બુદ્ધિ 'હું આત્મા છું' એવા યોગમા પ્રવેશતી નથી અને તેથી તેઓ શોકમુક્ત થતાં નથી. જુઓ ભગવાન શું કહે છે તેઃ–

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम्।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते॥ (२-४४)

આમ જ્યારે તેઓ શોકમુક્ત થતા નથી એટલે તેમને વારંવાર જન્મમરણ થયા કરે છે અને આવા સંસારની વૃદ્ધિ, વેદો કર્મ કરવાની રૂચિ ઉત્પન્ન કરીને કરે છે આ વેદો સત્વ–રજ અને તમ એવા ત્રણ ગુણોના વિષયરૂપ છે. માટે કર્મના ફળોની ઈચ્છા કર્યા વિના એ વેદોના બોધને માનીને કર્મો કરવા ઘટે છે નામ-રૂપવાળા વિશ્વ તરફ નહીં આકર્ષાઇને નિત્ય અંતઃકરણમાજ સ્થિતિ રાખવી ઘટે અને મનને બહાર જવા દઇને ભોગનું લોભી બનવા દેવું ન ઘટે. સંપાદન કરવાની ઈચ્છાને ત્યજવી ઘટે પ્રાપ્ત થયેલાના વિયોગના ભય વિનાના થવું ઘટે. વેદોના ઉપદેશેલા કર્મો, જેવા કે શ્રવણ, ધ્યાન, કીર્તન વગેરેમા સ્થિરતા રાખીને આત્મવાન બનવુ ઘટે યા સર્વ કર્મોને બ્રહ્માર્પણ કરવા ઘટે –

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्॥ (२-४५)

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥ (९-२२)

'હું કશું કરતો નથી; બધું ભગવાનજ કરે છે' એવી સાંખ્યશાસ્ત્રોમાં ઉપદેશેલી બુદ્ધિવાળાં થઇને તમો દંપતિએ ભલાંબૂરાં કર્મોની જવાબદારી તમારે માથે લઇને અને કર્તાપણાનું અભિમાન નહીં કરીને તમારા આત્માનો યોગ પરમાત્મા સાથેજ કરી રાખવો ઘટે. અર્જુનને ભગવાને ધર્મપાલનનું કર્મ કરવાને યુદ્ધ કરવાની આજ્ઞા આ સિદ્ધાંત પ્રમાણેજ આપી હતી. આ એક કર્મો કરવાની ચતુરાઈ છે. પરન્તુ યાદ રાખો કે આ કથનમાં જાણીબૂઝીને કરાતાં દૂષિત કર્મોનો સમાવેશ થતો નથીજ નથી:–

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥ (२-५०)

જેઓની બુદ્ધિમાં કર્મોનો ત્યાગ કરવાનુ આવ્યું નથી, એટલે કે જેમની કૃપણતાજ મટી નથી, કારણકે તેમના કામ અને ક્રોધ નષ્ટ થયા નથી, તેવાઓએ યોગમુક્તિ, સંસારબંધમુક્તિ અને શાંતપદની પ્રાપ્તિ કરવાની ભાવનાને સિદ્ધ કરવા માટે ફળેચ્છા રાખ્યા વિના પ્રીતિપૂર્વક સતત આળસ અને પ્રમાદ વિનાના થઇને કર્મો કરવાં ઘટે. શ્રીભગવાન કહે છે કેઃ–

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम्॥ (२-५१)

તમો દંપતિને ફળેચ્છા વિના કર્મ કવાનું એકદમ સમજાય તેમ નથી. 'વ્યવહારજ કેમ ચાલે? જો ફળજ નથી જોઇતું તોપછી કર્મજ શામાટે કરવું?' આવા બે પ્રશ્નો તમારા અંતઃકરણમાં એક જાતનો ગુંચવાડો ઉભો કરે છે. વ્યક્તિગત સ્વાર્થ તમારા

આત્મધર્મની આડે આવી ઉભો રહે છે ત્યારે તમારામા દુચિત્તતા, શમવિશમતા અગર ભ્રમણા તમારી બુદ્ધિમા આવે છે એ જો તમે સત્સગ અને ઉપાસના કરીને મટાડો તોજ તમારી એ નાશવત પદાર્થો અને શરીરોપરની મમતા મટી, તમને તેમના ઉપર વિરાગ આવે છે પ્રભુના નામોનુ સ્મરણ, પ્રભુના મહિમાનુ કીર્તન અને પ્રભુના સ્વરુપ અને મહત્તાની કથાઓ તમારે રોજ સાભળવા ટેવ પાડવી જોઇએ સત્સગનો મહિમા મોટો છે અને એક દિવસ તમને એ શોકમુક્ત કરે છે અને તમારા જીવનની મુશ્કેલીઓ મટાડે છે મોજમજામાજ વખત વીતાવવાથી જીવનની સમતા જળવાતી નથી –

> यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति।
> तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च॥ (२-५२)

અધ્યાય ત્રીજો સંપૂર્ણ



## ❋ અધ્યાય ૪ થો ❋

મુમુક્ષુ દંપતિ ! ત્રીજા અધ્યાયના છેલા વાર્તાલાપમા ઉપદેશેલા બોધ ઉપરથી તમને સ્વાભાવિક શકા થાય તેમ છે કે 'જ્યારે બધા કર્મો ભગવાનથીજ થાય છે, ભક્તાનો વ્યવહાર ભગવાન ચલાવે છે અને અક્રિય એવા આત્મા સાથે યોગ ચાલુ રાખવાનો બોધ આપવામા આવે છે તો પછી કર્મજ શામાટે કરવા જોઇએ ? પોતે કર્મ કરવા અને જવાબદારી ભગવાન પર ઢાળી દેવી–એ શામાટે જોઈએ ? ભગવાન તે વળી ઘોર અને હિંસાત્મક કર્મ કરવાને પ્રેરે ખરા કે ?' આવી ભ્રમણા જેમ અર્જુનને થઈ હતી તેમ તમને પણ થવાની, એનો વિચાર કરવો ઘટે અને અર્જુને જેમ ભગવાનને

પૂછયુ હતુ તેમ નહીં પૂછતા તમારે તો તમારી બુદ્ધિજ ભગવાનને અર્પણ કરી દેવી જોઈએ. અગાઉના બોધ પ્રમાણે તમારે કર્મ કરતા પાપ કે બધનનો વિચારજ ન લાવવો ઘટે અને પ્રાર્થના કરવી ઘટે કે એ ભગવાન તમને સદ્બુદ્ધિ આપે જુઓ અર્જુને પૂછયુ હતુ કે –

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव॥ (૩-૧)

આટલુ કહ્યા છતા પણ તમને શકા થાય એ સ્વાભાવિક છે અર્જુનને પણ સ્પષ્ટ સમજી શકાયલુ નહીં કારણકે તમારુ ચિત્ત દુન્યવી મોજમજામા લાગ્યુ હોય છે બોધના વાકયો અટપટા અને સેગભેળિયા લાગે જો કે તમે તો શોકમુક્તિ ઈચ્છો છો, છતા અસાવધાન શ્રોતાની પેઠે, અર્જુનની પેઠે તમે જરૂર જાણવા ઈચ્છો કે–'કર્મ કરવા કે ન કરવા ?' એટલે તમે બધી વાતની એક વાત કરી કહેવા મને કહેવાના અર્જુને પણ *શ્રીભગવાનને આવુજ* કહ્યુ હતુ –

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम्॥ (૩-૨)

મુમુક્ષુ દપતિ ! શાસ્ત્રોએ કહેલા, અનુષ્ઠાન કરવા યોગ્ય અને ધર્મનુ નકરપાડ ન થાય એવી વ્યવસ્થા, નિયમવડે આ લોકમા પૂર્વે પરમાત્માએ ઉપદેશેલી છે એમાની એક તે સાખ્યશાસ્ત્રવડે જ્ઞાનયોગીની વ્યવસ્થા યા નિષ્ઠા, અને બીજી યોગીઓની કર્મકશાસ્ત્રવડે કર્મયોગની વ્યવસ્થા યા નિષ્ઠા, અને એને માટે શ્રીભગવાને સ્વય કહ્યુ છે કે –

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्॥ (૩-૩)

ઠીક, હવે જુઓ! જ્ઞાનયોગની નિષ્ઠાને તો તમે લાયકજ નથી એટલે તમારે તો કર્મયોગનોજ આશરો લેવો જરૂરી છે. આથી તમારે સાવધાનીથી લક્ષમા લેવુ ઘટે કે બીલકુલ કર્મજ નહીં કરવાથી તો તમારો ઘરવ્યવહાર નભશેજ નહીં વળી શોકમુક્તિની સાધના માટેનુ ભજનનુ કર્મ તમે ન કરો, તો તેથી તમે શોકમુક્ત થઈ શકશો નહીં તમે માનો તેમ જો તમારૂ શરીર કર્મ ન કરે એટલે તમે કર્મ કરતા નથી એમજ માનવાના, પણ તમારૂ અતઃકરણ તો વાસનાત્મક સકલ્પની ક્રિયા કરતુજ હોય છે સકલ્પ કરેલા કર્મોનુ ફળ પણ મળ્યા વિના રહેતુ નથી, જ્યારે શોકમુક્તિ માગે છે તમારી પાસેથી નિષ્ક્રિયતા. આ નિષ્ક્રિયતા વિના શોકમુક્તિ સિદ્ધ થતી નથી. આ હાલતમા કર્મનો સન્યાસ યાને અનારભ —આ બેઉથી મોક્ષસિદ્ધિ સાંપડતી, જ્યારે તમને પ્રથમ તો જોઈએ કે—આ વર્તમાન સમયમા, આ દેહવડે શોકમુક્તિ યાદ રાખો કે નિષ્ક્રિયતા એટલે ફળસગરહિતપણું જુઓ ભગવાને આ ઉપદેશને અનુસરતુ કહ્યુ છે કે—

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते।
न च सन्यसनादेव सिद्धिं समधिगच्छति॥ (३-४)

કોઈપણ દેહધારી કદાપિ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતુ નથી, કારણકે પ્રકૃતિથી ઉપજેલા ગુણોવડે દેહધારી પરવશ બને છે અને તેથી કર્મ થયાજ કરે છે, જુઓ—

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।
कार्यते ह्यवशः कर्म सर्वं प्रकृतिजैर्गुणैः॥ (३-५)

કાચા જ્ઞાનયોગીઓમાના કેટલાક એવા હોય છે કે બગલાની પેઠે સ્થૂલ શરીરને સ્થિર કરીને ધ્યાન ધરતા બેઠા હોય છે, પણ તેમનુ ચિંતન તો મનમા વિષયોનુજ ચાલ્યા કરે છે આવા કાચા

જ્ઞાનયોગીઓ મૂઢ મિથ્યાચારી, દંભી ઢોંગી કહેવાય છે. આ મતલબનો શ્લોક શ્રી ભગવાન કહે છે કે –

कर्मेंद्रियाणि सयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचार स उच्यते ॥ (૩–૬)

આવા દંભી જ્ઞાનયોગીઓ કરતા તમો દંપતિ, જો મન અને ઇન્દ્રિયોને કાબુમા રાખીને નિર્દોષ કર્મો કરો તો તમે કર્મ–યોગીની કક્ષામા તો જરૂર આવી શકો છો અને ઉપર જણાવેલા દંભી જ્ઞાનયોગીઓ કરતા વધો છો, કારણકે તમે આસક્તિ વિનાના છો જુઓ શ્રી ભગવાન કહે છે કે –

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियै कर्मयोगमसक्त स विशिष्यते ॥ (૩–૭)

મુમુક્ષુ દંપતિ! બીલકુલ કર્મ નહીં કરવા કરતા તમો ગૃહસ્થોને માટે શાસ્ત્રોમા જે કર્મો નિયત થયેલા છે તે પ્રમાણે જો કર્મો કરો તો જરૂર તમે મોક્ષના અધિકારી થઈ શકો છો અને વર્તમાન જીવનમા પણ તમે શોકમુક્તિનો અનુભવ કરો છો પરન્તુ જો તમે કર્મ નથી કરતા તો તમારો ઘરવ્યવહાર પણ નથી ચાલતો. જુઓ –

नियत कुरु कर्म त्व कर्म ज्यायो ह्यकर्मण ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मण ॥ (૩–૮)

જો ગૃહસ્થો પચમહાયજ્ઞો માટેના કર્મો કરે છે, તો તે કર્મો શાસ્ત્રોએ આજ્ઞા કરેલા હોવાથી તેમને બંધનકર્તા થતા નથી અર્થાત્ તેવા કર્મોમાની હિંસા તેમજ બીજા દોષો તેમના મોક્ષને બગાડતા નથી, પણ ઉલટા શોકમુક્તિને ઉપકારક ગણાયા છે આમ છતા પણ એ કર્મોમા પણ જરાએ઼ે઼લી આસક્તિ નજ રાખવી જોઇએ

આ પંચમહાયજ્ઞોનાં કર્મો શાસ્ત્રોમાંથી શોધી કાઢીને બરાબર આચરણમાં મૂકો તો શોકમુક્તિ માટે બીજું કશું કરવા જેવું રહેતું નથી. જુઓ:-

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ (३-९)

હે મુમુક્ષુ દંપતિ! આ યજ્ઞો અને તેને માટે કરવાનાં કર્મો વિષે તમને જરાયે શંકા ન રહેવી જોઇએ, કારણકે આ બધું કાંઈ કોઇએ ઉપજાવી કાઢયું નથી અને તેથીજ અહીં શ્રીભગવાન તેની ઉત્પત્તિ માટે બરાબર કહે છે કે–આ જગતની ઉત્પત્તિના આરંભમાં પ્રજાપતિ બ્રહ્માએ માનવીઓને અને યજ્ઞોને–યજ્ઞો કરવાનાં સાધનો સહિત ઉત્પન્ન કરીને બોધ આપ્યો છે કે 'પવન–અગ્નિ–તેજ–પાણી-પૃથ્વી વગેરે તેમજ દેવો, દેવોના રાજા ઇન્દ્ર, વિષ્ણુ વગેરેનું પૂજન કરો અને તેથી તેઓ તમારા તેઓ તરફના ભાવને જોઇને તમારૂં પરમ કલ્યાણ સિદ્ધ કરશે અને તમારો અને તેઓનો પરસ્પરનો ભાવ બહુ અપેક્ષિત છે. વળી યજ્ઞો કામધેનુ સમાન તમારી ઇષ્ટ વસ્તુઓને આપનારા છે. કારણકે યજ્ઞોદ્વારાજ દેવો પ્રસન્ન થઇને તમને ભોગો આપે છે અને તે તમે ભોગવો છો. આ પ્રમાણે દેવોએ આપેલા ભોગો જ્યારે તમે ભોગવવાનો આરંભ કરો ત્યારે તમારે ઉપકારની લાગણી વ્યક્ત કરવી ઘટે અને તેટલા માટે ખાતાં, પીતા, ઓઢતા, પહેરતા તમારે તેમને યાદ કરી ઉપકાર માનવો જોઈએ. જો આમ તમે નથી કરતા તો તમારૂં ખાધેલું, પીધેલું, પહેરેલું વગેરે ચોરી કરીને મેળવેલું મનાય છે અને તમે અપકારી–ચોર એવા મનાઓ છો, જે કર્મ તમારી શોકમુક્તિને આડે આવે છે. ભગવાનનુજ આ કથન જુઓ કે:–

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ (३-१०)

देवान्भावयतानेन ते देवा भावयंतु वः।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ॥ (३-११)

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥ (३-१२)

શ્રી ભગવાનનો ઉપરનો ઉપદેશ તમારે બહુ સમજવા જેવો અને બરાબર આચારમાં મુકવા જેવો છે. આ ઉપદેશથી તમે આવ અજ્ઞાત રહ્યા હોઈ તમારામાં ભારે વિષમતા આવી છે અને અત્યારે તમને પંચમહાયજ્ઞોમાંના મનુષ્યયજ્ઞની ભાવના પેદા કરવા હવે કેટલાક સમજુઓએ સહકારની ભાવનાવાળી Co-Operative સંસ્થાઓ કાઢવા માંડી છે, પણ દેવયજ્ઞ અને પિતૃયજ્ઞથી તો હજી તમે ઘણાજ દૂરદૂર છો. શ્રી ભગવાનનો પણ આને માટેજ ઉપદેશ છે કે જે બધું તમે કમાઓ છો અને તેમાથી તમારૂંજ બધું માનીને ખાઓ છો, પીઓ છો, ઓઢો છો પહેરો છો વગેરે તે તેમ નજ થવું જોઈએ. આમ કરવાથી તો તમે ફક્ત પાપજ વહોરો છો અને પાપનુંજ ખાઓ છો. માટે તમારે તો વિદ્વાન-સંન્યાસી-સદ્ગુણી-સાધુ-સદાચારી-બ્રહ્મચારી એવા અતિથિ તેમજ ગાય, કૂતરો અને કોઈ ગરીબ ભિખારી માટે થોડું વધારે રાંધવું જોઈએ. આવા અતિથિયજ્ઞ ઉપરાંત દેવયજ્ઞ કરવા દેવતાને અને પિતૃઓને જમાડવા, દેવદર્શને જવું, દેવને નૈવેદ્ય અર્પણ કરવો, કથા સાંભળવી અને ગીતા, ઉપનિષદો, ભાગવત, રામાયણ કે વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો, શક્તિ પ્રમાણે હોમ કરવો વગેરે જે બ્રહ્મયજ્ઞ કહેવાય છે તે કરવું. જો તમે આ બધું નથી કરતા તો ઘરધંધાના કર્મથી થતા પાપથી તમે મુક્ત થતાંજ નથી. અહીં તમને એક **પ્રશ્ન** થશે કે 'યુરોપના દેશોની જેમ આપણે ત્યાં બેકારો અને સાધુસંન્યાસીઓને સરકાર નિભાવે તો અમારે આવા યજ્ઞો કરવાનું બંધ થાય કે નહીં?' તો એનો **જવાબ** એ છે કે 'ના! તેમ કરવામાં તમે

એક વધુ પાપ વહોરો છો અને તે આડકતરી રીતે. દાખલા તરીકે સરકારના નિભાવેલા, પરતંત્ર બનેલા ધર્માચાર્યો અને સંત-સંન્યાસીઓ પ્રસંગ આવ્યે સરકારનાં બણુગાં ફૂંકતાં સત્યથી અવળે પંથે ચડે છે અને પ્રજાને ખોટાણાં પર ચઢાવે છે. માટે પ્રજાએજ એમને નિભાવવા જોઇએ.' આ મતલબના ઉપદેશ માટેજ જુઓ:—

यज्ञशिष्टाशिन संतो मुच्यते सर्वकिल्बिषैः।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात॥ (३-१३)

મુમુક્ષુ દંપતિ! પ્રાણીમાત્રના જીવનમરણનું ચક્ર જો બારિકાઇથી તપાસશો તો તમને સહેજે માલમ પડશે કે તમે સુદ્ધાં આ આ જગતના સર્વપ્રાણીઓની ઉત્પત્તિ અન્નમાથી થઈ છે અને એ અન્નની ઉત્પત્તિ વરસાદથી થાય છે, જ્યારે વરસાદ એ યજ્ઞનુંજ પરિણામ છે અને યજ્ઞો એ તમારાં કર્મોનુજ પરિણામ છે. એટલે ટુંકાણમાં તમારાં કર્મો થકી તમારી ઉત્પત્તિ થાય છે એ નિશ્ચય છે.

અત્રે એવી શંકા ન કરશો કે હિન્દુસ્તાન સિવાય બીજા દેશો તો યજ્ઞો કરતા નથી અને ત્યાં વરસાદ તો ખૂબ પડે છે તેનું શું? એનો ઉત્તર એ છે કે તમારી શંકા અસ્થાને છે જે કે તે લોકો યજ્ઞને યજ્ઞ તરીકે માનીને યજ્ઞ નહીં કરતાં હોય, છતાં જાણ્યેઅજાણ્યે પણ તેમનાં કર્મો થકી યજ્ઞ થાયજ છે અને પ્રકૃતિ જડ હોઈ એક યા બીજા રૂપે પણ ત્યાં વરસાદ વરસેજ છે. કોઈક ઠેકાણે બારે માસ વરસાદ સરસે છે તો કોઇક ઠેકાણે ન જોઇએ ત્યારે વરસે છે અને આવી વિષમતા પેદા કરે છે. એ વિષમતા મટાડવા અને સાચું નિયમન કરવા યજ્ઞોની જરૂર છે અને એ યજ્ઞો તમારાં કર્મો વડેજ થાય છે. જુઓ શ્રીભગવાન કહે છે કે:—

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥ (३-१४)

અહીં તમને પાછો પ્રશ્ન થશે કે તમે તો પાછા કર્મની વાત પર આવ્યા, તો એ કર્મ શાથી ઉત્પન્ન થયું? તો ભગવાન પણ એને માટે કહે છે કે કર્મ બ્રહ્મમાંથીજ ઉપજ્યું છે અર્થાત્ પરમાત્મા પોતેજ કર્મરૂપ બને છે, ચાને અક્ષર બ્રહ્મ એટલે જે વેદ છે તેજ એ કર્મ છે. તેથી બ્રહ્મરૂપ કર્મ સર્વમાં છે. એવી કોઈ નામરૂપ વસ્તુ નથી કે જેમાં કર્મ ન થતું હોય. દાખલા તરીકે બીજમાં કર્મ છે તેથીજ શાક, ફળ, અન્ન અને ઔષધીઓ ઉપજે છે. માટે બ્રહ્મરૂપ કર્મ–સર્વવ્યાપક પરમાત્મા–નિત્ય યજ્ઞમાં રહેલા છે જુઓ:–

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ (૩–૧૫)

આ પ્રમાણે અન્નથીજ વિશ્વ નામરૂપમાત્ર ઉપજે છે. અને એ અન્ન વરસાદથી, વરસાદ યજ્ઞથી અને યજ્ઞ–એ કર્મથી થાય છે, એવું આ ચક્ર નિત્ય ગતિમાન છેજ. તેને અનુકૂલ અને તેને અનુરૂપ જે ગૃહસ્થ દંપતિ નથી વર્તતાં તેઓ પાપીજીવન ગુજારે છે. તેઓ શારીરિક ભોગો, ઇન્દ્રિયારામો અને વિષયાનંદો ભોગવે છે. આવું મફતિયાપણું ભલા કયાંઈ ચાલે ખરૂં કે? આ ચક્રને ગતિમાં રાખવા માટે અને વ્યવસ્થિત રીતે ગતિમાન રહેવા માટે જેઓ યજ્ઞો કરતા નથી તે માનવીઓ તરીકે મિથ્યા જન્મ્યા છે એવું સમજવું ઘટે. આ વિશ્વમાં એવું કશું નથી કે જેનો ઉપયોગ કરવા માટે તમારે કોઈપણ પ્રકારની કિંમત આપવી ન પડે. તમે પવન અને તેજનો ઉપયોગ કરો છો.આ બેઉની કિંમત તમારે તમારા શરીરમાં અજીર્ણ ન રહે તેટલો અને તેવો આહાર કરવા રૂપ કિંમત આપવી પડે છે. તમારા શરીરની અંદરની અને બહારની શુદ્ધિરૂપ કિંમત તમારે કસરત કરીને પવન માટે આપવાની હોય છે. પેટ ભરવાની, પાણી પીવાની અને કપડાં પહેરવાની કિંમત

તમારે યજ્ઞ રૂપી કર્મ કરીને આપવાની હોય છે એ તમે સમજી શકો છો વિચારો અને અંતરમા ઉતારો આ તો તમને બે દાખલાઓ આપ્યા છે બાકી જે જે વસ્તુઓ તમે ભોગવો છો તેની કિંમત તમારે શુ આપવી પડે તે વિચારો! શોધી કાઢો! સ્વય તમારે ભોગવવાની વસ્તુની કિંમત શોધી કાઢો! તમને ફાયદો થશે નહીં તો જીવન વ્યર્થ જશે પાપી થશો અને વાસનાના કીડા બનશો. જુઓ શ્રી ભગવાન સ્વય કહે છે કે –

एव प्रवर्तित चक्र नानुवर्तयतीह य ।
अघायुरिंद્रियारामो मोघ पार्थ स जीवति ॥ (३-१६)

તો હે દંપતિ! તમને પ્રશ્ન થશે કે કર્મો કેવી રીતે કરવા? જુઓ શ્રી ભગવાન કહે છે કે તમારે એ બધા કર્મો આસક્તિ વિના ઠીકઠીક કરવા જોઈએ જે ગૃહસ્થ દંપતિ કર્મોને આસક્તિ વિના કરે છે તેઓમા ઈશ્વરી ભાવ આવે છે અને તેઓ શરીરમા રહેલા શુદ્ધ પુરુષ રુપે પ્રકાશવા માડે છે પુરુષ એટલે આત્મા–પોતાના જીવરુપને લઈને સ્વસ્વરૂપે એટલે–પરમેશ્વરરૂપને પામે છે –

तस्मादसक्त सतत कार्य कर्म समाचर।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुष ॥ (३-१९)

વળી દુનિયામા એક એવો ધારો પડી ગયો છે કે શ્રેષ્ઠ માનવીઓ જે કાઈ કરે છે તેનુ અનુકરણ બધા માનવીઓ કરે છે ઓછી બુદ્ધિવાળા અને પામર માનવીઓને સ્વય શાસ્ત્રઅભ્યાસ કરી સાધન શોધી કાઢવાનુ પોતાનુ કર્તવ્ય સૂઝતુ નથી –

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन ।
स यत्प्रमाण कुरुते लोकस्तदनुवर्तते ॥ (३-२१)

આવા શ્રેષ્ઠ માનવીઓ-વિદ્વાનોના આચરણો પણ બહુજ વિચારપૂર્વકના હોવા જોઇએ-એટલા માટે શ્રી ભગવાન કહે છે કે -'જેઓના અંતઃકરણમાંથી ભોગ વિલાસની ભાવના ઓછી થઈ નથી તેઓમાં જ્ઞાનયોગ પેદા ન કરવો જોઇએ અને તેવા માણસે પણ તેનો સમજીને આશરો લેવો ન જોઇએ જેઓ વૈરાગ્ય વિના જ્ઞાનયોગના સાધનો કરવામાં કર્મયોગને છોડે છે તેઓની સ્થિતિ અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવી થઈ જાય છે જેઓ વિદ્વાનો છે તેઓ આવા વૈરાગ્ય વિનાના દંપતિના મનમાં અને બુદ્ધિમાં સંસારનું મિથ્યાપણું અને કર્મોનો સંન્યાસ કરવાનું સમજાવતા નથી આ પ્રમાણેનો તેઓની બુદ્ધિમાં ભેદ આણવો અને એવા કર્મના ફળના સંગીઓને જ્ઞાનયોગની વાતો કરીને તેમના કર્મોને છોડાવી એવા ભોગલોભિયાને આડે રસ્તે દોરવવા એવું વિદ્વાનોએ પોતે પણ ન આચરવું જોઇએ બલ્કે એવા રાગી માનવીઓ જેવી ચીવટથી કામકર્મો કરતો હોય તેવીજ ચીવટથી તે મંજરહિત કર્મો કરે તે જોવું અને તેવી પ્રેરણા કરવી ' એને માટે કહે છે કે -

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन्॥ (३-२६)

મુમુક્ષુ દંપતિ ! કર્મ વિષેના ઉપદેશમાં ઘણું ઘણું સમજવાનું રહે છે જુઓ ! ઉપર તમને વિદ્વાનોએ આચરવાની વાત કરી, પણ એવા સર્વ કર્મ કરનારાઓ એક મુખ્ય વાત ભૂલી જાય છે તમે તો ગૃહસ્થ મુમુક્ષુ છો એટલે તમારે પણ આ વાત ધ્યાનમાં તો રાખવાનીજ છે, છતાં અહીં શ્રી ભગવાન જે કહે છે તે અહંકારી અને મૂઢ માનવીઓ માટે કહે છે કે જો કે પ્રકૃતિના ગુણોવડેજ સર્વ કર્મો થાય છે, છતાં આવા માનવીઓ 'હું કર્તા છું' એવી ભૂલ કરે છે અને પોતાનેજ કર્તા માની અભિમાનમાં ફૂલાઈ જાય છે પણ આવીરીતે જો તમે પોતાને કર્તા માનો તો કદાચ પહેલા

તમને ગમે તેવા તમારા કર્મોના ફળ મળે, પરન્તુ જ્યારે તમને ન ગમે એવા ફળો ભોગવવાનુ થાય છે ત્યારે તમને અસહ્ય દુ ખ થાય છે મેં તમને ઉપર કહ્યુ છે કે 'ગુણોવડે કર્મ થાય છે, પણ પરમાત્માના સાન્નિધ્ય વિના એ જડ એવા ગુણોવડે એકલાથી કર્મ થતુ નથી આ વાત સત્ય છે તથાપિ આવા જ્ઞાન વિના અને સ્વરુપના જ્ઞાન વિના 'હુ કર્તા નથી' એવુ બોલવાથી પણ શોકમુક્ત થવાતુ નથી **શોકમુક્ત થવાય છે પરમેશ્વરના મહત્વને જાણવાથી, પરમેશ્વરની ભક્તિથી, 'હું આત્મા છુ' એવા દૃઢ જ્ઞાનથી, પરમેશ્વરનેજ સર્વના કર્તાહર્તા-પૂજ્યભાવવડે માન્યાથી અને આત્માને અક્રિય માન્યાથી.** જુઓ એજ ઉપદેશ છે કે -

प्रकृते क्रियमाणानि गुणै कर्माणि सर्वश ।
अहकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ (૩-૨૭)

મુમુક્ષુ દ પતિ! પ્રકૃતિના ગુણોના સંગી મૂર્ખા અને અભિમાની માનવીઓ ગુણોના અને કર્મના સ ગથી રાગી બની જાય છે, જ્યારે પ્રભુના ભક્તો એવા રાગી અને ચલાયમાન થતા નથી તમારે પણ સરળતાથી માનવુ ઘટે કે પરમેશ્વર વિના પાદડુ પણ હાલી શકતુ નથી. આવી દૃઢ માન્યતાથી તમારે નિરાભિમાની થઈ જવુ ઘટે અને તેજ તમે શોકમુક્ત બની શકો છો જુઓ -

प्रकृतेर्गुणसमूढा सज्जते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मदान्कृत्स्नविन्न विचालयेत ॥ (૩-૨૯)

જે ગૃહસ્થ આશાઓ માત્ર ભગવાનને અર્પણ કરીને સર્વ કર્મો કરે છે અને 'હુ આત્મા છુ' અગર 'હુ પરમેશ્વરનો અ શ છુ' એવુ માનીને કર્મ કરે છે તે કર્મના બ ધનને પામતો નથી અને શોકમુક્ત રહે છે તથા પરમેશ્વરનો પ્યારો બને છે મમતા

અને ફળની આશા ત્યાગવી ઘટે અને ભયરહિત થઇને કર્મોને, શંકા વિનાના અને સંકોચ વિનાના થઇને બહુ છૂટ અને ઉત્સાહથી કરવા ઘટે આવુંજ અર્જુનને પરમાત્મા શ્રીકૃષ્ણવડે આજ્ઞા કરાયલું છે –

> मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा ।
> निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वर ॥ (३–३०)

ઉપરોક્ત કથનો ભગવાન શ્રીકૃષ્ણે શ્રુતિઓના ગાયેલા છે અને એ કથનો સાથે એ પોતાની અનુમતિ આપે છે અને કહે છે કે 'આ મત મારો છે એ મતને નિત્ય જે કોઈ માનશે અને આચરણમાં મૂકશે તે મને પ્રિય લાગશે અને એવાજ મારા પ્રિય ભક્તો છે તેઓ ઈર્ષારહિત અને શ્રદ્ધાવાન છે તેઓ પણ બંધાશે નહીં અને શોકમુક્તિ પામશે –

> ये मे मतमिदं नित्यमनुतिष्ठति मानवा ।
> श्रद्धावतोऽनसूयतो मुच्यते तेऽपि कर्मभि ॥ (३–३१)

મુમુક્ષુ દંપતિ! આનાથી ઉલટા આચરણ કરતા માનવીને માટે શ્રીભગવાન કહે છે કે–'જેઓ મારી ઈર્ષા કરે છે અને મારા મતની અવગણના કરે છે તેમને કોઈ પ્રકારનું જ્ઞાન થતું નથી એવા મૂર્ખાઓની બુદ્ધિ બહેર મારી જાય છે અને શોકમગ્ન જીવન જીવી નાશ પામે છે.'

> ये त्वेतदभ्यसूयतो नानुतिष्ठति मे मतम् ।
> सर्वज्ञानविमूढास्तान्विद्धि नष्टानचेतस ॥ (३–३२)

હવે પ્રાણીમાત્ર પ્રકૃતિને સ્વાધીન છે એ સમજાવવા શ્રીભગવાન કહે છે કે માનવીઓ માત્ર પોતાની પ્રકૃતિથી બંધાયેલા પ્રધાનગુણને અનુસરીનેજ કર્મો કર્યાં જાય છે અરે! જમેતેવો જ્ઞાની હોય છતાં તે પણ પ્રકૃતિને વશ થઇને ચેષ્ટાઓ કરે છે શરીર એજ પ્રકૃતિનું

કાર્ય છે અને એનો નાશ થાય પછી પણ પરમાણુરૂપે થઈને પ્રકૃતિમાંજ સમાઈ જાય છે. તો પછી એના નિગ્રહની (કાબુની) વાતજ શે કરવી? તમારે પોતાનોજ નિગ્રહ કરવો જોઇએ અને શરીરની ચેષ્ટાના સહયોગી થવું ઘટતું નથી.' જુઓ –

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति॥ (३-३३)

દૂકાણમાં તમારી ઇન્દ્રિયો માટે વ્યવસ્થાજ એવી છે કે તેઓ અર્થો તરફજ તમને ખેંચી જશે અને રાગ અને દ્વેષથી ભરપૂર હોઈ તમારે તેમને વશ થવું ન જોઇએ શ્રેયમુક્તિ ચાહકોએ તો તેમનાથી સાવધાન રહેવું ઘટે –

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ॥ (३-३४)

મુમુક્ષુ દંપતિ! તમારે તો આત્માના ધર્મમા યા સેવાધર્મમાજ સ્થિતિ રાખવી ઘટે 'હું શરીર છુ' એવુજ માનવુ હોય તો તમારે પ્રાણીમાત્રની સેવા કરવી ઘટે અને જો 'હું આત્મા છુ' એવુ માનો છો તો આત્માની ઉપાસના કરવી ઘટે અવગણના કરવી ન ઘટે. સેવાધર્મીએ શરીરની સારી સભાળ રાખવી જોઇએ. તમારે માટે આત્મોપાસન રસ વિનાનુ છે અને જો તમે સેવાધર્મી બનતા નથી, તો તમારૂં ઈતર આચરણ તમારો મોક્ષ બગાડનારૂં છે. જો તમે વૈષ્ણવ છો, ઓછા ઐશ્વર્યવાળા અને ઓછી આવકવાળા છે, તો તમને બીજા ધર્મવાળાઓ તમારાથી ચઢિયાતા દેખાતા તમે નજીવા કારણસર બીજા-શૈવ, કબીર, ગ્યાની, ખ્રીસ્તિ, બૌદ્ધ, મુસલમાની, જરથોસ્તી-એવા ધર્મોમા પલટાઈ જવા ઈચ્છો તો તે તમારી મોટામાંમોટી જીવનની ભૂલ છે એમ ચોક્કસ માનો. બરાબર સમજો કે 'પારકે ભાણે લાડુ મોટો દેખાયજ, પણ તે મોટો

નથીજ.' જો ઈતર ધર્મીઓ તમને તમારાથી શ્રેષ્ઠ સમજાયાથી તમે તેનું આચરણ કરો છો, તો તમારી નાલાયકાતને લીધે, તમારા અવ્યવસ્થિત મગજના કારણે તમે તમારો મોક્ષ બગાડો છો કારણકે તમે સ્વધર્મ પાળતા નથી અને પરધર્મને માટે નાલાયક હો છો. માટે ભલે તમને તમારો ધર્મ ઓછા ગુણવાળો લાગે છતા તેને ત્યજવો ઘટતો નથી. સ્વધર્મને ત્યજવા કરતાં મૃત્યુને શરણે જવું ઉત્તમ છે જુઓ:–

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेय' परधर्मो भयावहः ॥ ( ३–३५ )

આ પ્રમાણેનુ જ્ઞાન મળ્યા પછી એકાદ શંકા તો જરૂર થવાનીજ અર્જુનને એવી શંકા થઈ હતી અને એ શંકા એવી હોવી જોઈએ કે 'માનવી પોતાના મનથી કોઈ પાપ ન કરવાનુ ઈચ્છે છતાં એનાથી પાપકર્મ થઈજ જાય છે. તો આવું પાપકર્મ કરવાની પ્રેરણા કોણ કરે છે?' જુઓ અર્જુને પણ આવુંજ પૂછયુ હતું કે:–

अथ केन प्रयुक्तोऽयं पाप चरति पूरुष' ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ( ३–३६ )

પ્રભુપ્રેમીઓ! જો તમને પણ આવી શંકા થતી હોય તો શ્રીભગવાને અર્જુનને એનો જે જવાબ આપ્યો હતો તે તમને આ 'ગીતા-બોધ' ના પહેલા અધ્યાયમાં આપી ચૂકયો છું અને તે માનવીમા રહેલા કામ અને ક્રોધ જે રજોગુણથી ઉપજે છે તેના બળથી તમે પાપકર્મ કરો છો એવુ કહ્યુ છે એનો વધુ ખુલાસો નીચે પ્રમાણે છે –

જેમ અગ્નિ ધૂમાડાથી ઢંકાયલો છે અને અરીસો કચરાથી મલિન થયલો હોઈ છાયાને બનાવતો નથી, તેમ કામ અને ક્રોધ

તમારા આત્માને ઢાંકી દેતા આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રકાશાતો નથી. આથીજ પાપકર્મ થાય છે. તમારો આત્મા પણ શરીરોથી ઢંકાયલો છે. જેમ ઑરથી ઢંકાયેલું બાળક નર છે કે માદા છે એ સમજાતું નથી તેમ આત્મા ઢંકાય છે. આ કારણથીજ તમારે કામ-ક્રોધ વિનાના થવાની જરૂર છે, તેમજ ભજનરૂપ યા ધ્યાનરૂપ સાધનો કરવાં ઘટે છે

આ કામ અને ક્રોધ માનવીઓના અને ખાસ કરીને મુમુક્ષુઓના અને જ્ઞાનીઓના સદા વેરીઓ છે. જેમ અગ્નિમાં ગમે તેટલું નાંખો પણ અગ્નિ ધરાતો નથી, તેમ આ કામ-ક્રોધ કદી તૃપ્ત થતાજ નથી. તેઓ 'હું આત્મા છું-હું અંશ છું-હું પ્રભુનો સેવક છું' એવા જ્ઞાનને પ્રકાશવા દેતા નથી. જુઓ શ્રીભગવાન કહે છે કેઃ-

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च।
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ (૩-૩૮)

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च॥ (૩-૩૯)

મુમુક્ષુ દંપતિ! પૂર્વોક્ત કામ અને ક્રોધનું સ્થાન તમારી ઇન્દ્રિયોમાં, મનમાં અને બુદ્ધિમાં છે અને એમના વડે આ કામ તમારા દેહમાં રહેલા દેહીને (જે તમે છો તેને) મોહ પમાડે છે અને 'હું આત્મા છું' એવા તમારા જ્ઞાનને ઢાંકી દે છે-

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ (૩-૪૦)

આ કામજ પોતે ક્રોધ બને છે એ લક્ષમાં લેવું ઘટે છે. એકજ વસ્તુનાં બે નામો-રૂપો અને બે ક્રિયાઓ છે. પૂર્વજન્મના સંસ્કારથી આ જન્મમાં તમારા અંતઃકરણમાં વાસના ઉપજે છે,

જે વડે તમને કામના ઉપજે છે કામના કરવી એ કામનુ કર્તવ્ય છે કામના ઉપજવાથી ક્રિયા થવા લાગે છે ત્યારે કામ ક્રોધનુ રૂપ ધારણ કરે છે અને કર્મની પૂર્ણાહુતિ થતાની સાથે ક્રોધ પાછો કામ થાય છે આ કારણથી આવા કામને તમારા મનમાથી હઠાડી દેવો યા એ કામને પ્રભુનો સાક્ષાત્કાર કરવામા પ્રયોજવો ઘટે. એ પાપી છે અને તમારા જ્ઞાનનો અને વિજ્ઞાનનો નાશ કરે છે માટેજ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને તમારા કબજામા રાખીને તેમનો અતિ ઉપયોગ, દુરૂપયોગ અને પાપકર્મોમા ઉપયોગ નહીં કરતા તેમને નિયમિત બનાવવા ઘટે અને તેમ કરીને પ્રભુની પ્રીતિ તમારા પ્રત્યે ઉતરી આવે તેવા કર્મોને કરવાને કામનો ઉપયોગ કરવો ઘટે. આ વાત થઈ છે તમો યુવાનયુવતીઓની પણ જ્યારે તમારી ઉમર વધતી જાય અને જેમજેમ તમે પ્રૌઢાવસ્થામા આવતા જાઓ તેમતેમ કર્મોના ફળની ઇચ્છાનો સદતર ત્યાગ કરવાનુ તમારે શીખવુ ઘટે ત્યાર પછી તમે વૃદ્ધાવસ્થામા આવો ત્યારે એ કામનો સદતર નાશજ કરવો ઘટે જુઓ -

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ( ३-४१ )

યુવાન દંપતિ! જીવનના સાચા ધ્યેયને પહોચવાની સીડી તમને બતાવી છે તમારે તમારી આ જુવાની વિતાવી પ્રૌઢાવસ્થામા અને પછી વૃદ્ધાવસ્થા સુધી પહોચવાનુ છે ત્યારસુધીમા તમારૂ ધ્યેય મોક્ષપ્રાપ્તિનુ ન મળે ત્યાસુધી તમારે મચ્યા રહેવાનુ છે મોક્ષનુ કારણ બ્રહ્મપ્રાપ્તિ છે એવુ જાણીને તમારે તમારા ચિત્તની શાન્તિ માટે સાધન કરવાનો અભ્યાસ કરવો ઘટે તમારી ઇન્દ્રિયોથી ઉત્તમ તમારુ મન છે, મનથી ઉત્તમ બુદ્ધિ છે અને બુદ્ધિથી ઉત્તમ-તમારા કારણશરીરમા પ્રતીત થતો પુરુષ-તમારા શરીરનો જ્ઞાતા -ક્ષેત્રજ્ઞ-આભાસિક આત્મા-જે સર્વગત, સર્વસાક્ષી, સર્વવ્યાપક છે

તે પરબ્રહ્મ છે આને જાણવા માટે ભક્તિમાર્ગ, મૂર્તિપૂજા અને ગુરુનો આશરો તમારે આરંભમા લેવો જોઈએ કોઈ એક શૈવી યા વૈષ્ણવી સપ્રદાયમા તો તમારે જોડાઈ જવુ ઘટે શ્રી ભગવાન કહે છે કે –

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्य पर मन ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धे परतस्तु स ॥ (३-४२)

આ પ્રમાણે બુદ્ધિથી પરે પરબ્રહ્મતત્વને સમજીને તમારા ત્રણે શરીરોને તમારા કબજામા રાખીને તમારા કામરૂપ શત્રુને હિંમતથી, નીડરતાથી, મોક્ષસાધનતત્પર થઈને, પ્રભુભક્ત બનીને અને દઢ મોક્ષાર્થી બનીને એ દુર્જય એવા શત્રુનો નાશ કરવો ઘટે વિશ્વના નામરૂપમાત્ર ભગવાનના છે-તમારા નહી–એવી ભાવનાથી અગર બ્રહ્મ છે એવી ભાવનાથીજ અને પરમબ્રહ્મપ્રાપ્તિની કામના સેવવાથી એ કામ નષ્ટ થાય છે ન ડરશો ! આ ભાવનાથી તમને ખાવાપીવાનુ કે ઓઢવા પહેરવાનુ અને આનદ માણવાનુ નહીંજ મળે એવો ભય ન રાખશો ! તમને ઘરધધો ન કરવાનુ કે ઉદ્યમ ન કરવાનુ તો કહેવામા આવતુજ નથી આ કથનમા તો ફક્ત તમને લોલુપતા નહી રાખવાનુ સૂચન ભગવાને જે કર્યું છે તેજ હુ તમને કહુ છુ જુઓ –

एव बुद्धे पर बुद्ध्वा सम्तभ्यात्मानमात्मना ।
जहि शत्रु महाबाहो कामरूप दुरासदम् ॥ (३-४३)

મુમુક્ષુ દંપતિ ! આ આખાયે કર્મયોગની ઉત્પત્તિ જાણવી તમને જરુરી છે કાઈ ટાઢાપહોરના કે ઉપજાવી કાઢેલા ગપ્પા નથીજ આ કર્મયોગ તો પરમાત્માએ વિવસ્વત મનુને એટલે સૂર્યને, સૂર્યે મનુને અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યા હતો, જે કદી

પણ નાશ પામે નહીં તેવો છે, એવી શ્રીભગવાનના શ્રીમુખનીજ વાણી છે કે -

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम्।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत्॥ (४-१)

આગલ આ યોગ ચાલતા રૂષિઓએ અને રાજર્ષિઓએ જાણ્યો હતો અને ગુરૂએ શિષ્યને, પિતાએ પુત્રને એમ પરંપરાવડે ચાલતો હતો, પણ એ યોગ લાંબા કાળથી, આ ગીતા-બોધ આપવાના સમય સુધી નષ્ટ થયેલો હતો -

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः।
स कालेनेह महता योगो नष्टः परंतप॥ (४-२)

આ યોગનેજ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યો છે અને એ તમનેજ કહે છે એવુ તમારે સમજવુ ઘટે શ્રીકૃષ્ણ કહે છે તેમ હું તમને કહું છું કે આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી પરમાત્માએ વેદોદ્વારા આકાશવાણીથી બ્રહ્માને આ યોગ બોધેલો હતો અર્જુન ભક્ત છે અને પોતાનો સખા છે તેથી તેને આ કર્મયોગનું ઉત્તમ રહસ્ય શ્રીકૃષ્ણ-પરમાત્માનું આવિર્ભૂતરૂપ-કહે છે તે કારણથીજ આ કર્મયોગને પુરાતન કહ્યો છે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને નિમિત્ત કરીને ગીતાદ્વારા તમો જીવોને-મુમુક્ષુ દંપતિઓને-કહે છે, એવુ સમજવુ ઘટે જુઓ -

स एवायं मयातेऽद्य योगः प्रोक्तः पुरातनः।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम्॥ (४-३)

પ્રભુપ્રેમીઓ! [1] જ્યાંસુધી પરબ્રહ્મ પરમાત્મા પ્રકૃતિનો આશ્રય લઈ સગુણ અવતારો ધારણ કરે છે અને એવા એમના ઘણા અવતારો થઈ ગયા છે, એવુ તમે બરાબર સમજતા નથી અને

તેમાંયે ભગવાન શ્રીકૃષ્ણ તો પૂર્ણબ્રહ્મ અવતાર છે એવું તમારા મગજમા બરાબર ઠસતું નથી ત્યાંસુધી તમે, અર્જુનને જેવી શંકાઓ થઈ હતી તેવી શંકાઓ કર્યા કરવાના–કે 'સૂર્યભગવાનનો જન્મ તો અનાદિ છે જ્યારે શ્રીકૃષ્ણ તો છેક દ્વાપરયુગમાં આવિર્ભૂત થયા–તોપછી એમણે સૂર્યને આ કર્મયોગ કહ્યો તે વાત સાચી કેમ મનાય?' પણ હવે તમે આવી શંકા કરી ન શકો. તમો મુમુક્ષુ દંપતિ છો; પ્રભુપ્રેમીઓ છો; તમને જોઈતો બધો ખુલાસો તમે આ ગીતા–બોધદ્વારા મેળવી લીધો છે. અર્જુનને માટે સમજવાનું આવું સાધન ન હતું. જુઓ અર્જુને શી શંકા કરી હતી તે–

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति॥ (४–४)

જેમ અર્જુનને તેમ તમારા જેવા બીજા શંકાશીલોને શ્રીકૃષ્ણ કહે છે કેઃ– "મેં તો ઘણા જન્મો લીધા છે, એટલે શરીરો ધારણ કર્યાં છે. હું તે બધું જાણું છું, પણ તમે તમારા પૂર્વના શરીરોને જાણતાં નથી" તમારા અને શ્રીકૃષ્ણના શરીરો ધરવાના કારણો જુદાજુદાં છે. તમે તમારા કરેલા કર્મોને ભોગવવાને માટે શરીરોને ધારણ કરો છો જ્યારે ભગવાન સૃષ્ટિનુ અને ભક્તાનુ કામ કરવાને શરીર ધારણ કરે છે અને એજ આશયનુ પોતે કહે છે કે –

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप॥ (४–५)

મુમુક્ષુ દંપતિ! "અલબત્ત સ્વસ્વરૂપે તમે આત્મા છો, પણ તમારો માયા સાથે અને માયાના કાર્યો–જે નામરૂપ–ભૌતિક પદાર્થો છે તેમની સાથે અને શરીરો સાથે ગાઢ સંબંધ છે, જ્યારે મારો સંગ માયા સાથે નથી" એમ શ્રીકૃષ્ણ કહે છે તે બરાબર છે.

પરમાત્મા ઉપજેલાના ઈશ્વર છે, પોતે અજન્મા છે, અવિનાશી છે, અવિકારી છે અને આત્મા પણ છે, જે તમારૂ ખરૂ સ્વરૂપ છે પરમાત્મા માયાવડે શરીરી થાય છે આ માયા એજ પ્રકૃતિ છે, તે પ્રકૃતિ પરબ્રહ્મ પરમાત્માતત્વની છે શ્રી ભગવાન પોતે આ વાત કહે છે કે –

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥ (४ ६)

મુમુક્ષુ દંપતિ ! શંકાશીલોની શંકાઓના જેમજેમ જવાબો અપાતા જાય, તેમતેમ તેઓને જરા જેટલી પણ શંકા રહે તો તેમના મનમાં ડગડગો રહ્યા કરે છે એટલે સમજુ ઉપદેશકો અને ગુરૂઓ પોતાના પ્રિય શિષ્યને માટે જરા જેટલું પણ પૂછવાપણું રહેવા દેતા નથી આપણા આ વાર્તાલાપમા તો સાક્ષાત્ શ્રીભગવાનજ જગદ્ગુરૂ સ્વરૂપે શિષ્ય અર્જુનને બોધ આપે છે, તેમાં અર્જુન શ્રી ભગવાનને અવતારો લેવાનું કારણ પૂછે તે પહેલાજ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, એટલે જ્યારે માનવીઓ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ સમજવા લાગે છે ત્યારે ધર્મના જ્ઞાનીઓ અને ભક્તોની સંખ્યા ઓછી થઈ જાય છે અને એ સમયે જ્યારે માનવીઓ પરસ્પર વિરૂદ્ધ વર્તન કરી એકબીજાનો નાશ કરે છે ત્યારે ભક્તોનું અને ધર્મોપદેશકોનું રક્ષણ કરવા, ધર્મની પુનઃસ્થાપના કરવા અને દુષ્ટોનો નાશ કરીને જગતમાં શાંતિ સ્થાપવા દરેક યુગેયુગમાં જરૂર પ્રમાણેનું શરીર ધારણ કરૂ છું ' આ પ્રમાણે દરેક યુગના અંતે ભગવાનનો અવિર્ભાવ થાય છે શ્રી ભગવાનનાજ આ બોલ છે કે –

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ (४-७)

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥ (૪-૮)

ભગવાનના અવતારો દિવ્ય એટલે સ્વયં મહત્તાથી પ્રકાશનારા થાય છે. એ જન્મો તમારા જન્મોના જેવા હોતા નથી કારણકે તે માયાના સંગથી રહિત હોય છે. પરબ્રહ્મતત્વમાંથી ભગવાનના જન્મો થયા હોય છે, માટે તમારે એ દરેક અવતારના તત્વને શોધી કાઢવું જોઈએ. જે અવતારના તત્વને જાણે છે તેને ફરીને શરીર ધારણ કરવું પડતું નથી, પરંતુ તે તે તત્વને પામીને શોકમુક્ત થાય છે. જુઓ શ્રી ભગવાનજી એ વાત કહે છે કે:-

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वत।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥ (૪-૯)

મુમુક્ષુ દંપતિ! અત્યારસુધીમાં જે જે તમારા જેવા માનવીઓ સત્સંગ કરીને ગૃહસ્થધર્મનું પાલન કરતા થકા પરમાત્માનો આશરો લઈને, પરમાત્માનુ આરાધન કરીને, નિત્યનૈમિત્તિક કર્મો તથા યજ્ઞ-દાન-તપ-કર્મો કરીને, પ્રભુમય થઈને, રાગદ્વેષ વિનાના-કામક્રોધ વિનાના બનીને, બીજાને ભય નહીં આપનારા થઈને, જાનમાલના ભય વિનાના બની ગયેલા હતા, તેઓ બધા જ્ઞાન અને તપવડે પવિત્ર થયેલા હતા અને તેઓમા ઈશ્વરી ભાવ હતો શ્રી ભગવાન આ વાતને અનુમોદન આપતા કહે છે કે-

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिता।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः॥ (૪-૧૦)

આ પ્રમાણે શ્રીભગવાનના 'મદ્ભાવ' ના શબ્દને વધુ ખુલાસો આપતાં શ્રીભગવાન કહે છે કે "માનવીઓ માત્ર મારા બતાવેલા માર્ગનું અનુસરણ કરે છે. મારૂં-પરમાત્માનું રૂપ બે પ્રકારનું છે

-દેખાય તેવું અને ન દેખાય તેવું. આ બેમાંના જે એકને જે ભજે-વ્યક્તને ભજે તે વ્યક્તને અને અવ્યક્તને ભજે તે અવ્યક્તને પામે છે " મુમુક્ષુ દંપતિ ! પણ મોક્ષને માટે તો પરંબ્રહ્મતત્વને ઉપાસવું તેજ યોગ્ય છે. તમે જે હેતુથી એ તત્વના જે આવિર્ભૂત અવતારને ભજો તે પ્રમાણેનું ફળ તમને એ તત્વથી મળે છે જુઓ:-

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ (४ ११)

જે માનવીઓ કર્મયોગનો આશરો લઇને ફળની ઈચ્છા કરે છે તેઓ દેવતાઓને આરાધે છે કારણકે આ મનુષ્યલોકમાં એ દેવતાઓ શીઘ્ર પ્રસન્ન થાય છે અને તેનું શીઘ્ર ફળ આપે છે -

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ (४-१२)

જો કે પરમાત્મા પોતે અક્રિય છે પણ એમના સાન્નિધ્યથી મૂળ પ્રકૃતિ-(ઈશ્વર) કર્તા બની એના વડે આ ચરાચર વિશ્વ અને બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર-ચારે વર્ણ ઉત્પન્ન થયા છે, તેથી તે કર્તા કહેવાય છે. છતા તમારે પરમાત્માને તો અકર્તા અને અવિકારીજ માનવા ઘટે શ્રી ભગવાનનો પણ આવોજ બોધ છે કે -

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ (४-१३)

મુમુક્ષુ દંપતિ ! શંકાશીલોને જરાપણ શંકાનું સ્થાન ન રહે તેટલા માટે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના કથનમાં આગળ કહે છે કે મને કર્મો લેપતા નથી અને તેનું કારણ એ છે કે "મને કર્મના ફળની સ્પૃહા નથી " ત્યારે આ કર્મનું બંધન કોને થાય ?

જેઓ પોતાને શ્રીકૃષ્ણ યાને આત્મા સમજતા નથી તેવાઓને કર્મના ફળની સ્પૃહા થાય અને કર્મોનુ બધન પણ થાય છતા ધધો કર્યા વિના તમને ચાલે તેમ પણ નથી તો આ સ્થિતિમા તમે શુ કરી શકો? જવાબ એ છે કે પૂર્વના મુમુક્ષુઓએ જેવી સમજથી અને જેવા પ્રકારથી કર્મોને કર્યા હોય તેવી સમજથી અને તેવાજ પ્રકારથી તમારે કર્મો કરવા ઘટે, એવો શ્રીભગવાનનો અભિપ્રાય છે –

न मा कर्माणि लिंपति न मे कर्मफले स्पृहा ।
इति मा योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ (४–१४)

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ (४–१५)

મુમુક્ષુ દપતિ! જનતામા કહેવાતા ડાહ્યા માણસો, પુરાણીઓ, શાસ્ત્રીઓ, પડિતો, ત્યાગીઓ અને સાધુઓ પણ 'કર્મ કોને કહેવુ અને અકર્મ કોને કહેવુ'–ના પ્રશ્નનો ઉત્તર દેવામા મુઝાઈ જાય છે, અને તેમનાથી ખુલાસો આપી શકાતો નથી કારણકે તેઓ ભગવાનની માયામા મોહિત થયેલા હોય છે ભગવાન શ્રીકૃષ્ણ ધર્મની પુનસ્થાપના કરવાને આવિર્ભૂત થયેલા છે એ પોતેજ પરમાત્મા, શ્રુતિઓના આચાર્ય છે અને પોતેજ વેદ છે તેથી તે જગતના ગુરુ છે. તેઓ જેમ અર્જુનને તેમ તમને પણ કહે છે કે 'તે કર્મને હુ કહુ છુ કે જેને જાણીને તમે દુર્મતિથી બચી જશો જુઓ –

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ (४–१६)

વળી પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે 'દેશ–કાળ–વર્ણ અને માનવજાતીની આકૃતિ તથા ગુણોના પ્રમાણમા કર્મોના અને

અકર્મોનાં અનુષ્ઠાનો સમજવા જેવાં છે અને તેમાંયે તમો ગૃહસ્થ મુમુક્ષુ દંપતિએ વિકર્મોને તો જરૂર જાણવાં અને સમજવાં જોઇએ.' 'આફ્રિકન-મેંગોલીયન અને કૉકેશીયન'–આ ત્રણ માનવજાતીઓનો દાખલો લ્યો અને જુઓ તેમની આકૃતિઓ, ગુણો, તેમની માન્યતાઓ, રીતિઓ અને તેમના કર્મોના પ્રકારો. કર્મની ગતિ ગહન છે'–

कर्मणो ह्यपि वोद्धव्यं बोद्धव्यं च विकर्मणः।
अकर्मणश्च वोद्धव्यं गहना कर्मणो गतिः॥ (४-१७)

મુમુક્ષુ દંપતિ! અલબત્ત કર્મની ગતિ બહુ ગહન છે, પરન્તુ વૈરાગીને, ગુરૂશરણાગતને અને મુમુક્ષુને કર્મની ગતિ ગહન લાગતી નથી, કેમકે એને સ્વસ્વરૂપનો બોધ મળી ચૂકેલો હોય છે. 'હું આત્મા છું' એવી બુદ્ધિ જેની છે તેને કર્મમાં પોતાનું અકર્મીપણું સમજાયેલું હોય છે અને અકર્મમાં કર્મીપણું સમજાયેલું હોય છે. એવો જે કોઈ વિચક્ષણ છે તે બુદ્ધિશાળી માનવીઓમાં શ્રેષ્ઠ છે. કારણકે તેના આત્માનો યોગ પરમાત્મા સાથે થઈ ચૂકેલો હોઈ, તે સર્વ કર્મો કરતો છતા અકર્તા છે. જુઓ ભગવાન આ વાતને કહેતાં પુરાવો આપે છે કેઃ–

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्॥ (४-१८)

જેના સર્વે સમારંભો કામ વિનાના, કામ્યકર્મો કરવાના સંકલ્પ વિનાના અને ભોગતૃપ્તિ વિનાના હોય છે તેને સત્યાસત્યને સમજનારી બુદ્ધિવાળો પંડિત કહેવામાં આવે છે. કારણકે 'બધું આત્મા છે, 'હું બ્રહ્મ છું, શરીર નથી' એવા દૃઢ જ્ઞાનવડે એણે ભોગવિલાસભાવને ઉપજાવનાર કામક્રોધનો એના અંતઃકરણમાંથી બહિષ્કાર કર્યો હોય છે'–

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः॥ (४-१९)

તમો મોક્ષાર્થી દંપતિએ, ગૃહસ્થ છો માટે, દરરોજ પંચમહાયજ્ઞો અવશ્ય કરવા ઘટે. આ પંચમહાયજ્ઞો કર્યા પછી જે જમે છે તે કૈવલ્યાધિકારી થાય છે અને સનાતન બ્રહ્મને પામે છે. જે ગૃહસ્થો પંચમહાયજ્ઞો કર્યા વિના આહાર કરે છે તે ફરીને મનુષ્યશરીરમાં આવતા નથી. તો પછી તેઓ ઉત્તમલોકોમાં તો કેવીરીતે જઈજ શકે? 'બ્રહ્મયજ્ઞ–અતિથિયજ્ઞ–પિતૃયજ્ઞ–દેવયજ્ઞ અને માનવયજ્ઞ'–આવી પાંચ સંજ્ઞાવાળા યજ્ઞો તમારે તમારા આચાર્યો પાસેથી શીખી લેવા ઘટે. વેપાર, ખેતી અને નોકરી કરો છો તેમાંથી તમારે સરકારને, રેલ્વેને, બેલગાડીવાળાને અને વાહનો માટે દાણુના રૂપમાં દ્રવ્ય આપ્યા વિના ચાલતુંજ નથી અને ત્યારપછી જેમ તમે વધેલું દ્રવ્ય વાપરો છો અને આવીરીતે દાણ ન આપતા ચોરી કરો છો તો સજાને પાત્ર થાઓ છો, તેમ આ પંચમહાયજ્ઞરૂપી પાંચ દાણો આપ્યા વિના રાંધેલું અન્ન ખાવાનો તમને અધિકાર નથી. તમે દાણચોરીજ કરો છો અને એની સજા ભગવાન કહે છે. જુઓ શ્રી ભગવાનજ આદેશ આપે છે કે:–

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम्।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥ (४-३१)

જો કે મોક્ષાર્થીઓએ કરવાના યજ્ઞો તો બહુબહુ છે, છતા તમારા અધિકારના બ્રહ્માએ જે પાચ યજ્ઞો કરવાના કહ્યા છે તેજ પંચમહાયજ્ઞો હું તમને કરવાના કહું છું. તમારી કામતૃપ્તિ, શાંતિ યાને તમારામાં અનાસક્તિ આવી એમ તમને લાગે ત્યારે તમારા ગુરૂ પાસેથી અગર આ વાર્તાલાપદ્વારા બરાબર યજ્ઞો કરવાનું શીખી લેજો કારણકે તે યજ્ઞો કર્મવડેજ થાય છે. એ સમજીને આચરવાથી શોકમુક્તિ મેળવાય છે. આ વાત પણ શ્રી ભગવાનનીજ છે કે:–

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे।
कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ (૪-૩૨)

જો કે દ્રવ્ય ખર્ચીને કરેલા યજ્ઞો કરતાં શારીરિક શ્રમથી કરાતા જ્ઞાનયજ્ઞો શ્રેષ્ઠ છે અને યજ્ઞોનું મૂળ જે કર્મ છે તે બ્રહ્મજ્ઞાનમાંજ પૂર્ણાહુતિને પામે છે, પરન્તુ તેમાં તમારો અધિકારજ નથી. તમે ઘર માંડીને બેઠા છો અને હજી વૃદ્ધ થયાં નથી તેમજ ઘરવ્યવહારથી તમે મુક્ત થયાં નથી. વળી તમારામાં વૈરાગ્ય નથી માટે તમારે તો સગુણબ્રહ્મોપાસના અને ભક્તિમાર્ગનોજ આશરો લેવો ઘટે:–

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ (૪-૩૩)

અધ્યાય ચોથો અને યુવાવસ્થાયોગ સંપૂર્ણ



# ❋ અધ્યાય ૫ મો ❋



## પ્રૌઢાવસ્થા યોગ.

મુમુક્ષુ દંપતિ! તમે પંદર વખત ગીતાને, બીજાં શાસ્ત્રોને અને યજ્ઞકાંડ શાસ્ત્રને વાંચો, છતાં કર્મ કરવાનું જ્ઞાન અને માનવીઓની સાથે નિર્દોષ વર્તન કરવાનું જ્ઞાન તમને સ્વયં થવાનુંજ નથી. તમારે તો શ્રુતિના આચાર્ય એવા મહાત્માના શિષ્ય થઇને, તેમની પાસે જઇને, આઠે અંગોથી વંદન કરીને બે હાથ જોડીને ઉભાં રહેવું ઘટે, ગુરૂ આજ્ઞા આપે ત્યારે બેસવું ઘટે અને એમની સેવાનો આરંભ કરી દઇને એમની પ્રસન્નતાને જાણીને પ્રશ્નો કરવા ઘટે. આ પ્રકારથી એ તત્વદર્શી મહાત્મા પાસેથી તમને જ્ઞાન મળી શકે છે. શ્રી ભગવાન કહે છે કેઃ-

> तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
> उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ (४-३४)

આ પ્રકારથી મેળવેલુ જ્ઞાન તમને જરૂર અસર કરે છે અને એ એવું દઢ થાય છે કે તમને એ કદાપિ વિસારે પાડતું નથી. એ જ્ઞાનથી તમને ચોકખુ દેખાશે કે જે કાંઈ ઉપજે છે તે બધું આત્મામાંથીજ ઉપજે છે. જે કાંઈ તમને લાગતું થાય છે તે તમારા પોતાના આત્માથીજ થાય છે. અરે! બધું વિશ્વ બ્રહ્મમાંજ છે છે એવું તમને ચોકખું દીવા જેવું જણાશે -

> यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाडव ।
> येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ (४-३५)

આવું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી અને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી તમે પૂર્વે કરેલાં પાપકર્મો (પછી ભલે તે ઘોર હોય) તે બધાં બળી જાય છે અને એ જ્ઞાનરૂપ નૌકાવડે તમે સંસારરૂપ શોકસાગરને સહેલાઈથી તરી શકો છો. શંકા ન કરશો. આ વાત તદ્દન સત્ય છે. જ્યારે તમે પરમેશ્વરનું શરણું સાધનો કરીને મેળવ્યું છે અને પરમાત્માનો તમારા ઉપર અનુગ્રહ થયો તો પછી શંકાને સ્થાનજ શું હોય? એવીજરીતે ત્રણે શરીરોનો સંગ છૂટી ગયો અને તમે બ્રહ્મમય થયા, પછી શું? આ જ્ઞાનનો મહિમા મોટો છે અને અત્યારે અને આવતા સમય માટે એ જ્ઞાન બહુ કિંમતી છે, ભલે તમે અત્યારે એ જ્ઞાનના અધિકારી નથી, પણ તમને એ બહુ ફાયદાકારક છે. જુઓ ભગવાન શ્રીકૃષ્ણ પણ આજ વાત કહે છે કે:-

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि॥ (૪-૩૬)

અરે! વર્તમાન માનવજીવનમાં પણ કોઈ દુરાચારી હોય છતાપણ દુરાચારનો ત્યાગ કરીને અનન્યભાવથી ભગવાનને ભજવા લાગે છે તો તે સજ્જન બની જાય છે કારણકે સજ્જન મનાયલો એ-આયંદા એના આચરણોમાં સંયમી, સદાચરણી અને પરમાત્મ-ચિંતનથી થયેલી વ્યવસ્થિત બુદ્ધિવાળો બની ગયો હોય છે. શ્રી ભગવાન પણ આજ ન્યાય આપે છે:-

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः॥ (૯-૩૦)

'હું પ્રભુનો અંશ છું, કિંકર છું'-આવા જ્ઞાનરૂપી અગ્નિવડે ગૃહસ્થને પણ પોતાનાં કર્મો શોક કરાવતાં નથી. કારણકે એ કર્મો બંધનકર્તા થતાં નથી, બલ્કે બળીને ભસ્મ થઈ જાય છે:-

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥ (४ ३७)

હે મુમુક્ષુ દંપતિ! ભગવાનનો આ નિર્ણયજ છે કે અંત-કરણને શુદ્ધ કરનારૂં–આત્મજ્ઞાન વિના બીજું કોઈ બળવત્તર સાધન નથી. જે કોઈ દંપતિ પરમાત્મા શ્રીકૃષ્ણ સાથે યોગ કરીને સિદ્ધ થયા હોય છે, તેમને પુષ્કરમાં ગોપીઓએ મેળવેલી સિદ્ધિ પ્રમાણે કૃષ્ણમયતા પ્રાપ્ત થાય છે. જુઓ:–

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति॥ (४-३८)

તો જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શી શી શરતો પાળવી પડે? –આવો પ્રશ્ન તમને સહજ થાય. એનો જવાબ એ છે કે 'સંયમિત ઇન્દ્રિયોવાળા, શ્રીકૃષ્ણપરમાત્માપરાયણ અને શ્રદ્ધાવાળાઓને સ્વસ્વરૂપજ્ઞાન થાય છે અને એ જ્ઞાનવડે બહુજ ટૂંકા સમયમાં તેમનામાં ચિત્તપ્રસન્નતા આવતા તેમને શોકમુક્તિ તથા મોક્ષાધિકાર મળે છે–

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति॥ (४-३९)

અલબત્ત, તમે ગૃહસ્થ દંપતિ છો, મુમુક્ષુ છો, તેમજ વર્તમાનજીવનમા શોકમુક્તિને ચાહનારા છો. જે બોધ અપાય છે તે બધો મુક્તિને માટે છે અને તમે સમજી શકયા છો કે અભક્તો, મૂઢો, અશ્રદ્ધાળુઓ, શંકાશીલો અને શોકમગ્ન રહેનારાઓના આત્માનુ શુદ્ધ સ્વરૂપ કદાપિ પ્રકાશતું નથી. ફરીને તેઓ લબા સમય સુધી માનવીઓ બનતા નથી અને આમ તેઓના આત્માનું હનન થતા 'આ સારૂં હશે કે પેલું સારૂં હશે?' 'મારા મનમાં તો બધુંજ

ખોટું દેખાય છે' આવી આવી શંકાઓ કરનારાઓને કોઈ પણ દિવસ સુખની ઘડી આવતીજ નથી. તેમને સુખનો જરા જેટલો પણ અનુભવ થતો નથી અને જ્યારે જુઓ ત્યારે "હાય, વૉય, અરેરે"—આવાજ નિસાસા તેમના મુખમાથી નીકળી પડે છે. અભ્યાસ કરો આવા માનવીઓના જીવનનો ઉંડા ઉતરીને અને તમને વાસ્તવિકતા સમજાશે. શ્રી પરમાત્મા કહે છે કે—

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ (૪-૪૦)

જેમના સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મો બ્રહ્મમાં લય થયેલા હોય અને એવો યોગ જેના આત્માનો પરમાત્મા સાથે થયો હોય છે અને 'સ્વયં-નામરૂપ સર્વ અને ચરાચર પ્રાણીમાત્ર —એ બધું બ્રહ્મ છે' એવું જેને સંશયરહિત જ્ઞાન થયું હોય છે એવા બ્રહ્માકાર આત્મવંતને કર્મો બંધન કરતા નથી. તમો દંપતિ પણ-બધું ભગવાનનું છે એમ માનો અને બધું ભગવાન કરે છે એવા ભક્તિપૂર્ણ મંતવ્યવાળા બની જાઓ-તો તમારા બધા કર્મો નિર્દોષ બની જાય છે જેના ફળો તમારે ભોગવવા પડતા નથી—

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम्।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय॥ (૪-૪૧)

આ હાલતમાં તમે પૂર્ણતયા ભક્ત અને જ્ઞાની બનો છો અને એથી અજ્ઞાનથી ઉપજતા સંશયને કે 'હું બ્રહ્મ છું-શરીર નથી' એવા જ્ઞાનરુપી શસ્ત્રવડે નિર્મૂળ કરીને તમારો અને પરમાત્માનો યોગ, એક ક્ષણભર પણ તમો મુમુક્ષુ દંપતિએ છૂટવા દેવો ન જોઇએ, બલ્કે એ જ્ઞાન અવિરતપણે ચાલુ રહેવું જોઇએ. શ્રી ભગવાન કહે છે—

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत॥ (४-४२)

વાહ મુમુક્ષુ દંપતિ! બધું બ્રહ્મ છે એ વાત સત્ય છે એટલે તમે પણ બ્રહ્મ છો–એ વાત પણ સાચી છે છતાં તમને સુખદુઃખનો અનુભવ કેમ થાય છે? હા! જરૂર બ્રહ્મ પોતે સુખ છે અને તમે સુખી છો એવું તો પ્રમાણિત કરી શકાય પણ દુઃખ વિષે શું? તમને દુઃખ કેમ થાય?–આ વાત સમજવા જેવી છે, માટે તમારા સ્વરુપને તમારે સમજી લેવું ઘટે છે. તમારું શરીર–જેના ત્રણ વિભાગ–સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ–છે તેને સ્થાન અગર ક્ષેત્ર યા ઘર સમજવું ઘટે છે અને અંદરથી અને બહારથી ઓળખનાર તમને પોતાને તમોએ ક્ષેત્રજ્ઞ સંજ્ઞાવાળા આત્મા સમજવા ઘટે એવું વેદાંત અને બ્રહ્મનિષ્ઠો કહે છે. 'તમે આત્મા છો–શરીર નથી' એવું તમે અગાઉ સાંભળી ચૂકયા છો સ્થૂલ શરીર નાશવંત છે, કારણશરીર નાશવંત નથી, પણ બ્રહ્મજ્ઞાનવડે તે લય થનારૂં છે એ પણ તમે જાણો છો. તે બે શરીરનુ જ્ઞાતા છે એ પ્રમાણે સમજવું ઘટે છે. ખરીરીતે જોતાં કારણશરીરમાનુ ચેતનજ ક્ષેત્રજ્ઞ છે પણ કારણની ગેરહાજરીવાળા સ્થૂલમા એ પ્રતીત થતો નથી આ પ્રમાણે તમારે સાવધાનીથી ક્ષેત્રને અને ક્ષેત્રજ્ઞને સમજી લેવાં ઘટે. જુઓ શ્રી ભગવાન કહે છે તે –

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः॥ (१३-१)

તમે આત્મા છો અને ક્ષેત્રજ્ઞ પણ તમે છો એટલે એ બેઉ રૂપવાળા પરમાત્મા છે, જે સર્વે શરીરો–નામરુપોમાં–ચૈતન્યને બનાવનારા છે, તેને જીવ–પુરુષ–દેહી–શરીરી ક્ષેત્રજ્ઞ અને આત્મા એવી સંજ્ઞાઓથી કહેવામાં આવે છે. શ્રીકૃષ્ણ કહે છે 'તે હું છું'

એટલે બધા રૂપોમય એ એક બ્રહ્મ છે, એવુ તમે મોક્ષેચ્છુ દંપતિએ સમજવુ ઘટે આમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ જ્ઞાન તેનેજ જ્ઞાન કહેવામા આવે છે તમે પોતે દંપતિ-દેવદત્ત અને ઇંદિરા ભલે સ્ત્રી-પુરુષ –એવા ભિન્ન નામ અને આકારવાળા માનવીઓ છો, પણ તમે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બેઉ છો શરીર પણ તમે છો અને ચૈતન્ય પણ તમે છો શરીરની બનાવટ જુદી છે અને ચૈતન્ય અને તદ્દન શરીરથી જુદુ છે તે બેઉને જોવા તે બેઉ છે તેવા આબેહૂબ સમન્વય તેનેજ જ્ઞાન કહેવામા આવે છે અને એવુ તમે સમજો તોજ તમે શોકમુક્ત બની શકો છો. શ્રી ભગવાનનો એજ મત છે કે –

क्षेत्रज्ञ चापि मा विद्धि सर्वक्षेत्रेषु भारत।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञान यत्तज्ज्ञान मत मम॥ (१३-२)

મુમુક્ષુ દંપતિ! તમારૂ શરીર એટલે ક્ષેત્ર કેવુ છે, તે કેવા વિકારવાળુ છે અને શાનુ શાનુ બનેલુ છે તેમજ તેનો પ્રભાવ કેવો છે એ તમારે જરુર જાણવુજ જોઇએ એના જ્ઞાન વિના તમને તમારા પોતાના સ્વરૂપની સમજ નહીં પડે ભગવાન શ્રીકૃષ્ણે એનુ બહુ સ્પષ્ટ સ્વરૂપ કહેલુ છે, તે જેમ અર્જુનને તેમ તમને પણ કહે છે તે સાવધાનીથી સમજી લેવુ ઘટે જુઓ –

तत्क्षेत्र यच्च यादृक् च यद्विकारि यतश्च यत्।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु॥ (१३-३)

યુરોપનુ વિજ્ઞાન શરીરની રચનાને સમજાવે છે પણ તે અપૂર્ણ છે, જ્યારે વેદોના છંદોવડે ઋષિઓએ આ ક્ષેત્રને જુદા જુદા પ્રકારનુ વર્ણવ્યુ છે તેમજ બ્રહ્મસૂત્રના પદોવડે જુદા જુદા બ્રાહ્મણોએ જુદી જુદી દૃષ્ટિથી એ ક્ષેત્રને વર્ણવ્યુ છે ભલે એમના હેતુઓ જુદા છે, પરન્તુ જેવુ જેઓએ એ ક્ષેત્રને વર્ણવ્યુ છે તેવુજ એ ક્ષેત્ર યાને શરીર છે –

ऋषिभिर्बहुधा गीत छंदोभिर्विविधे पृथक्।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितै ॥ (१३-४)

મુમુક્ષુ દંપતિ! આ પ્રમાણે ઋષિઓના અનુભવો તેમજ બ્રાહ્મણગ્રંથોનો જે સાર છે તે બધું એકત્ર કરીને પરમાત્મા શ્રીકૃષ્ણે તમને વ્યવસ્થિત બોધ કરેલો છે એ પરમાત્મા યોગના ઈશ્વર હોઈ એમના વાક્યોનો બોધ શ્રદ્ધાપૂર્વક માન્ય રાખવો ઘટે એમનું કથન સત્ય છે, એવું શારીરિક શાસ્ત્રથી અને યોગીઓના અનુભવથી પણ સમજાયું છે, જે આ પ્રમાણે છે –

"પૃથ્વી, જલ, તેજ, આકાશ, વાયુ (પંચ મહાભૂતો) અહંકાર, બુદ્ધિ અને મૂળપ્રકૃતિ, તેમજ પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન, પાંચ ઇન્દ્રિના ગોચરો યાને વિષયો તે-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, તેમજ ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂલદેહ, ચેતના અને ધૃતિ (ધૈર્ય)-આ બધાનો સંઘાત કરીને પ્રકૃતિએ જે પૂતળું બનાવ્યું છે તે ક્ષેત્ર છે એનાથી **આત્મા યા ચૈતન્ય યા ક્ષેત્રજ્ઞ જુદો છે એ લક્ષમાં રાખજો.** **જુઓ શ્રી ભગવાનની વાણીમાં પણ આજ છે કે:-**

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च।
इन्द्रियाणि दशैकं च पंच चेन्द्रियगोचरा ॥ (१३-५)

इच्छाद्वेष सुखं दुःखं संघातश्चेतना धृति ।
एतत्क्षेत्रसमासेन सविकारमुदाहृतम ॥ (१३-६)

ઉપર જણાવેલા શરીરવડે પ્રકૃતિથી બધું કાર્ય કરવું કે કરાવવું બને છે આ શરીર સાથે આત્માનો સંબંધ થયાથી આત્મા પુરુષનું રૂપ ધારણ કરે છે પુરુષ-ક્ષેત્રજ્ઞ-જીવ-દેહી-શરીરી-જીવ —એ બધા નામો બ્રહ્મના માયિક ઉપાધિવડે તમારા છે શરીર

(કાર્ય) ના સંગથી પુરુષ-આત્મા-ક્ષેત્રજ્ઞ એ સુખી કે દુખી થાય છે અને શરીરો ધારણ કરતો, મરતો, જન્મતો દેખાય છે—

> कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते।
> पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते॥ (१३-२०)

એજ પુરુષ જે પ્રકૃતિમાં રહેલો છે, તે પ્રકૃતિથી ઉપજેલા ગુણોને ભોગવે છે અને એના સંગથીજ કુતરો-કુક્કર-ઝાડ-માછલી વગેરે ઉચનીચ અને સત્ અસત્ શરીરોને ધારણ કરે છે—

> पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान्।
> कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु॥ (१३-२१)

આ દેહમાં એ પુરુષ છે, તે પર-ઉત્તમ-પરમાત્મા છે એ મહાન ઈશ્વર છે એ પોષક, શોષક, દર્શક અને અનુમોદક છે—

> उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः।
> परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः॥ (१३-२२)

તમારા શરીરમાં રહેલા તમો-ક્ષેત્રજ્ઞ-પુરુષને-તમને પોતાને સમજો અને શરીરને પૂર્વોક્ત પ્રમાણેનું સમજો તો તમે ફરીને ચોર્યાશી લાખ પ્રકારના શરીરોમાં તો શું, પણ ફરીને માનવદેહમાં પણ ન આવો ભલે ગમે તે પ્રમાણેના તમારાથી કર્મો કરાય છતાં સદાને માટે તમે જન્મમરણના સંસરણમાંથી મુક્ત બનો છો—

> य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह।
> सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते॥ (१३-२३)

અત્યસ્ત, સુમુખુ દંપતિ! મેં તમને ક્ષેત્રજ્ઞ-પરમાત્મા કહ્યા અને તમે તમને મારાથી એવા જાણ્યા, પરન્તુ તમે તત્કાળ તેવા

પરમાત્મા બની જતા નથી તમારામાના કેટલાક માનવીઓ કર્મ યોગનો આશરો લઈને ભક્તિમાર્ગથી આરભ કરીને અને બીજાઓ સાખ્યયોગવડે, તો બીજા કેટલાક ( સન્યાસીઓ ) ધ્યાનવડે તેમજ બ્રહ્મનિષ્ઠો પોતાના આત્માવડે એ પરમાત્માને ઓળખે છે

વળી કેટલાક દપતિઓ અગાઉ કહેલુ નહીં જાણનારા હોય તેવાઓ, બીજાઓ કે જેઓએ એ પરમાત્માને ઓળખ્યા છે તેઓ પાસેથી સાભળીને, સાધનોનુ અનુકરણ કરીને, શ્રુતિના બોધના પરાયણ થઇને આત્માની અવગતિથી યા મત્યુથી બચી જઈ શોક-મુક્તિ, સસારબધમુક્તિ અને કૈવલ્યને પામે છે –

ध्यानेनात्मनि पश्यति केचिदात्मानमात्मना।
अन्ये साख्येन योगेन कर्मयोगेन चापरे॥ (१३-२४)

अन्ये त्वेवमजानत श्रुत्वान्येभ्य उपासते।
तेऽपि चातितरत्येव मृत्यु श्रुतिपरायणा ॥ (१३-२५)

મુમુક્ષુ દપતિ! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરુપો તમે સમજ્યા છો હવે આગળ જુઓ! આ આખુયે ચરાચર વિશ્વ ઉત્પન્ન થયુ છે, તેમા તમે એક છો તો તમે જે કાઇ જુઓ છો, સાભળો છો અને હશે એવુ અનુમાનો છો અને માનવીઓથી જે કાઈ થાય છે તે બધુ આ પ્રકૃતિ યાને તમારા શરીરથી-ક્ષેત્રથી-અને તમારા શરીરમા રહેલા તમો ક્ષેત્રજ્ઞના સયોગથી થાય છે એકલુ શરીર પણ જડ છે અને એકલા નિરવયવી ક્ષેત્રજ્ઞ પણ અક્રિય હોઇ તેનાથી કશુ થતુ નથી એવુ નિશ્ચયથી જાણવુ ઘટે શ્રી ભગવાન કહે છે કે –

यावत्सजायते किंचित्सत्त्व स्थावरजगमम्।
क्षेत्रक्षेत्रज्ञसयोगात्तद्विद्धि भरतर्षभ॥ (१३-२६)

આ શંકાનો ઉત્તર આપતા શ્રીકૃષ્ણ કહે છે કે-" સન્યાસ અને કર્મયોગ બેઉ જરુર કલ્યાણને કરનાર છે, છતાપણ કર્મોને નહીંજ કરવા કરતા કર્મોને કરવાજ ઘટે. એ કર્મયોગ ઉત્તમ છે" જુઓ –

सन्यास कर्मयोगश्च निःश्रेयसकरावुभौ।
तयोस्तु कर्मसन्यासात्कर्मयोगो विशिष्यते॥ (५-२)

આ કર્મયોગને ઉત્તમ કેમ કહેવામા આવે છે એવો પ્રશ્ન તમને જરુર થશે તો એના જવાબમા શ્રી ભગવાનેજ એની મહત્તા બતાવતા કહ્યુ છે કે જે માનવી કોઇને દ્વેષ કરતો ન હોય અને કશી પણ આકાક્ષા કરતો ન હોય તેવા પરિપક્વ ચિત્તવાળા સાધકને ભૂખતરસ-સુખદુઃખ-એવા દ્વન્દ્વો નડતા નથી તેવા માનવીને સન્યાસી જાણવો તમે તેવા નથી આ હાલત ફળેચ્છા-રહિત, સગરહિત, બ્રહ્માર્પણ ભાવે કર્મોને કરવાથી આવે છે અને તેથીજ એવા શુદ્ધચિત્તમા-પરિપક્વચિત્તમા બ્રહ્મજ્ઞાન ઠરે છે આ કારણથીજ કર્મયોગની પ્રશસા કરતા શ્રી ભગવાન કહે છે કે –

ज्ञेय स नित्यसन्यासी यो न द्वेष्टि न काङ्क्षति।
निर्द्वन्द्वो हि महाबाहो सुख बधात्प्रमुच्यते॥ (५-३)

મુમુક્ષુ દંપતિ! સર્વ વેદાન્તોવડે પરબ્રહ્મની ઉત્તમતા કહેવામા આવે છે એવા સાખ્યશાસ્ત્રને અને કર્મયોગને જેઓ એકબીજાથી નિરાળા માનતા હોય તેમને અજ્ઞાનીઓ, બાળકો અને અશાસ્ત્રો સમજવા ઘટે છે જે કોઈ સાખ્યને અનુસરે તો તેને જે ફળ મળે છે તેજ ફળ કર્મયોગને અનુસરનારાને મળે છે બેઉને મોક્ષરૂપ ફળ જરૂર મળે છે –

साख्ययोगौ पृथग्बाला प्रवदन्ति न पण्डिता।
एकमप्यास्थित सम्यगुभयोर्विन्दते फलम्॥ (५-४)

સાખ્યયોગને અને કર્મયોગને જેઓ એકજ સમજે છે તેઓજ બરાબર સમજેલા કહેવાય છે સાખ્યશાસ્ત્રવડે પરમપદને પમાય છે અને કર્મયોગવડે પણ પરમપદને પમાય છે –

यत्साख्यै प्राप्यते स्थान तद्योगैरपि गम्यते ।
एक साख्य च योग च य पश्यति स पश्यति ॥ (५–५)

બહુ દુ ખો વેઠયા પછીજ સન્યાસી થવાય છે એ બહુ સહેલુ નથીજ નથી શારીરિક ભોગોના સાન્નિધ્યમા રહેવુ અને ભોગોનો ત્યાગ અને કર્મનો ત્યાગ–એ બહુજ કઠણ છે. આ કઠણ કાર્યનો મુકાબલો કરતા કર્મયોગનો આશરો કરનારો ગૃહસ્થ માનવજીવ પરમાત્મા સાથેનો યોગ જલદી સાધી શકે છે, મુનિ થાય છે અને પરમપદને પામે છે–

सन्यासस्तु महाबाहो दु खमाप्तुमयोगत ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ (५–६)

પરમાત્મા સાથે યોગ સિદ્ધ કરીને જે ગૃહસ્થ દપતિ શુદ્ધ અત કરણવાળા થયેલા છે તેઓએ તેમના મનને જીતેલુ હોય છે અને ઇન્દ્રિયોના સ યમનો અભ્યાસ કરીને તેઓએ તેમની ઇન્દ્રિયોને તેમને વશ રાખેલી હોય છે સ્વસ્વરુપના દૃઢ બોધથી તેઓએ પોતાના આત્માનો સાક્ષાત્કાર કરેલો હોય છે અને તેથી તેઓએ પરમાત્મા સાથે ઐક્ય કરેલુ હોય છે આમ થવાથી તે સર્વેનો આત્મા છે એવુ સમજવુ ઘટે અને તેથી કર્મ કરતો છતો કર્મોથી લેપાયમાન થતો નથી–

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रिय ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ (५–७)

આ પ્રમાણેનુ શ્રી ભગવાનનુ કથન સાંભળ્યા પછી તમને શંકા થાય એ સ્વાભાવિક છે, પણ શંકા ન કરશો ! અહીં આખો ખુલાસો અપાય છે કે ઉપરોક્ત તત્વજ્ઞ યોગી પોતાના શરીરથી જોવાનુ, સાંભળવાનુ, સ્પર્શ કરવાનુ, સૂંઘવાનુ, ખાવાનુ, ચાલવાનુ, સૂવાનુ શ્વાસ લેવાનુ, બોલવાનુ, મળ ત્યાગ કરવાનુ, આંખો મીંચવાનુ તેમજ ઉઘાડવાનુ વગેરે કર્મ કરતો થકો–આ બધુ ઇન્દ્રિયો યા શરીર કરે છે, 'હુ' કરતો નથી એવુ દૃઢતાથી માનનારો છે અને શ્રી ભગવાન આવા યોગીની સ્થિતિ બતાવતા કહે છે કે–

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ (५–८)
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ (५–९)

જેમ કમળનુ પાંદડુ પાણીમાં રહ્યા છતાં પાણીનો સ્પર્શ પામતુ નથી તેમ ફળની ઇચ્છા કર્યા વિના સંગરહિત થઇને સર્વે કર્મોને બ્રહ્માર્પણ કરતો હોઇ તે પાપથી લેપાતો નથી–

ब्रह्मण्याधाय कर्माणि संग त्यक्त्वा करोति य ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ (५–१०)

અરે, કાયાથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયોથી પણ આવો કર્મયોગી જો આસક્તિરહિત કર્મ કરે છે તો તેના અંતઃકરણની શુદ્ધિ થતાં તે મોક્ષનો અધિકારી થાય છે–

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिन कर्म कुर्वंति संग त्यक्त्वात्मशुद्धये ॥ (५–११)

જે દંપતિ કર્મના ફળને ત્યાગનારા હોય છે તેમનેજ કાયમની શાંતિ પ્રાપ્ત થાય છે અને અભક્ત મૂર્ખા તેમજ લોલુપ ગૃહસ્થ

દંપતિ હોય છે તેઓ પરમેશ્વરથી નહીં જોડાયેલાં હોવાથી કર્મના પ્રારંભથીજ ફળેચ્છાવાળાં હોય છે અને કર્મથી પૂર્ણાહુતિ પછી તો તેઓ ફળ માટે બહુ અધીરાં થાય છે. વળી કર્મ કર્યા પછી પણ જ્યારે તેમની ફળેચ્છા નિષ્ફળ જાય છે ત્યારે તો તેઓ બહુ વલોપાત કરે છે અને પરિણામે ફળોને ભોગવવા માટે અનેક શરીરોને ધારણ કર્યા કરે છે.-

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम्।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते॥ (५-१२)

નવ દરવાજાવાળી પુરી રુપ આ શરીરમાં રહેલો પુરૂષ, નથી કાંઈ કરતો કે કરાવતો. એ જો મનથી સર્વે કર્મોનો સંન્યાસ કરે છે તો તે મન, ઇન્દ્રિયો તથા શરીરને સ્વવશ રાખનારો હોવાથી સુખમાં રહે છેઃ-

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्॥ (५-१३)

મુમુક્ષુ દંપતિ ! હવે શ્રીભગવાન અર્જુનને ઉપદેશ દેતાં જે કહે છે તે તમનેજ કહ્યું છે એમ માનો અને જો કે એ ઉપદેશની વાત તદ્દન સાચી છે છતા તમારાથી હાલ એ સમજાય તેવી નથી, છતાં તમો મુમુક્ષુ ધીમેધીમે એ સમજી શકશો. જુઓ! ખરીરીતે જોતાં પ્રભુ પોતે તમારા શરીરની ક્રિયાઓને કે તમારા શરીરદ્વારા કર્મોને કરાવતા નથી કે એ કર્મોના ફળનો તમારી સાથે સંયોગ કરાવતા નથીજ, છતા અજ્ઞાનીઓ આવું માની લે છે. બાકી ખરી વાત તો એ છે અને તે જરુર સમજી રાખવા જેવું છે કે એ કુદરતી રીતેજ થાય છે. કુદરત એટલે સ્વભાવ અને સ્વભાવ એ પ્રકૃતિનું મૂળ છે. તો પછી એ પ્રકૃતિ યાને

તમારો સ્વભાવ ક્રિયાને કરે છે કર્મો કરે છે, અને ફળ ભોગવાવે છે આ રહ્યુ શ્રીભગવાનનુ એજ સ્પષ્ટીકરણ –

न कर्तृत्व न कर्माणि लोकस्य सृजति प्रभु ।
न कर्मफलसयोग स्वभावस्तु प्रवर्तते ॥ (५–१४)

વળી અજ્ઞાનીઓના અજ્ઞાનને દૂર કરતા શ્રીભગવાને જે વધુ સ્પષ્ટીકરણ કર્યું છે, તે પણ સમજવા જેવુ છે એ પ્રભુ-પરમાત્મા -પરબ્રહ્મ કોઈના પાપ કે પુણ્ય લેતાજ નથી અને તમે જો એમ માનો તો તમારૂ પણ એ અજ્ઞાનજ છે એમ તમારે બરાબર સમજવુ જોઈએ લોકોનુ એવુ માનવુ જે થાય છે તે તેમની અવિદ્યા વડેજ થાય છે એવા લોકો સગુણબ્રહ્મ યા માયિકબ્રહ્મ જે મૂળપ્રકૃતિ યા સ્વભાવ છે તેના સ્વરૂપને અને અમાયિક પરમબ્રહ્મતત્વના સ્વરૂપને સમજતા નથી પ્રકૃતિનુ બીજુ નામ વિદ્યા યા માયા છે, અને વિકૃત પ્રકૃતિનુ બીજુ નામ અવિદ્યા યા માયા છે આ પ્રકૃતિનેજ લોકો પ્રભુ-વિભુ-ભગવાન-પરમાત્મા અને પરમેશ્વર માની ગમે ત્યા ઠોકી બેસાડે છે પરમતત્વથી તેઓ બહુબહુ દૂર છે સ્વભાવ, મૂળ પ્રકૃતિ યાને વિદ્યાયુક્ત માયા જેના એ બધા નામો છે તેને પાપપુણ્ય સાથે, કરવા કરાવવા અને લેવાદેવા સાથેનો સબધ છે જુઓ આ મતલબનો શ્લોક –

नादत्ते कस्यचित्पाप न चैव सुकृत विभु ।
अज्ञानेनावृत ज्ञान तेन मुह्यति जतव ॥ (५–१५)

ત્યારે ટૂકમા જ્ઞાનીનુ સ્વરૂપ જણાવવા શ્રીભગવાન કહે છે કે "બધુ દશ્યમાન આ જગત બ્રહ્મ છે અને જગતસ જ્ઞામા આવેલો એવો હુ પણ બ્રહ્મ છુ, એવા જ્ઞાનવડે જેનુ અજ્ઞાન નાશ પામ્યુ છે, તેઓનુ એ જ્ઞાન સૂર્યની માફક પ્રકાશ આપે છે અને તેઓ પરમબ્રહ્મરૂપે પ્રકાશે છે" જુઓ –

ज्ञानेन तु तदज्ञान येषा नाशितमात्मन ।
तेषामादित्यवज्ज्ञान प्रकाशयति तत्परम् ॥ (५-१६)

મુમુક્ષુ દંપતિ! ભલે તમે-કામ અને ક્રોધના વેગને તમારા અંતઃકરણમા ઉઠતા અટકાવી શકો એવા જ્ઞાનયોગી-ન બન્યા હો અને એવો તમારો અધિકાર ન હોય છતા થોડા પ્રમાણમા પણ જો તમે એ વેગને રોકતા શીખશો તો તમારી શક્તિના પ્રમાણમા તમે તેટલુ સુખ મેળવી શકશો હવે તમે પ્રૌઢ અવસ્થાએ પહોચ્યા છો તો હવે તમારે માટે એ વેગને અટકાવવાનુ મુશ્કેલ નથી જેટલુ સુખ જ્ઞાની બ્રહ્મનિષ્ઠો ભોગવે છે તેટલુ તમે પણ ભોગવી શકો છો, પરન્તુ જ્ઞાનીઓ પ્રારબ્ધને માનતા હોઈ શારીરિક સુખોની ઇતિજારી કરતા નથી જે કોઈ જેટલા પ્રમાણમા પરમાત્મ-ચિંતન કરનારા હોય છે તેટલા પ્રમાણમા તેઓ કામ-ક્રોધનો વેગ સહન કરનારા હોય છે તેમાયે જ્ઞાનીઓ તો અંતસુધી એ વેગને રોકવાનુ સામર્થ્ય ધરાવનારા હોય છે –

शक्नोतीहैव य सोढु प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भव वेग स युक्त स सुखी नर ॥ (५-२३)

મુમુક્ષુ દંપતિ! સર્વે લોકોના મહાન ઈશ્વર-યજ્ઞો અને તપોને ભોગવનારા છે અને એ ઇશ્વર સર્વે નામરૂપના હિતેચ્છુ છે જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ કહે છે કે 'તે ઈશ્વર હુ છુ' એવુ જે જાણે છે તે સર્વે ગૃહસ્થ દંપતિઓ શોકમુક્ત રહે છે ભજન કરો! સત્સંગ કરો! સ્વસ્વરૂપને ઓળખો! જુઓ શ્રીભગવાનનુ કથન –

भोक्तार यज्ञतपसा सर्वलोकमहेश्वरम् ।
सुहृद सर्वभूताना ज्ञात्वा मा शातिमृच्छति ॥ (५-२९)

હવે તમે 'સંન્યાસ' અને 'સંન્યાસી'–આ શબ્દો તો ઘણીવાર સાભળ્યા, છતા તેના સાચા અર્થને તમારે સમજવો ઘટે

જુઓ! ફક્ત ગેરૂઆ રંગના અને લાલ કે પીળા રંગનાં વસ્ત્ર પહેરનારાઓ સંન્યાસીઓ કહેવાય છે અને કહેવાવા જોઈએ, તેમજ અગ્નિહોત્ર નહીં કરનારાઓ, દીવો નહીં કરનારાઓ કે દીવાના અજવાળાનો આશરો નહીં લેનારાઓ તેમજ અગ્નિને સ્પર્શ પણ નહીં કરનારાઓ સંન્યાસી કહેવાય છે અને એમના એવા આચારો નિયત પણ થયેલા હોય છે—આ બધી વાત સાચી છે, છતાં સંન્યાસની વ્યાખ્યા મનના ત્યાગની કરાય છે. ઉપરોક્ત આચાર એવા સન્યાસીઓ પાસેથી માગે છે એમનો માનસિક ત્યાગ. બાહ્યાચારી, આંતરિક રીતે આસક્ત અને ચંચળમનવાળો સંન્યાસી એ ખરો સન્યાસી નહીં, પણ એને મુકાબલે જે ગૃહસ્થ પોતાના કરેલા કર્મોના ફળનો આશરો નહીં કરતો હોય, છતાં કર્મો કરતો હોય તો એ ગૌણપણે પણ સંન્યાસી છે. શ્રીભગવાન ઉપરોક્ત વ્યાખ્યા કરે છે કે–

> अनाश्रित· कर्मफलं कार्यं कर्म करोति यः ।
> स सन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ (६–१)

મુમુક્ષુ દંપતિ! આ ઉપરોક્ત વ્યાખ્યા 'સંન્યાસી' ની કરી તે આપણા વિષયની બહારની વાત નથી. એને અને યોગને અને કર્મને કેટલો સંબંધ છે, એ સમજાવવા ઉપરોક્ત વ્યાખ્યા કરી છે. હવે વાત આવી કર્મયોગીની. કર્મયોગી એનેજ કહી શકાય કે જે પોતાના ધંધાના કર્મો ઉપરાંત ઈશ્વરની આરાધનાનાં અને પરોપકારનાં કર્મો કરી કર્મના ફળની ઇચ્છા રાખતો ન હોય. ફક્ત આંખ મીંચી કર્મોજ કર્યા કરતો હોય તેને કર્મયોગી ન કહી શકાય. જેમનો ફળનો સંકલ્પ નષ્ટ થયો નથી તેમને યોગી કહી શકાય નહીં. વળી પ્રાણને કલાકોના કલાકો સુધી રૂંધી શકનારો અને અને અષ્ટાંગયોગનાં સાધનો કરનારો પણ શારીરિક ભોગોના સંકલ્પોને ત્યાગી શકતો ન હોય તો તેવાઓ પણ સાચા યોગી કહેવાય નહીં.

કારણકે એમનો યોગ અધૂરો હોઈ શોકમુક્તિને ઉપકારક થતો નથી. આ જોતાં સંન્યાસ એજ યોગ અને યોગ એજ સંન્યાસ સમજવો ઘટે. જુઓઃ-

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन॥ (६-२)

ઉપર કહેલા જેવો અપરિપક્વ યોગી ' કર્મ કરવાનો સંકલ્પ કરનારો છે ' એવું સમજવું ઘટે. શારીરિક ભોગની ભાવનાજ કર્મનું મૂળ છે. પરિપક્વ યોગીનો સંકલ્પ નષ્ટ થયેલો હોય છે. પરિપક્વ-યોગનું મૂળ શમતા છે. આ શમતા તમારામાં હાલ આવી શકે નહીં કારણકે તમારે બદલે તમારો ઘરધંધો ચલાવી શકે એટલી વયવાળા તમારા પુત્રો મોટા થયા નથી અને તમે હજી શારીરિક ભોગોથી તૃપ્ત થયા નથી. વળી તૃપ્ત થવાના સાધનો કરવાને પણ તમે અત્યારે રાજી નથી. પરન્તુ હવે નિગ્રહ કરવાનો યત્ન કરવો શક્ય છે. તમારી હવે પછી જે વૃદ્ધાવસ્થા આવવાની છે તે નિગ્રહ કર્યા વિના બહુ બૂરી થઇ પડશે -

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते॥ (६-३)

જ્યારે કોઈ માનવીસાધકને પોતાની ઇન્દ્રિયોને જોઇતા પદાર્થો ભોગવવાને કર્મ કરવાના સંકલ્પની વલણ ન થાય ત્યારે તેને સંન્યાસી અગર પરિપક્વ યોગી સમજવો જાઇએ -

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते।
सर्वसंकल्पसन्यासी योगारूढस्तदोच्यते॥ (६-४)

જ્યારે તમે શરીરના ભોગોથી તૃપ્ત થાઓ છો ત્યારે તમને સત્સંગ, ભજન, સેવન અને આરાધન કરવાનું સૂઝે છે, અને ત્યારે

તમને શારીરિક સુખો નાશવંત સમજાય છે અને તેમ થતાં તમને એ સુખો પ્રાપ્ત કરવા શ્રમ કરવો ગમતો નથી આ સમયે લાંબા સમય માટેના યા કાયમના સુખ માટે તમને વિચાર આવે છે અને તમે તેવા સુખો માટેના અનુષ્ઠાનો કરવા શરૂ કરો છો, અને તેમાં મચ્યા રહો છો આથી તે દેવલોક, સિદ્ધલોક, વૈકુંઠ, ગોલોક, શિવલોક, પિતૃલોક વગેરે હજારો વર્ષના આયુષ્યવાળા સુખો માટેના અનુષ્ઠાનો કરો છો પણ એ બધા કરતાં નિર્વાણશાંતપદની પ્રાપ્તિ માટેનું કાયમનું સુખ ઇચ્છવું ઉત્તમોત્તમ છે, જ્યાં ગયા પછી ફરીને નાશવંત સુખની ઈચ્છાજ થતી નથી આ પદ માટે પોતાનો જન્મમરણના ચક્રમાંથી ઉદ્ધાર કરવો પડે છે જે પોતાનો ઉદ્ધાર કરે છે તે પોતાનો હિતેચ્છુ છે અને બંધુ છે અને જે પોતાનો ઉદ્ધાર નથી કરતો તે પોતાનો શત્રુ છે–

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मन ॥ (६–५)

જેણે પોતે પોતાને જીત્યો હોય તો સમજવું કે એ પોતે પોતાનો હિતકર્તા, મિત્ર, સગો અને સ્નેહી છે આ પ્રમાણે પોતાને જીતવાની ઈચ્છાવાળાએ આત્મા યા ચૈતન્ય વિના બધું વ્યક્તાવ્યક્ત પ્રાકૃત વિશ્વ પોતાના મોક્ષને રોકનારૂ શત્રુ સમાન છે એમ સમજી તેના પ્રત્યે આસક્તિ નહીં થવાને સાવધાની રાખવી ઘટે ભગવાનના આ બોલ છે કે–

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जित ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ (६–६)

ભલે, તમે અત્યારે ગૃહસ્થ હો તોપણ શોકમુક્તિને માટે ધીરેધીરે શારીરિક ભોગો તરફથી મન હઠાવીને 'હું આત્મા છું, અંશ છું, યા પ્રભુનો કિંકર છું' એવી ભાવનાથી દુનિયાથી મનને

હઠાવીને, બહાર જતું રોકીને, તમારા ઈષ્ટદેવને હૃદયમાં શોધવા ઘટે. રોજ સવારે અને સૂતા પહેલા રાત્રે એક કલાક બીજા કશાનું ચિંતન નહીં કરતા ધ્યાનાવસ્થિત થવાનો અભ્યાસ કરવો ઘટે, જે પાછળની અવસ્થામાં તમને બહુ ઉપયોગી થઇ પડશે –

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ (६-२५)

મુમુક્ષુ દંપતિ ! શારીરિક ભોગો કેવા ઝેરી થઈ પડે છે અને એમને ત્યજવાથી તમને શું ફળ મળે છે તે વાત ઉપર કહી, તે છતાં એવા શારીરિક ભોગો તરફથી તમે તમારું મન ન હઠાવી શકો તો પછી બીજાના ભોગે એવા સંકલ્પો કરવા તમને ઘટે નહીં. કારણકે શારીરિક ભોગોની લોલુપતાથી માનવીઓ બહુ દુઃખથી તૃપ્ત ન કરી શકાય એવા કામના બળથી દંભી, અભિમાની અને મદોન્મત્ત બનીને મમતાથી અસતને ગ્રહણ કરીને માયાના મોહ ઉપજાવનારા કાર્યો પ્રત્યે દોરાય છે અને અપવિત્રકર્મી થાય છે તથા દુષ્ટાચરણી બને છે આવું હું તમને કહી ચૂક્યો છું આવા કામકામીઓ બારેમાસ ચિંતાઓના ભોગ થઈ પડે છે અને એમના ભોગોની ચિંતા પ્રલય આવે ત્યાંસુધી મટતી નથી. આવા માણસોને 'કામ અને ભોગ એજ માનુષી કર્તવ્યતા છે અને એટલા માટેજ આ દુનિયા છે' એવો નિશ્ચય થયો હોય છે –

चिंतामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ (१६-११)

આ કામ અને ક્રોધપરાયણ લોકો અગણિત આશાઓના બંધનથી બંધાયેલા રહી કામ અને ભોગ માટે અન્યાયથી પણ દ્રવ્યનો સંચય કરે છે –

आशापाशशतैर्बद्धा कामक्रोधपरायणा ।
ईहते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ (१६-१२)

આ પ્રમાણેનો દ્રવ્યસંચય કર્યા બાદ 'આ મેં મેળવ્યું, મારો મનોરથ પૂર્ણ કરીશ, મને આમ થશે, આ મારૂં થશે, આ ધન મને મળશે, આ શત્રુને મેં માર્યો, પેલા શત્રુને મારીશ, હું ઈશ્વર છું, બળવાન છું, સિદ્ધ છું, સુખી છું'–એવા મનોરથો કરે છે અને અભિમાન કરતા થાય છે. પછી અભિમાનમાં મસ્ત થતા જેમ કોઈએક દારુડિયો દારુના મદમાં મસ્ત થતા યદ્વાતદ્વા બકે છે તેમ એ બોલતો થાય છે કે–"હું ધનવાન છું, ખાનદાન છું, મારા સમાન જગતમાં બીજો કોણ છે? હું દાનપુણ્ય કરીશ અને બિચારા સાધુઓ, ભગતડા અને ભિખારીઓને રાજી કરીશ." આવું આવું અજ્ઞાનવડે મોહિત થયેલા તેઓ બકયા કરે છે. એમનામાં પ્રેમ કે દયા જેવું કશું હોતું નથી પણ એવા કર્મો કરવાથી સારા ફળ મળે છે એવું સમજી વેપાર જેવો કરે છે. શ્રી ભગવાન આવા માણસોની ચર્ચા કહી બતાવે છે કે–

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ (१६-१३)

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ (१६-१४)

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥
(१६-१५)

આમ મોહજાળમાં ફસાયેલા, કામ અને ભોગમાં આસક્ત થયેલા માનવીઓ, નિસ્ત્રપીઓ અપવિત્ર એવા નરકમાં પડે છે–

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ (१६-१६)

વળી આવા પોતાને મોટા માનનારા, ધન અને માનથી મદોન્મત્ત બનેલા મૂર્ખ ગૃહસ્થ દંપતિઓ દંભવડે અવિધિપૂર્વકના યજ્ઞ કરનારાં હોય છે –

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ (१६-१७)

મુમુક્ષુ દંપતિ! આ પ્રમાણે અહંકાર, બળ, દર્પ, કામ અને ક્રોધનો આશરો કરી બીજાના ગુણોમાં દોષદૃષ્ટિથી જોતા, પોતાના અને બીજાના દેહમાં રહેલા પરમાત્માને નહીં સમજીને, પરમાત્માનોજ દ્વેષ કરે છે અને એ વાત શ્રીભગવાન સ્વયં કહે છે કેઃ–

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषतोऽभ्यसूयकाः ॥ (१६-१८)

એમના આવાં કર્મોના બદલામાં શ્રીભગવાન એમને-એવા દ્વેષીલા, ક્રૂર, અધમ માનવીઓને-આસુરી અને અધમ શરીરોમાંજ નાખે છેઃ–

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ (१६-१९)

એનું પરિણામ એ આવે છે કે આવી આસુરી અને અધમ યોનિઓ પ્રાપ્ત કરી જન્મોજન્મ અધમગતિ મળ્યા કરવાથી તેઓ શ્રીભગવાનને ન પામતાં વધુનેવધુ અધમગતિઓને મેળવે છે –

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ (१६-२०)

મુમુક્ષુ દંપતિ! ભલે તમે ગૃહસ્થ છો એટલે શારીરિક ભોગભાવનાથી તો મુક્ત નથી, પણ કામક્રોધથી તમે સાવધાન થઈ વર્તો છો અને એથી મુક્ત થાઓ એવું હું ઇચ્છું છું. તમે ઉપર જણાવેલા માનવીઓ જેવાં ન બનો એમ વર્તો એવું પણ હું ઇચ્છું છું, કારણકે માનવીમાત્રને નરક તરફ ધકેલનારાં-કામ, ક્રોધ અને લોભ-આવાં ત્રણ દ્વારો છે. એ ત્રણ આત્માની અવગતિ કરે છે. તમારે એ ત્રણે ત્યાગવા જોઇએઃ-

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥ (१६-२१)

ઉપરોક્ત ત્રણ નરકનાં દ્વારો તમને અંધારામાં અને અજ્ઞાનના ઉંડા ખાડામાં પટકનારાં હોઈ એવું સમજનારા જે જીવો સાધનો કરીને અને યત્ન ગ કરીને એ ત્રણથી મુક્ત થાય છે તે પોતાના આત્માને ઉન્નત કરે છે, તેઓ પરમગતિને પામે છે.-

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम्॥ (१६-२२)

ટૂંકાણમા જે માનવી શાસ્ત્રોમાં બતાવેલી વિધિને ઓળંગે છે અને કામથી ઉશ્કેરાઈ વર્તે છે, તેવાઓ શોકમુક્ત કે સંસાર-બંધમુક્ત થઇને સુખી થતાં નથી; અરે, ઉત્તમગતિને પણ તેઓ પામતા નથી કામનાઓના ત્યાગના અભાવથી વારંવાર કામનાઓને પૂર્ણ કરવાને તેઓ વારંવાર જન્મે છે અને મરે છે:-

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारत.।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥ (१६-२३)

માટે તમારે વેદો અને શાસ્ત્રોમાં રહેલી રીતોથી કાર્યાકાર્યનો વિચાર કરીને વ્યવસ્થિત થઇને, ક્રિયાનું જ્ઞાન મેળવીને કર્મો કરવાં

ઘટે યાદ રાખો ! શાસ્ત્રો કામના વિનાના અને ફળેચ્છા વિનાના થઇને કર્મ કરવાનુ કહે છે અને શ્રીભગવાન પણ એજ કહે છે કે-

> तस्माच्छास्त्रं प्रमाण ते कार्याकार्यव्यवस्थितौ ।
> ज्ञात्वा शास्त्रविधानोक्त कर्म कर्तुमिहार्हसि ॥ (१६-२४)

મુમુક્ષુ દંપતિ ! અલબત્ત મન ચંચળ છે, અસ્થિર છે, વશ કરવું કઠણ છે, પણ ધ્યાન કરતી વખતે એ જ્યારે જ્યારે બહાર જાય ત્યારે ત્યારે એને પાછુ વાળીને નિયમિત કરીને આત્મામાં એટલે અંતઃકરણમા પાછુ વાળવું ઘટે. વિના અભ્યાસ એ મન વશ અને સ્થિર થતું નથી -

> यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
> ततस्ततो नियम्यैतदात्मन्येव वश नयेत् ॥ (६-२६)

ધ્યાનનો અભ્યાસ કરનારનુ મન જેમજેમ સ્થિર થાય છે તેમતેમ મન ધીરધીરે હૃદયમા બ્રહ્મને સ્પર્શ કરતું થાય છે, કારણકે આવો ગૃહસ્થ છતા તે યોગી હોઇને પાપરહિત બનતો જાય છે અને એને ધ્યાનદ્વારા સુખ ઉપજે છે પરિણામે એવો યોગી આત્યંતિક સુખને મેળવે છે અને એની સંતતિને એ પ્રભુપ્રેમી બનાવી શકે છે -

> युञ्जन्नेव सदात्मान योगी विगतकल्मप ।
> सुखेन ब्रह्मसस्पर्शमत्यतं सुखमश्नुते ॥ (६-२८)

અધ્યાય છઠ્ઠો સંપૂર્ણ



# ❋ અધ્યાય ૭ મો ❋

મુમુક્ષુ દંપતિ ! ગયા અધ્યાયમાં તમને શાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે કર્મ કરવાનું કહ્યું છે એ પ્રમાણે તમે જ્યારે કર્મો કરો છો ત્યારે તમે કર્મયોગીની કક્ષામાં આવો છો અને બરાબર શાંત મનવાળા યોગીને જેવીરીતે ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે તેવા સુખનો તમને અનુભવ થવા માંડે છે એવા શાંત યોગીના અંતઃકરણમાંથી ભેદવાસના, શારીરિક ભોગભાવના અને ભોગાસક્તિ જે સત્વ-રજ-તમગુણોથી ઉત્પન્ન થાય છે તે બધી જતી રહે છે અને પરિણામે એ બ્રહ્માકાર બને છે શ્રીભગવાન કહે છે કે –

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ (६-२७)

આવા કર્મયોગી જ્યારે તમે બનો છો ત્યારે તમે તમારા આત્માને સર્વના હૃદયમાં જુઓ છો એ આત્મામાં સર્વે નામરૂપ ભૂતોને તમે જુઓ છો તમારો આત્મા સાથે આવીરીતનો યોગ થઈ ગયાથી તમે સમદર્શી બનો છો ઉચનીચ જેવું અભિમાન તમારામાં રહેતું નથી, કારણકે આત્મા સિવા બીજું કશું તમને સત્ય જણાતું નથી –

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ (६-२९)

પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે –" જેમ પાણીમાં જળચર, અને જળચરમાં પાણી-તેમ હું સર્વમાં અને સર્વ મારામાં–એવું જે જીવ સમજે છે તેનાથી હું વેગળો નથી અને મારાથી તે વેગળો નથી –

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति॥ (૬-૩૦)

"પ્રત્યેક શરીર અને વસ્તુમાં રહેલા મને એકને સમજીને સર્વમાં એકમય-શ્રીકૃષ્ણમય માનીને જેઓ મને આસ્થાથી ભજે છે તે કર્મયોગી ગૃહસ્થ સર્વથા શરીરી, ક્રિયાવંત અને ચેષ્ટાવંત છતાંપણ તે યોગી છે અને એ મારામાંજ વર્તી રહેલો સમજવો ઘટે" –

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते॥ (૬-૩૧)

"જે કર્મયોગી ગૃહસ્થ બીજાઓને પોતાના આત્મા સમાન સમજે છે તે સુખદુઃખમાં પણ યોગયુક્ત રહે છે અને એને હું પરમયોગી માનું છું" –

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः॥ (૬-૩૨)

મુમુક્ષુ દંપતિ! ઉપરના ત્રણ શ્લોકોમાં શ્રીભગવાનનો મત તમોએ જાણ્યો હવે જેમ અર્જુનને શંકા થયેલી અને એણે પ્રશ્ન પૂછેલો તેવાજ પ્રશ્નો તમને મનમાં ઉઠવાનો સંભવ છે જો કે તમે તો હવે ઉંચી કક્ષાપર ચઢેલા કર્મયોગી થયા છો છતાં તમારી આવી સ્થિતિમાં પણ તમારી નજર તો મન પરજ જવાની છે અર્જુને શ્રીભગવાનને પૂછ્યું હતું કે 'હે ભગવાન! સર્વત્ર સમભાવ થવાનો યોગ આપ જે ઉપદેશો છો એ વાત સાચી, પણ મનની સ્થિતિ ચંચળ અને અસ્થિર હોવાથી એ યોગ સિદ્ધ થઈ શકે નહીં" –

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्॥ (૬-૩૩)

પોતાની વાતને વધુ ખુલાસાપૂર્વક કહેતાં અર્જુન કહે છે કે "હે કૃષ્ણ! એ મન તો એવું ચંચળ અને એવું તો દઢપણે બળવાન છે કે માનવીમાત્રને એ વિહ્વળ કરી મૂકે છે કે જેવીરીતે વાયુને મુઠ્ઠીમા પકડી રાખવો એ જેટલું દુષ્કર છે, તેના જેવું મન છે એટલે હું તો માનુ છુ કે મનનો નિગ્રહ થઈ શકેજ નહીં" –

चचल हि मन· कृष्ण प्रमाथि वलवद्दृढम्।
तस्याह् निग्रह मन्ये वायोरिव सुदुष्करम्॥ (६–३४)

મુમુક્ષુ દપતિ! એક કાર્ય બીનઅનુભવીને જેવું હિમાલય-પહાડ સરખુ મોટુ દેખાય છે, તે અનુભવીને તદ્દન નાનુ દેખાય છે આપણા આ ગીતા-બોધમા શિષ્ય અર્જુનને આવીજ વિષમતા દેખાય છે, જે જગદ્ગુરુ શ્રીકૃષ્ણ સમક્ષ મૂકતા તેઓશ્રી એના પ્રશ્નનો ઉકેલ આપે છે કે "મનનો નિગ્રહ દુખથી થાય છે, છતા એ ચચળ મન સ્થિર થાય છેજ" છતા તમે સૌ યાદ રાખો કે મનની સ્થિરતા માગે છે ગૃહસ્થ દપતિની મોક્ષતમન્ના ભોગવિલાસભાવના પ્રત્યે ઉદાસીનતા અને મમતારહિપણુ. તદુપરાત પરમાત્માનુ ચિંતન એ ખાસ આવશ્યક છે. જુઓ શ્રીભગવાન કહે છે કે –

असशय महाबाहो मनो दुर्निग्रह चलम्।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते॥ (६–३५)

જો મોક્ષની તમન્નાજ જેને હોય નહીં એવા અસંયમી ગૃહસ્થ કર્મયોગ આધતો છતા તેનો પરમાત્મા સાથે યોગ થતો નથી જો કોઈ ઉપાય હોય તો તે મોક્ષને માટેજ હોવો જોઇએ અને એ ઉપાય તે મનને વશ કરવાનોજ છે. કોઈ એક દિવસે આ ઉપાય ઈશ્વરના અનુગ્રહથી ફળીભૂત થાય છે –

असयतात्मना योगो दुष्प्राप इति मे मति।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायत॥ (६–३६)

જેનુ મન આ યોગમાં ચોટતું ન હોય કે પૂરેપૂરી શ્રદ્ધા ન હોય તેમજ સાધના કર્યા છતા યોગમાથી મન પાછુ હઠતુંજ રહેતું હોય તો યોગની સિદ્ધિ ન મળે એ દેખીતી વાત છે. પણ "એક-બાજુ યત્ન કરવામાં સંસારસુખનો ભોગ આપ્યો અને બીજીબાજુ યોગ સિદ્ધ થયો નહીં, એવો ગૃહસ્થ કયી ગતિને પામે છે"– આવો અર્જુનનો પ્રશ્ન એ તમને પણ સ્ફુરી આવે. શું એ પરમાત્માના ધામના માર્ગથી વિખૂટો તો પડી જતો નથીને? એવું તો નથી બનતુંને કે એની કોઇપણ સ્થાનમા સ્થિતિજ ન થાય? શું એનાં કરેલાં સાધનો વ્યર્થ તો નથીજ જતાને?

અલબત્ત પૂર્વોક્ત શંકા એવી છે કે મહાન યોગી અથવા ઉત્તમકોટિનો બ્રહ્મનિષ્ઠ પણ એને દૂર કરી શકે નહીં. છેવટે યોગી અને બ્રહ્મનિષ્ઠ પણ છે તો આખરે દેહધારી. બ્રહ્મપ્રાપ્તિ યા પરમગતિનો અનુભવ દેહધારીને હોઈ શકે નહીં ત્રણે દેહોથી મુક્ત થયા વિના પરાગતિ પ્રાપ્ત થાયજ નહીં. પરાગતિનો અનુભવ આત્મા કરે છે, શરીર કરતું નથી પરાગતિનો અનુભવ કરતો આત્મા જો શરીર વિનાનો હોય છે તે મુખ વિના કેમ કહી શકે કે એ આત્માનો અનુભવ કરે છે? જો એ આત્માએ પરમાત્માનો અનુભવ કર્યો તો પછી એ પરમગતિ પામ્યા પછી પરમાત્મામા સમાઈ જાય છે. કોણ કહે કે એણે પરાગતિની પ્રાપ્તિ કરી છે? શ્રીકૃષ્ણ આવિર્ભૂત પરમાત્મા છે. એજ જીવોની ગતિને કહી શકે અને તેથી અર્જુને એમની પાસેથી જાણવા માગ્યુ છે કે શ્રદ્ધાવંત, પૂર્વપાપોના સંસ્કારવાળો યોગભ્રષ્ટ એટલે સમાધિમા આવી શકતો ન હોય તેવા મુમુક્ષુની કેવી ગતિ થાય જુઓ અર્જુનના પ્રશ્ન અને પ્રશ્ન કરવાનુ કારણ –

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः।
अप्राप्य योगससिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ (६–३७)

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मण पथि॥ (६-३८)

एतन्मे संशय कृष्ण छेत्तुमर्हस्यशेषत ।
त्वदन्य संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते॥ (६-३९)

હવે શ્રીભગવાન તમારી ઉપરોક્ત શંકાનો જવાબ આપે છે તે સાંભળો! "યોગભ્રષ્ટ ગૃહસ્થનો કદી નાશ થતોજ નથી મોક્ષની સાધના કરનારની કદાપિ દુર્ગતિ થતીજ નથી" –

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति॥ (६-४०)

આવો યોગભ્રષ્ટ ગૃહસ્થ મનુષ્યલોકથી ઉત્તમલોકમા દેહ ધારણ કરે છે અને બહુ લાંબા સમય સુધી ત્યાના ભોગો ભોગવ્યા પછી એ ભાગ્યવંત જીવ પુણ્યલોકમા પાછો મનુષ્યલોકમા ભક્ત, વિદ્વાન, અમીર અગર રાજાનુ સંતાન થાય છે –

प्राप्य पुण्यकृतॉल्लोकानुषित्वा शाश्वती समा ।
शुचीना श्रीमता गेहे योगभ्रष्टोऽभिजायते॥ (६-४१)

અથવા તો જનક વશિષ્ઠ જેવા સાત્વિકબુદ્ધિવાન યોગીઓના એ સંતાન થાય થાય છે આવા પ્રકારનો જન્મ થવો અતિ દુર્લભ છે –

अथवा योगिनामेव कुले भवति धीमताम्।
एतद्धि दुर्लभतर लोके जन्म यदीदृशम्॥ (६ ४२)

પૂર્વોક્ત માતાપિતાને ત્યા જન્મેલા આવા સંતાનોની પૂર્વના દેહની બુદ્ધિ આ દેહમા આવેલી હોઇને એની બુદ્ધિમા મુક્તિ માટેની ભાવના હોય છે તેથી તે યોગભ્રષ્ટ જીવ ત્યા અધૂરા

યોગ સાધવો શરૂ કરીને અને તે સાધીને કલ્યાણની સિદ્ધિ માટે યત્ન કરે છે–

तत्र त बुद्धिसयोग लभते पौर्वदेहिकम्।
यतते च ततो भूय ससिद्धौ कुरुनदन॥ (૬–૪૩)

આ પ્રમાણે પૂર્વના અભ્યાસના બળથી અવશ છતાપણ એ જિજ્ઞાસુ હોઈને કર્મયોગવડે માયિક બ્રહ્મને યાને પરમાત્માની યોગમાયાને યાને ત્રિગુણાત્મક વિશ્વને તરી જાય છે–

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि स।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते॥ (૬–૪૪)

પરિણામે પ્રયત્ન કરીને નહીં ફાવેલો એ યોગભ્રષ્ટ યોગી આ જન્મમા પાપોથી મુક્ત થઇને શુદ્ધ થયેલો એવો અનેક જન્મોના યત્નોનુ ફળ–પરાગતિને પામે છે–

प्रयत्नाद्यतमानस्तु योगी सशुद्धकिल्बिष।
अनेकजन्मससिद्धस्ततो याति परा गतिम्॥ (૬–૪૫)

ટૂકાણમા તપસ્વી–જ્ઞાની કે કર્મીથી પણ યોગી અધિક છે જો કે તપ–જ્ઞાન–કર્મ–એ ત્રણે યોગી થવા માટે ચિત્તશુદ્ધિ કરવાના સાધનો છે, છતાપણ પરમાત્મા સાથે જેના આત્માનો યોગ સિદ્ધ થયો એ ક્ષણથી એ પૂર્વોક્ત ત્રણે કરતા અધિક મનાયો છે–

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिक।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन॥ (૬–૪૬)

મુમુક્ષુ દપતિ! પૂર્વોક્ત સિદ્ધ યોગી કરતા જો તમારામા પરમાત્મા પર શ્રદ્ધા હોય અને એ શ્રદ્ધાવડે તમારા અતરાત્માને પરમાત્મામા પરોવી રાખો અને એનુ ચિંતન અને ભજન ચોવીને

શ્લોક કર્યા કરો તો તમે ઉત્તમોત્તમ યોગી છો એમ સમજવુ ઘટે કદાચ તમને પ્રશ્ન થાય કે "અમે તો ગૃહસ્થ છીએ આવો યોગ સાધવા જતા અમારા સતાનોની ફિકર કોણ લે?" જવાબ એ છે કે જ્યા તમે પરમાત્મા સાથે યોગ સાધ્યો ત્યા પરમાત્માનેજ તમારા નતાનોને સભાળવાનુ છોડી દેવુ જોઈએ –

योगिनामपि सर्वेषा मद्गतेनान्तरात्मना।
श्रद्धावान्भजते यो मा स मे युक्ततमो मत ॥ (६-४७)

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "જેઓનુ મન પરમાત્મામાજ ચોટેલુ છે અને જેઓ પરમાત્માનેજ આશરે રહીને યોગને સાધે છે તે મારા સર્વે રૂપોને કેવીરીતે જાણે છે તે જાણવુ ઘટે છે –

मय्यासक्तमना पार्थ योग युजन्मदाश्रय ।
असशय समग्र मा यथा ज्ञास्यसि तच्छृणु ॥ (७-१)

વિજ્ઞાન સહિતનુ આ જ્ઞાન એવુ ઉત્તમ છે કે જે જાણ્યા પછી ફરીને વિશેષ કાઈ જાણવુ રહેતુ નથી –

ज्ञान तेऽह सविज्ञानमिद वक्ष्याम्यशेषत ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ (७-२)

હજારો માનવીઓમાથી કોઈક માનવીઓ મુક્તિને માટે યત્ન કરનારા હોય છે અને યત્ન કરનારાઓ-સિદ્ધ થયેલાઓમાથી કોઈ એકજ કળારહિત, ક્રિયારહિત, શાંત, નિરંજન, નિરાકાર એવા પરમાત્માને જાણે છે –

मनुष्याणा सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धाना कश्चिन्मा वेत्ति तत्त्वत ॥ (७-३)

મુમુક્ષુ દંપતિ! હવે તમારે પ્રકૃતિને બરાબર સમજવી ઘટે છે. એ બે પ્રકારની છે-(૧) પરા-અને (૨) અપરા-

પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ, મન, બુદ્ધિ અને અહંકાર –આવા આઠ જુદા પ્રકારની પ્રકૃતિ છે તે અપરા પ્રકૃતિ કહેવાય છે, જ્યારે બીજી-પરાપ્રકૃતિ છે જે જીવરૂપ બનેલી છે અને જે આ જગતને ધારણ કરે છે –

भूमिरापोऽनलो वायु ग्व मनो बुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा॥ (૭-૪)

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत्॥ (૭-૫)

"આ વિશ્વનાં સર્વ પ્રાણીમાત્ર જે ઉત્પત્તિ પામે છે તે આ બે પ્રકૃતિરૂપ છે અને એ બધા જગતનો સૃષ્ટા, પાલક અને સંહારક હું છું"–એવું જે શ્રીકૃષ્ણ કહે છે તે બરાબર છે. એ આત્મા શ્રીકૃષ્ણ તમે પોતે છો એવું પણ સમજજો –

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय।
अहं कृत्स्नस्य जगत प्रभवः प्रलयस्तथा॥ (૭-૬)

આવા પરમાત્માથી બીજું કોઈ ઉત્તમ નથી. જેવીરીતે એક માળના મણકાઓનો સમૂહ દોરાના આશ્રયે રહેલો હોય છે તેવીરીતે વિશ્વના પ્રાણીમાત્રમા એ આત્મા પરોવાયેલો છે –

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव॥ (૭-૭)

કદચ તમને પ્રશ્ન થાય કે એ આત્મા પ્રાણીમાત્રમા કેવીરીતે પરોવાયલો છે તો ઉપરોક્ત કથનના સમર્થનમાં શ્રીભગવાન મુખ્યત્વે

જુદીજુદી વસ્તુઓનો નિર્દેશ કરતાં કહે છે કે "પાણીમાં રસરૂપ; સૂર્ય અને ચન્દ્રમાં તેજરૂપ; સર્વ વેદોમાં પ્રણવ-ૐ કારરૂપ અને આકાશમા શબ્દરૂપ હું છુ. વળી પુરુષોમાં પુરુષત્વ પણ હું છું. વળી પૃથ્વીમા ઉત્તમ ગંધ, અગ્નિમાં તેજ, સર્વ પ્રાણીઓમાં ચૈતન્ય અને તપસ્વીઓમાં તપ હું છું. તેજસ્વીઓનું તેજ, બુદ્ધિમાનોની બુદ્ધિ અને સર્વે ઉપજેલાંનું સનાતન બીજ પણ હું છું તેમજ કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું અને ન્યાયી, ધાર્મિક, ધર્મથી અવિરૂદ્ધ અને પ્રાણીમાત્રમા રહેલા કામ-એ પણ હુંજ છુ" -

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु॥ (७-८)

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु॥ (७-९)

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम्॥ (७-१०)

बलं बलवतामस्मि कामरागविवर्जितम्।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ॥ (७-११)

મુમુક્ષુ દંપતિ! સાત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ ગુણના ભાવોથી ઉપજતા સર્વ પદાર્થો, માનવીઓ વગેરે પણ એ પરમાત્માથીજ ઉપજે છે. તેમાજ પરમાત્મા છે એવું નથી, પણ તેઓ બધા પરમાત્મામાજ છે. જેમ નાનામોટા જળચરો સાગરમાં છે તેમ સમજવું ઘટે -

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि॥ (७-१२)

આ પ્રમાણે ત્રણે ગુણોથી મોહિત થઇને મ
થયેલું આ સર્વ જગત એ વિકાર વિનાના અને જગતઠ
પરમાત્માને ઓળખતું નથી. આજ વાત પોતે કહે છે કે -

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।
मोहितं नाभिजानाति मामेभ्य. परमव्ययम ॥ (૭-૧૩)

જુઓ! શ્રીકૃષ્ણ પરમાત્મા સ્વયં શ્રીમુખે વદે છે કે "મારી
આ માયા સત્વ-રજ-તમ ત્રણે ગુણોવાળી છે અને મહા દૈવતવાળી
છે પણ એને તરવુ એ બહુ દુઃખથી થઈ શકે છે છતાએ એ
માયાને વશ ન થવું હોય તેણે મારે (પરમાત્માને) શરણે જવુ
ઘટે." પરમાત્માને તેજ પામી શકે છે અને શોકમુક્ત પણ તેજ
થાય છે કે જે માયાની મમતાથી છૂટયુ હોય -

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते॥ (૭-૧૪)

આસુરીભાવવાળા આદમીઓ, અભક્તો અને મૂર્ખાઓ તેમજ
પરમાત્માને શરણે નહીં જનારાઓ, માયાથી જેના ચિત્ત હણાઇ ગયા
છે એવાઓ આસુરીભાવને પામેલા પરમાત્માને શરણે જતા નથી -

न मां दुष्कृतिनो मूढा प्रपद्यते नराधमा।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिता ॥ (૭-૧૫)

તો ભગવાનને શરણે જનારા, ભગવાનનુ ભજન કરનારાઓના
પ્રકારો કેટલા છે અને તે કેવા હોય?-આના જવાબમા શ્રીભગવાન
એમના ભક્તોના ચાર પ્રકારો વર્ણવે છે અને તે-(૧) દુઃખીયા,
(૨) પરમાત્મા અને પરંતત્વની શોધ કરનારાઓ અને તેને માટે
મચ્યા રહેનારાઓ, (૩) શારીરિક ભોગવિલાસની ભાવનાવાળાઓ,
અને (૪) જ્ઞાનીઓ-છે એમ કહે છે -

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ॥ (७-१६)

જો કે ભગવાનને તો બધાજ ભક્તો પ્રિય હોય છે, છતાં પૂર્વોક્ત ચાર પ્રકારોમાંનો ચોથો વર્ગ જ્ઞાનીઓનો શ્રીભગવાનને પ્રિયતમ છે, કારણકે તેઓ સદાસર્વદા એક પરમાત્મા સાથેજ જોડાયેલા હોય છે અને 'હું આત્મા છું' એવી સમજવાળો અનન્ય ભક્ત છે અને પરમાત્માજ એને પ્રિયતમ હોય છે –

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥ (७-१७)

"આમ છતાં પૂર્વોક્ત ચારે પ્રકારના ભક્તો ઉદાર એટલે મમતા વિનાના, કામના વિનાના અને મોક્ષની ભાવનાવાળા ઉત્તમ છે, છતાં 'હું આત્મા છું, હું બ્રહ્મ છું, હું કૃષ્ણ છું' આવી કોઈએક સમજવાળો જ્ઞાની તો મારો આત્મા છે કારણકે એની સ્થિતિ આત્મામાં છે અને એ પરમાત્મા સાથેજ જોડાયેલો હોઈ પરમાત્માજ એની ગતિ અને પ્રીતિ હોય છે શ્રીકૃષ્ણ કહે છે કે આવો જ્ઞાની બધામાં ઉત્તમ છે એવો મારો મત છે" માની લ્યો કે એ જરૂર સત્યજ છે એવું હું પણ તમને કહું છું કે શ્રીકૃષ્ણ–આત્મા–બ્રહ્મ એ ત્રણે નામો એક પરમાત્મતત્વના છે –

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्॥ (७-१८)

તો આવો જ્ઞાની થવાય ક્યારે? આના જવાબમાં શ્રીભગવાન કહે છે કે પૂર્વના બહુ જન્મોમાં જેમણે મોક્ષની તમન્નાથી વૈદિક-કર્મો કર્યાં હોય તેજ પરમાત્માને શરણે જાય છે અને સાક્ષાત્કાર કરીને જ્ઞાની થાય છે આવા જ્ઞાનીઓમાં પણ વ્યક્તાવ્યક્ત નિશ્ચયમાત્ર

વાસુદેવ છે એવી માન્યતાની હાલતવાળો જ્ઞાની મળવો દુર્લભ છે. વાસુદેવ–એટલે સર્વ નામરૂપમાં વસેલો પ્રતીત થાય છે તે–શાંત, કળારહિત, ક્રિયારહિત, અવિનાશી, નિરંજન, વિદ્વાનોનો મોક્ષદાતા પરમદેવ. આ લક્ષમાં રાખવા જેવું છે. જુઓ:–

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः॥ (૭–૧૯)

મુમુક્ષુ દંપતિ! ચાહે તો રામને, ચાહે તો કૃષ્ણને, ચાહે તો શંકરને, ચાહે તો કોઈ દેવીને યા દેવને–તમે ભજવા, પૂજવા કે આરાધવા ઇચ્છો તો તમારી તે શ્રદ્ધાને અચળપણું પરમાત્માજ આપે છે એવું સમજવું ઘટે –

यो यो यां यां तनु भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्॥ (૭–૨૧)

જેવી શ્રદ્ધાથી તમે જે કોઈ દેવ યા દેવી સાથે જોડાયેલા હો અને જેવી ઇચ્છાથી તમે આરાધતા હો તેવી તે તમારી બધી ઇચ્છાઓ પૂર્ણ થાય છે. કારણકે તે બધી કામનાઓ પરમાત્માથીજ પૂર્ણ થાય છે–

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते।
लभते च ततः कामान्मयैव विहितान्हितान॥ (૭–૨૨)

આવુ છતા પણ શારીરિક ભોગોની કામના માટે ઓછી બુદ્ધિવાળાઓ તે તે ભોગોને આપનારા દેવોને આરાધે છે અને તેથી તેઓ તેવાજ અલ્પસુખવાળા ભોગો ભોગવે છે અને તેવાજ લોકોને તેઓ પામે છે, જ્યારે પરમાત્માને પૂજનારાઓ પરમાત્માને પામે છે. આથી એ ફલિત થાય છે કે મોક્ષાર્થીઓએ તો બ્રહ્મ વિનાના કોઇ દેવને પૂજવા હોય તો તેણે તે દેવમાં પરમબ્રહ્મ

પરમાત્મા માનીનેજ પૂજવા જોઈએ. પરન્તુ તમો પ્રૌઢાએ હવે તો કામના-મોક્ષનીજ કરવી ઘટે-

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम्।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि॥ (૭-૨૩)

પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે "અબુધ આદમીઓ જાણતાજ નથી કે પરબ્રહ્મ અવ્યક્ત છે અને તે હું છું. એવા આદમીઓ તો મને દેવકીનો પુત્ર અને માનવી માને છે." ॐ

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम॥ (૭-૨૪)

અધ્યાય સાતમો સંપૂર્ણ



## ☼ અધ્યાય ૮ મો ☼

મુમુક્ષુ દંપતિ! તમે હવે ઉમરમાં અને આ શ્રીમદ્ ભગવદ્ ગીતાના બોધને બરાબર સમજવા લાયક પ્રૌઢ થયા છો. આ જ્ઞાન-વિજ્ઞાન યોગના શ્લોકમાં ભારે જ્ઞાન ભર્યું છે. જુઓ શ્રીકૃષ્ણ પરમાત્મા એ કહે છે કે "જેઓ મૂર્ખા છે તેઓ મને જાણી શકતા નથી અને તેઓ તેમને પણ એમ જાણી શકતા નથી કે તેઓ અજન્મા, અવિકારી, પરબ્રહ્માનન્દ પરમાત્મા છે. કારણકે પરબ્રહ્મ યોગમાયાવડે ઢંકાયેલુ છે વ્યક્તાવ્યક્ત સર્વ નામરૂપ વિશ્વ યોગમયા સહિત સર્વને પ્રકાશ આપનાર હું તત્વ છું" અલબત્ત તમે જો કે પરમતત્વ છો, પણ તમે સંસારી જીવ છો. જ્યારે શ્રીકૃષ્ણ સંસારી છતા એમનામાં જીવપણું નથી. એ તો માયાવડે સ્વયં આવિર્ભૂત પરમાત્મા છે, જ્યારે તમે માયાથી મોહિત, શારીરિક

ભોગલાલસાવાળા, સ્વસ્વરૂપ વિસ્મૃત અને મોહ તમસારહિત છે યાને વિરાગી નથી. શ્રીકૃષ્ણ સર્વ પ્રવૃત્તિ કરનાર, સોળહજાર એકસોઆઠ સ્ત્રીઓના પતિ, પોતાને પ્રવૃત્તિથી અને પત્નીઓથી ભિન્ન જાણતા ન હતા. એ હાલતમાં એમને કોના પર રાગ હોઈ શકે? બલ્કે પોતે પૂર્ણ વિરાગી હતા. ઉપરના એમના કથનનો આ પ્રમાણે શ્લોક છે કે:-

नाहं प्रकाश: सर्वस्य योगमायासमावृत: ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ (૭-૨૫)

વળી તમે ભૂતને એટલે જેઓ અત્યાર પહેલા થઈ ગયાં છે તેવાંઓને, અત્યારે હયાત હોય તે બધાંને અને જેજે થવાના હોય તેમને જાણતાં નથી તમારી આંખે દેખાય તેટલુંજ (અલ્પજ) તમે જાણો છો જ્યારે વિશ્વ તો મહાન છે. તો તમે એ અવ્યક્તા-વ્યક્તને તો કેમ જાણો? જ્યારે શ્રીકૃષ્ણ સર્વસ્વ જાણે છે, પરન્તુ એમને કોઈ નથી જાણતુ કે તે પરમાત્માતત્વ છે જુઓ શ્રીભગવાને પણ આજ વાત કહી છે કે-

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ (૭-૨૬)

માનવીઓ ઈચ્છાને ત્યાગી શકતા નથી તેથી ઈચ્છાનો વેગ-એમને સુખીદુખી એવા બનાવે છે કે તેઓ સુખદુખના ખરાં સ્વરૂપોને સમજતા નથી એઓ પ્રત્યક્ષનેજ જાણે છે, પણ પ્રત્યક્ષની અંદર શું છે તેનુ તેમને ભાન નથી આવા ભાન વિનાના એઓ વારંવાર જન્મે છે અને મરે છે. પ્રલય પછી પણ પાછા ફરીને સૃષ્ટિમાં આવે છે. ઈચ્છાની અંતરમા, ભવિષ્યમાં ઈચ્છાને અમલમા આણનાર બીજું શરીર મળવાની શક્તિ રહેલ છે-

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप॥ (७-२७)

મુમુક્ષુ દંપતિ! જેઓના પાપોનો અંત આવ્યો હોય એવા પુણ્યકર્મીઓજ સુખ-દુઃખ-રાગ દ્વેષ-કામ-ક્રોધ વગેરે જોડકાથી મુક્ત થઈને દૃઢવ્રતથી શ્રીકૃષ્ણ પરમાત્માને ભજે છે-

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम्।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रता॥ (७-२८)

જેઓ વૃદ્ધાવસ્થાના દુઃખને નહીં ઈચ્છીને એનાથી મુક્ત થવા ઈચ્છતા હોય, મૃત્યુના ક્રમથી મુક્ત થવા ઈચ્છતા હોય, તે શ્રીકૃષ્ણનું શરણું સ્વીકારે છે અને જેઓ સર્વકર્મ બ્રહ્માર્પણ કરે છે તેઓજ બ્રહ્મને જાણે છે-

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्॥ (७-२९)

જેઓ પરમાત્મા શ્રીકૃષ્ણને-અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જાણે છે તેઓના ચિત્ત પરમાત્મા સાથે જોડાય છે અને તેઓ તે જ્ઞાનવડે પ્રયાણકાળે પરમાત્માનેજ જોડાયેલા મુક્ત થાય છે-

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः॥ (७-३०)

મુમુક્ષુ દંપતિ! શોકમુક્તિ ચાહનારાઓએ "બ્રહ્મ શું છે? અધ્યાત્મ શું છે? કર્મ કોને કહેવું? અધિભૂત શું? અધિદૈવ શું? અધિયજ્ઞ શું? માનવદેહમાં અધિયજ્ઞ કોણ છે? મૃત્યુ સમયે નિયત આત્માઓ વડે તમે શ્રીકૃષ્ણ-પરમાત્માને કેવીરીતે ઓળખી

શકે એ જાણવુ ઘટે અર્જુનને પણ આવુ જાણવાની ઈચ્છા થઈ હતી અને તેથી એણે પૂછયુ હતુ કે –

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते॥ (८-१)

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः॥ (८-२)

ઉપર તમને જે જાણવાનુ કહ્યુ તેના જવાબમા શ્રીકૃષ્ણ જે કહે છે તે સાવધાનીથી સમજવા જેવુ છે કે–" પરમઅક્ષર બ્રહ્મના સ્વભાવને અધ્યાત્મ કહેવામા આવે છે, થઇ ગયેલુ અને વર્તમાન હોય એવા ભાવને કરનારને વિસર્ગ કહે છે અને તે વિસર્ગને કર્મ સંજ્ઞાથી ઓળખવામા આવે છે' –

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः॥ (८-३)

" નાશવંત ભાવ એટલે વ્યક્ત સ્થૂલ અને અવ્યક્ત–પ્રકૃતિના કાર્યો અધિભૂત કહેવાય છે, પ્રકૃતિના કાર્યોમા એટલે શરીરોમા –નામોમા–રૂપોમા જે તત્વ છે તેને પુરુષ કહે છે એ પુરુષને અધિદૈવ કહેવામા આવે છે અને દેહધારીઓમા શ્રેષ્ઠ એવો જે હુ –પરમાત્મા, તેને અહીં અધિયજ્ઞ કહેવામા આવે છે આ બધુ તમો પ્રૌઢોએ વૃદ્ધાવસ્થામા આચરવા માટે અગાઉથી જાણવુ બહુ લાભ દાય- થશે વૃદ્ધાવસ્થામા શોકમુક્ત બનવાનુ જ્ઞાન મેળવવુ બહુ જરૂરનુ છે. એ જ્ઞાન એ છે કે –

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम्।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर॥ (८-४)

મુમુક્ષુ દંપતિ ! મોક્ષેચ્છુઓ બે પ્રકારના હોય છે. કારણકે મોક્ષને માટેની ઉપાસના બે પ્રકારની હોય છે સાકારબ્રહ્મની ઉપાસના કરનાર ભક્તો માનવદેહ છોડયા પછી વૈકુંઠ-ગોલોક-શિવલોક અને બ્રહ્મલોકમા જાય છે અને નિરાકારબ્રહ્મની ઉપાસના કરનાર જ્ઞાનીઓ માનવલોકમાજ માનવદેહમાજ રહેલા સર્વગત-સર્વવ્યાપક-પરમબ્રહ્મતત્વમા દ્વૈતભાવ મટી જવાથી સમાઈ જાય છે એમનો આત્મા એટલે જીવ યા કારણશરીર યા પુરુષ શરીરમાથી બહાર નીકળતોજ નથી સાકારબ્રહ્મના ઉપાસકોના જીવો પોતાના ઇષ્ટદેવના લોકમા જઈને દ્વૈતભાવને મટાડવાની ઉપાસના કરીને પ્રલય સમયે પોતાના ઇષ્ટદેવ સાથે પરમતત્વમા સમાય છે પરમબ્રહ્મતત્વ-અખંડાનંદ, પરમાનંદ, નિત્યાનંદ, નિર્વાણશાંત, કૈવલ્ય, મોક્ષરૂપ છે આથી પ્રયાણકાળ સમયે ઇષ્ટદેવનુ સ્મરણ અપેક્ષિત છે –

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ( ८-५ )

આ તો વાત થઈ સગુણ-નિર્ગુણ બ્રહ્મના સ્મરણની, પણ જો અંતસમયે ભલી કે બૂરી વાતોનુ, સ્ત્રીનુ, કમાઇનુ, ભલાબૂરા પુરુષનુ યાને કોઈપણ માયિક અનાત્મ વસ્તુ પદાર્થનુ સ્મરણ થાય તો જરૂર તમે તેવા, તેનો ઉપયોગ કરનાર અને તેના ભોગરૂપ બનો છો યા જન્મો છો અને તેવુ શરીર ધારણ કરો છો –

આ કારણથી ગીતાદ્વારા ભગવાન શ્રીકૃષ્ણ તમને ચેતવણી આપે છે કે–" સંસારબંધમુક્તિ યાને કૈવલ્ય-નિર્વાણ-શાંત-પરમપદપ્રાપ્તિ ઇચ્છનારાઓએ રાત્રિદિવસ ચિંતનનો અભ્યાસ રાખીને પ્રયાણકાળે એટલે મૃત્યુ સમયે મારુ-શ્રીકૃષ્ણનુ યાને ૐ-પરમાત્મતત્વનુ ચિંતન કરવુ ઘટે બુદ્ધિ અને મન પરમાત્માજ પરોવી નાખવા ઘટે અને તોજ તમે પરમબ્રહ્મતત્વમા સમાઈ જાઓ છો યા તમારી ઇષ્ટદેવના લોકમા જઈ શકો છો –

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ (८-७)

અવળત્ત પૂર્વે એટલે મૃત્યુના સમય પહેલા ચિંતન અને સ્મરણનો અભ્યાસ કર્યા વિના સગુણનિર્ગુણબ્રહ્મનુ ચિંતન આકસ્મિક અપવાદ વિના મનવડે થતુ નથી અને પરમદિવ્યપુરુષને પમાતુ નથી ઇષ્ટ વિના એ સમયે બીજા કશામા ચિત્ત જવા ન દેવુ ઘટે અને બીજા કશાનુ ચિંતન કે સ્મરણ થવુ ન ઘટે –

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ (८-८)

મુમુક્ષુ દંપતિ ! માનવીઓએ મોક્ષ માટે જેને પામવુ જોઈએ તે જ્ઞાનરુપ છે તે પુરાણ છે તે ઉપજેલાના શાસક છે તે ઝીણામા ઝીણા છે તે સર્વના ધારણકર્તા છે જે બુદ્ધિમા છતા ચિંતનમા ન આવે તેવા એટલે આત્માવડે બુદ્ધિમા અનુભવવા જેવા છે આદિત્યના જેવો એમનો વર્ણ છે તે અંધકારની પેલી મેરે છે ધ્યાન કરનારાઓએ એનુજ સ્મરણ કરવુ ઘટે અને તોજ તે આત્માવડે સમાધિમા અનુભવાય છે રામ, કૃષ્ણ, શંકર વગેરે અવતારિત શરીરોની મૂર્તિઓનુ હૃદયમા ધ્યાન કરવાથી તેઓ તમારી સામે દેખાય અને તમારી સાથે વાતો પણ કરે, પણ તેમના ધામનુ–વૈકુંઠ કે સાકેતનુ સ્વરૂપ સમાધિસ્થ થયા વિના ધ્યાનમા ન આવે–એ જાણવુ પણ જરૂરનુ છે–

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्य ।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ (८-९)

પૂર્વોક્ત તત્વનુ એટલે શ્રીકૃષ્ણના તત્વનુ ચિંતનસ્મરણ કર્યાથી પૂર્વોક્ત તત્વને પામ્યા પછી ધર્મબોધ વિના, જ્ઞાનબોધ વિના,

નિર્દોષ આચરણ વિના, સમભાવ વિના આ દુ:ખોનું સ્થાન બની જતા નાશવંત જગતમાં પાછું ફરીને જન્મવું પડતું નથી. સાધક મહાત્માઓ તો આ જગતમાં પણ શોકમુક્ત જીવે છે અને શરીર છૂટ્યા પછી પરમગતિને પામે છે –

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ (૮–૧૫)

ચૌદલોકમાંના ઉત્તમ, મધ્યમ કે કનિષ્ટ એવી કોઈપણ યોનિમાં તમે જન્મો, પણ તમને જન્મમરણ તો લાગુ રહેવાનુંજ છે. તમારા ઇષ્ટદેવના લોકમાં જાઓ ત્યાં પણ અધાર્મિક આચરણ થાય તો મોક્ષને બદલે જન્મમરણના ચક્રમાં પડવું પડે છે. માત્ર પરબ્રહ્મતત્વજ એવું છે કે જેને પામ્યા પછી ફરીને શરીર ધારણ કરવું પડતું નથી –

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ (૮–૧૬)

મુમુક્ષુ દંપતિ ! સત્ય–દ્વાપર–ત્રેતા અને કળિ–આ ચારે યુગો એક એક હજાર થાય ત્યારે તેના કુલે એકંદર તેતાલીસ લાખ અને વીસ હજાર વર્ષો થાય છે. આને એક ચોકડી કહેવામાં આવે છે. આવી એક હજાર ચોકડી વીતે એટલે ચાર અબજ બત્રીસ કરોડ વર્ષો વીતે ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે અને તેટલાજ બીજા વર્ષોની એક રાત્રિ (બ્રહ્માની) થાય છે. આમ બ્રહ્માના એક દિવસ અને રાત્રિના વર્ષોની સંખ્યા આઠ અબજ અને ચોસઠ કરોડ વર્ષોની થાય છે –

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ (૮–૧૭)

આ પ્રમાણે જ્યારે બ્રહ્માની રાત્રિ થવાની હોય ત્યારે વિશ્વનો નાશ થાય છે અને સવાર થતાં વિશ્વનો આરંભ થાય છે અને આમ થયાજ કરે છે. રાત્રે વિશ્વ અવ્યક્તમાં સમાય છે અને દિવસે અવ્યક્તમાંથી પાછુ ઉદ્ભવે છેઃ-

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ (૮-૧૮)

આમ સર્વે ઉપજેલાનો સમૂહ ઉપજે છે અને પ્રલયને પામે છે. રાત્રિના સમયે પ્રલય પામેલાં અવશ હોઈ પાછા દિવસના આરંભમાં ઉદ્ભવે છેઃ-

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ (૮-૧૯)

આમ તમને વ્યક્તાવ્યક્તની સમજ પાડી પણ એ બધાંથી ઉત્તમોત્તમ એક બીજો ભાવ છે, જે વ્યક્તાવ્યક્તથી પણ સનતાન અને અધિકાધિક ઉત્તમ છે, તે બધું નષ્ટ થયાં છતાં પણ નાશને પામતો નથી. આ ભાવ તમારા શરીરમા છે અને તે શરીર નષ્ટ થયા છતાં નષ્ટ થતો નથીઃ-

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ (૮-૨૦)

જેને અવ્યક્ત-અક્ષર કહેવામાં આવે છે તે દેહધારી-મોક્ષેચ્છુઓની ઉત્તમોત્તમ ગતિ છે, જેને પામ્યા પછી જન્મમરણના પ્રવાહમાં ફરીને પડાતું નથી. તે પરમધામ પરમેશ્વર શ્રીકૃષ્ણનું અને આપણ સર્વે દેહધારીઓનું છેઃ-

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम॥ (८-२१)

આ અવ્યકત-અક્ષરભાવ એજ આપણા શરીરમાં રહેલું માયાસંગી ચૈતન્ય છે. તે તે પુરુષ છે. તેને અનન્ય ભકિતવડે પમાય છે. એનામાજ સર્વે ભૂતો ઉપજે છે અને એના વડેજ સર્વ કાંઈ આ બધું ઉપજે છેઃ—

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम्॥ (८-२२)

મુમુક્ષુ દંપતિ! હવે તમારે કાળ એટલે સમય યાને વખતને પણ સમજવો ઘટે. જુઓ કેટલાએક યોગીઓ હોવા છતાં તેમને ફરીને જન્મવું પડે છે એટલે તેમને મુકિત મળતી નથી એનું કારણ; તથા ફરીને જન્મવું ન પડે—એટલે મુક્તિ મળે છે એનું કારણ કાળ એટલે સમય છે. આ બેઉ પ્રકારના કાળને સમજવો ઘટેઃ—

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ॥ (८-२३)

જ્યારે સૂર્ય દક્ષિણ દિશામાંથી ઉત્તર તરફ જતો થાય છે, તે વખતે જે યોગી શરીરને છોડે છે તે સગુણબ્રહ્મ ઉપાસક યોગી મર્ત્યલોકમાંથી માનવશરીરમાંથી નીકળીને શુકલપક્ષના દિવસના અભિમાની દેવને પામે છે, ત્યાંથી પછી ઉત્તરાયણના છ માસના દેવને, પછી જ્યોતિના દેવને અને પછી અગ્નિના દેવને પામે છે. ત્યાં એક પુરુષ આવે છે તે તે બ્રહ્મવાદી યોગીને એના ઇષ્ટદેવના લોકમાં લઈ જાય છે.—

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः॥ (८-२४)

જ્યારે સૂર્ય ઉત્તર દિશામાંથી દક્ષિણમાં જવા લાગે છે ત્યારે શરીર છોડનાર યોગી અંધારિયાની રાત્રિના દેવને, કૃષ્ણપક્ષના દેવને, ત્યાંથી દક્ષિણાયનના દેવને અને અંધકારના દેવને પામીને, જ્યોતિના દેવને પામીને, ચંદ્રમાને પામે છે. તે લોક પિતૃલોક કહેવાય છે. ત્યાથી બહુ સમય પછી પણ તે પાછો ફરે છે. મુક્તિ થતી નથી અને તેને પાછા અહીં આવી યોગ જારી રાખવો પડે છે.–

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ (૮–૨૫)

તો અહીં એમ કહી શકાય કે જ્ઞાનયોગીની ગતિ અજવાળિયાંવાળી અને કર્મયોગીની ગતિ અંધારિયાની છે. કેમકે અજવાળિયાંની જ્ઞાનયોગીની ગતિ નિર્વાણ માટે ઇષ્ટદેવના લોકમાથી સાધ્ય થઇ શકે છે, જ્યારે કર્મયોગીની તેવી ગતિ પિતૃલોકમાથી સાધ્ય થવી શકય નથી. તેથી કૃષ્ણગતિમા પાછુ જન્મવુ પડે છે અને શુકલગતિમાં–વૈકુંઠના જય અને વિજય નામના પાર્ષદોને સનકાદિના શાપથી પડવું પડયુ એવા અપવાદ વિના–પાછુ પડવુ બનતુ નથી. તેમનો તો ભલે મોડો પણ મોક્ષ થાય છે બાકી ઉત્તમ મોક્ષ ગતિ તો એનેજ કહેવામાં આવે કે માનવશરીરમાથી પ્રાણો નીકળતાજ નથી તેને –

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ (૮–૨૬)

મુમુક્ષુ દંપતિ! જો તમે યોગીઓની પૂર્વોક્ત ગતિઓ જાણો તો, નહીં જાણનારાઓને જેમ પાછુ ફરવુ પડે અને વિલબથી મોક્ષ થાય અને પ્રયાણકાળે પ્રભુ વિના, અન્યનુ ચિંતન થયાથી પરમાત્માં વિના અન્ય ભાવને પમાય છે તેવુ તમને ન થાય. ભલે તમે અત્યારે ન સમજો, પરંતુ તમે નિત્યાનંદ–પરમાનંદ અને

શોકમુક્તિને ઈચ્છો છો તેટલા માટે આ બધુ અગાઉથી તમારે જાણવુ ઘટે તેથી તમને ઘટતા યથાયોગ્ય બોધને ગીતામાથી તારવી કાઢીને તમારે માટે વ્યવસ્થિત કરવાને મે આ યત્ન કર્યો છે માટે તમારી સર્વે ચેષ્ટાઓની સાથે સાથે સર્વે સમયોમા પરમાત્મા સાથે જોડાયેલા ચિંતન અને સ્મરણવડે તમારે રહેવુ ઘટે પ્રથમ તેમ કરતા તમને આવડશે નહીં પણ શોકમુક્તિની તમન્નાવડે અભ્યાસ કરવાથી તમે તે શીખી જશો આ હુ મારા અને બીજાઓના અનુભવના આધારે તમને કહુ છુ –

नैते सृति पार्थ जानन्योगी मुह्यति कश्चन।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन॥ (૮-૨૭)

વેદો ભણવાથી, યજ્ઞો કર્યાથી, તપ તપવાથી અને દાનો દીધાથી જે જે ફળો મળવાનુ વર્ણન શાસ્ત્રોમા વર્ણવ્યુ છે તેનાથી અધિકાધિક ફળ પરમપદ પામવાનુ છે, તે આ બધુ પૂર્વોક્ત જાણ્યાથી યોગીને જલદી મળે છે –

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम्।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम्॥
(૮-૨૮)

નાસ્તિકોને, અભક્તોને, મૂઢોને અને દુષ્ટોને ન સમજાય એવુ જ્ઞાન, જે જ્ઞાન અને વિજ્ઞાન સહિતનુ, છાનુ, માત્ર પ્રભુપર પ્રીતિ કરનાર પ્રેમીજનોને જાણવા જેવુ અને પ્રભુપર દ્વેષ અને ઈર્ષા નહીં કરનારાઓને માટેનુ છે, જે ઉપદેશવા જેવુ છે અને જે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને તેમ તમો મુમુક્ષુ દંપતિને કહ્યુ છે, તે જાણવાથી પિતૃલોક, અર્ચિમાર્ગ કે ઈષ્ટદેવના સ્થાનમા જવાના રસ્તા કરતા ઉત્તમ છે અને તે આ વર્તમાન દેહમાજ, આ મર્ત્યલોકમાજ સર્વે અશુભથી મુક્ત થઈને મોક્ષને પમાય છે તે છે –

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥ (९-१)

આ જ્ઞાન સર્વે જ્ઞાનોના ગજ સમાન, સર્વે વિદ્યાઓની રાણી સમાન અને પ્રત્યક્ષ સમજી શકાય એવુ છે અને ધર્મને બોધનારૂ, ઉત્તમ તથા અવિનાશી સુખને આપનારૂ છે–

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्॥ (९-२)

અશ્રદ્ધાળુ માનવજીવો આ ધર્મપર અવિશ્વાસુઓ હોવાથી પરમાત્માને પામ્યા વિના પાછા મૃત્યુરૂપી સંસારસાગરના માર્ગમા પાછા પડે છે–

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि॥ (९-३)

શ્રીકૃષ્ણ પરમાત્મામા આ સર્વ દશ્યમાન નામરૂપ વિશ્વ માત્ર ચોથો ભાગ રોકે છે એટલાબધા મહાન એ છે પરમાત્માનુ આવુ સ્વરૂપ ન દેખાય તેવુ છે એ પરમાત્મા વડેજ સર્વ ઉત્પન્ન થયેલુ છે આ દશ્યમાન સર્વે ઉપજેલામાજ પરમાત્મા છે એમ નથી પણ બહાર પણ એ મહાન પરમાત્મા છે–

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः॥ (९-४)

શ્રીભગવાન કહે છે કે " પૂર્વોક્ત ઉપજેલા મારાવડે ઉપજીને મારામાજ છે એવુ પણ સમજવુ ઘટે છે અને આવુ મારૂ યોગનુ સામર્થ્ય છે ઉપજેલાનુ પોષણ કરનારો, ભૂતોમા રહેલો મારો

આત્મા ઉપજેલાને ઉપજાવનારો છે " મુમુક્ષુ દંપતિ ! આ ઉપદેશ તમને તરત તો સમજાય નહીં એવો છે પણ એ સત્ય છે અહીં પોતે પરમતત્વ છે એવા ભાવથી કહે છે વારૂ ! આ વાતને હું નીચે પ્રમાણે સમજાવી શકું –

પરબ્રહ્મતત્વ એ એટલુ બધું મહાન છેકે તેમના સ્વભાવમા પ્રકૃતિ ઉપજે છે આઠ ગુણવાળી થયેલી પ્રકૃતિ, સ્વભાવમાની પ્રકૃતિમાથી ઉપજે છે એટલે પ્રકૃતિ સ્વભાવમાથી ઉપજે છે, પણ સ્વભાવને તો ઉપજવાનુ નથી. તે તો પરમતત્વનો પોતાનો ભાવ છે સર્વ ઉપજેલા નામરૂપ આઠ ગુણવાળી પ્રકૃતિમાથી ઉપજે છે, તેમા રહે છે અને તેમા સમાય છે પ્રકૃતિ સ્વભાવમા સમાય છે અને સ્વભાવ આવિર્ભૂત તિરોભૂત બ્રહ્મતત્વમા નિયમસર કલ્પેકલ્પમા થયાજ કરે છે ઉપરોક્ત શ્રી ભગવાનની વાણી જુઓ કે –

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावन ॥ (९–५)

જેવીરીતે આકાશમા વાતો પવન એ આકાશમા સર્વત્ર ફેલાયેલો છે, તેવીજરીતે સર્વ ઉપજેલા માત્ર પરમાત્મામા છે –

यथाऽऽकाशस्थितो नित्य वायु सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ (९–६)

મે તમને ઉપર પાચમા શ્લોકમા સમજાવ્યુ તેમ, જેવીરીતે ઉપજેલા માત્ર પરમાત્માની પ્રકૃતિમા સમાય છે અને બીજા કલ્પના આરભમા શ્રીકૃષ્ણ પરમાત્મા તેમને ફરીને સર્જે છે –

सर्वभूतानि कौंतेय प्रकृतिं याति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ (९–७)

મુમુક્ષુ દંપતિ ! જ્યા જ્યા શ્રીકૃષ્ણ 'હું સર્જું છુ' એમ બોલે છે ત્યા તમારે એવુ સમજવુ ઘટે કે પ્રકૃતિવડે પરમાત્મા સર્જે છે પ્રકૃતિ પરમાત્માના તેજ-ઐશ્વર્યથી તેમ કરવા શક્તિમતી થાય છે તે પ્રકૃતિને વશ ઉપજેલાનો સમૂહ રહીને વારવાર ઉપજે છે અને વારવાર તે પ્રકૃતિમા લય પામે છે–

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुन पुन ।
भूतग्राममिमं कृत्स्नमवश प्रकृतेर्वशात् ॥ (९–८)

આવી હાલત છતા એવુ કર્મ માનવજીવોની પેઠે શ્રીકૃષ્ણ પરમાત્માને બાધતુ નથી કારણકે પરમાત્મા, પોતે આવુ કર્મ એમની સાન્નિધ્યમા થાય છે છતા, ઉદાસીન છે જાણે કે એમને એ કર્મ સાથે લવલેશ પણ સબધ ન હોય એમ ઉદાસીન રહે છે એ કર્મમા પરમાત્માની આસક્તિ પણ હોતી નથી આ કળા માનવીઓએ શીખી લેવા જેવી છે–

न च मा तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्त तेषु कर्मसु ॥ (९–९)

મતલબ કે જેમ પ્રમુખની હાજરીમા સેક્રેટરી અને રાજાની હાજરીમા અમાત્ય, એ બધુ કરવાયોગ્ય કર્મો કરે છે તેમ પરમાત્માના અધ્યક્ષપણાવડે પ્રકૃતિથી ચરાચર જગત નામ-રૂપ પ્રાણી, પદાર્થો, માનવીઓ જન્મે છે એ કારણથી આ જગત પરિવર્તનશીલ છે પરિવર્તન એટલે નવાનવા પ્રકારની ક્રિયાઓનો ભાવ

मयाऽध्यक्षेण प्रकृति सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ (९–१०)

શ્રીકૃષ્ણ કહે છે કે 'મને મૂઢ માનવીઓ દેવકીનો પુત્રજ જાણે છે, જેમ બીજા માનવીઓ છે તેવોજ જાણે છે, પરન્તુ મારા

ઉત્તમ ભાવને એટલે કે પરમાત્મતત્ત્વને એઓ જાણતાં નથી હું ઉપજેલામાત્રનો મહાન ઈશ્વર છુ એઓ એવું પણ જાણતા નથી " સુમુક્ષુ દંપતિ! જો કે શ્રીકૃષ્ણ અવતારિત પરતત્વ છે, પરન્તુ એ મહાન યોગી છે, મહાન બ્રહ્મનિષ્ઠ છે, શરીરી છે છતાપણ પરબ્રહ્મ છે વાસ્તવિકપણે તમે કૃષ્ણજ છો પણ શ્રીકૃષ્ણપણું તમારૂં તમારા અજ્ઞાનવડે, તમારૂ બ્રહ્માકારપણું તમારી લોલુપતાવડે અને તમારૂં સ્વસ્વરૂપપણું ત્રણે શરીરોના તમારા અધ્યાસવડે ઢંકાયેલુ રહે છે, જે સત્સંગ, ગુરૂ બોધ અને ધ્યાન સમાધિવડે પ્રકાશિત કરવુ એ તમારા પુરુષાર્થની અપેક્ષા રાખે છે શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે –

अवजानंति मा मूढा मानुर्षी तनुमाश्रितम् ।
पर भावमजानतो मम भूतमहेश्वरम् ॥ (९-११)

**અધ્યાય આઠમો સંપૂર્ણ**



## ❊ અધ્યાય ૯ મો ❊

સુમુક્ષુ દંપતિ! ગયા અધ્યાયના છેલ્લા શ્લોકમા મૂઢ માનવીઓની વાત થઈ છે હવે તેઓ કેવા હોય?-ના જવાબમા શ્રી ભગવાન કહે છે કે તેઓ ભારેભારે ભોગોની આશાવાળાઓ, બહુબહુ પ્રવૃત્તિવાળાઓ, ઘોર અજ્ઞાનીઓ અને બાવરા ચિત્તવાળાઓ હોઈ રાક્ષસી આસુરી મોહ પમાડનારી પ્રવૃત્તિનો આશરો લેનારા હોય છે –

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतस. ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिता ॥ (९-१२)

આનાથી (ઉપર કહેલાઓથી) વિરૂદ્ધ એક પક્ષ એવો છે કે જેઓ મોટા મનવાળા, ઉદાર, સતોષી હોઈને તેઓ દૈવી પ્રકૃતિનો આશરો કરનારા હોય છે. આ મહાત્માઓ અનન્ય મનોવૃત્તિવડે પરમાત્માનુ ભજન કરે છે, કારણકે ઉપજેલામાત્ર બધા વિકારવાળા છે એવુ એઓ જાણે છે –

महात्मानस्तु मा पार्थ दैवीं प्रकृतिमाश्रिता ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ (૯-૧૩)

આવા ઉપર જણાવેલા ભક્તો ગૃહસ્થો હોવા છતા સદાયે પરમાત્માનુ ચિંતન કરનારા, દૃઢવ્રતવાળા થઈને મોક્ષને માટે યત્ન કરનારા એને પરમાત્માનેજ નમસ્કાર કરનારા, નિત્ય પરમાત્મા સાથેજ જોડાયેલા અને ભક્તિવડે તેમનીજ ઉપાસના કરનારા હોય છે –

सतत कीर्तयतो मा यतन्तश्च दृढव्रता ।
नमस्यतश्च मा भक्त्या नित्ययुक्ता उपासते ॥ (૯-૧૪)

કેટલાક જ્ઞાનપ્રાપ્તિરૂપ પુરુષાર્થથી યજ્ઞવડે, ધ્યાનવડે અને સેવનવડે એ પરમાત્માને ઉપાસે છે. બીજા કેટલાક 'સર્વરૂપ હુ છુ' એવા ભાવવડે, સેવ્યસેવકભાવવડે અને અશાશીભાવવડે અને આમ બહુબહુ પ્રકારોવડે પરમાત્માને ઉપાસે છે કારણકે વિશ્વમા એજ સર્વથી મુખ્ય છે તમારે પણ આ બધામાનુ કાઇપણ એક સાધન સ્વીકારીને ઉપાસના કરવી જોઇએ–એમ સમજવુ ઘટે. જુઓ શ્રીભગવાન કહે છે કે –

ज्ञानयज्ञेन चाप्यन्ये यजतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ (૯-૧૫)

આ બધા પરમાત્માને કેમ ઉપાસે છે?–આવા પ્રશ્નના જવાબમાં શ્રીભગવાન પોતાની મહત્તા કહે છે કે "હુ પરમાત્માજ

ક્રતુ, યજ્ઞ, સ્વધા, ઔષધી, મંત્ર, ઘી અને અગ્નિ છું જે કાંઈ અગ્નિમા હોમાય છે તે બધુ પણ હુંજ છુ અને એ બધી ક્રિયા પણ હું છું –

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ (૯–૧૬)

આ જગતનો (હું-કૃષ્ણ) પરમાત્મા, માતા, પિતા, દાદો, ૠગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને જાણવા યોગ્ય પાવન કરનારો ૐકાર પણ હુંજ છું –

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ (૯–૧૭)

હુંજ સર્વ પ્રાણીમાત્રની ગતિ, પોષણકર્તા, પ્રભુ સાક્ષી, રહેવાનુ સ્થાન, શરણ હિતચિંતક, સર્જક, સંહારક, સ્થાન, નાશ અને અવિનાશ બીજ હું છુ હુંજ સૂર્યરૂપે તપું છું, વરસાદ વરસાવુ છુ તથા તેને રોકુ છુ અને અમૃત તથા મૃત્યુ તેમજ સત્ અને અસત્ પણ હુંજ છુ " જુઓ એ મહત્તા બતાવતા શ્લોકો –

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ (૯–૧૮)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ (૯–૧૯)

જે ગૃહસ્થો ત્રણે વેદોમા બતાવેલી વિદ્યાવડે સોમરસનુ પાન કરીને અને યજ્ઞો કરીને સ્વર્ગમા વાસ કરવાની પ્રાર્થના કરે છે તેઓ પુણ્ય પ્રાપ્ત કરીને અને પવિત્ર થઈને ઈન્દ્રલોકમા જાય છે અને ત્યા દિવ્ય ભોગોને ભોગવે છે –

त्रैविद्या मां सोमपा. पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥
(९-२०)

આ પ્રમાણેના સ્વર્ગના વિશાલ સુખ ભોગવ્યા પછી કરેલા પુણ્યનુ ફળ ભોગવી લીધા પછી તેઓ મર્ત્યલોકમા પાછા પડે છે આમ ત્રણે વેદોના ધર્મને અનુસરનારાઓ આવવાજવાના કામ્યકર્મોને કર્યા જ કરે છે –

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥
(९-२१)

આમ ભોગવિલાસના ભાવવાળા ગૃહસ્થો શારીરિક ભોગોની અધિકાધિક પ્રાપ્તિ માટે બીજા દેવતાઓના ભક્તો બનીને એવી શ્રદ્ધાવડે તેમનું પૂજનયજન કરે છે જો કે તેઓ ખરીરીતે પરમાત્માનુજ પૂજન કરે છે પરન્તુ એ વાત એઓ જાણતા નથી અને એ કારણથી એવુ પૂજન અર્ચન વિધિપૂર્વકનુ થતુ નથી –

येऽप्यन्यदेवता भक्ता यजंते श्रद्धयान्विता ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ (९-२३)

આવુ પૂજનઅર્ચન હોવાના કારણેજ, તત્વના જ્ઞાનના અભાવના કારણેજ પરમાત્માને નહીં જાણનારા એ ગૃહસ્થો પરંબ્રહ્મને, પર પદને કે મોક્ષને પામતા નથી. એઓ નથી જાણતા કે શ્રીકૃષ્ણ એ પરબ્રહ્મતત્વ છે. જુઓ શ્રીકૃષ્ણ કહે છે કે –

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ (९-२४)

પરિણામ આવા પૂજનયજનનું તમો ગૃહસ્થ દંપતિઓને એ મળે છે કે, જે પૂજનયજ્નવડે તમોને પરમપદ મળે છે, તેને બદલે તમે ઇતર દેવોનું પૂજન કરનારાં તે દેવોને, પિતૃઓનું પૂજન કરવાના વ્રતીઓને પિતૃને અને પવન, વરુણ વગેરે ભૂતોને પૂજવાવાળાઓ ભૂતોને પામે છે અને તેથી તમે શોકમુક્ત બની શકતા નથી જ્યારે માનવદેહ મળવાનો હેતુ અને ધ્યેય તો શોકમુક્તિનોજ છેઃ-

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्॥ (૯-૨૫)

જેઓ પરમાત્મા શ્રીકૃષ્ણનું પૂજનયજન કરવા માંગે છે, તે પૂજનયજન તેના કરનારને કોઇપણ પ્રકારે ભારે પડતું નથી. નથી તેને દ્રવ્યનો ખર્ચ કે નથી વસ્તુઓ ભેગી કરવાની માથાકૂટ. કારણકે એકાદ તુલસીનુ પાદડું મળે કે પુષ્પ અગર ફળ અને છેવટે કાંઈ નહીં તો થોડું પાણી (આચમન ભરાય તેટલું) પણ જો પૂર્ણ ભક્તિભાવથી અર્પણ કર્યું હોય તો એ પ્રેમવડે ધરેલી વસ્તુ પણ શ્રીભગવાન સ્વીકારીજ લે છે. પરમાત્માને પામવાનાજ આ યત્ન છે એમ કહેવાની મતલબથી શ્રી ભગવાન સ્વયં એ વાત કહે છે કે –

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥ (૯-૨૬)

જેમ અર્જુનને તેમ તમને ભગવાન શ્રીકૃષ્ણ બોધ આપે છે કે તમે ગૃહસ્થ દંપતિ જે કાંઈ કરો, ખાઓ, ભોગવો, યજ્ઞમાં હોમો, દાન કરો, તપ કરો તે સર્વ પરમાત્માને અર્પણ કરો!

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम्॥ (૯-૨૭)

શ્રીકૃષ્ણાર્પણ કરવાથી સર્વ ચેષ્ટાઓ, સંકલ્પો અને કર્મોનું શુભાશુભ ફળ તમને મળવાનું હોય તે મળતું નથી અને તેથી તમને કોઈ બંધન થતું નથી તમે તેવા કર્મના પરમાત્માને જવાબદાર નથી આવા ત્યાગી સંન્યાસી જેવા તમે યોગયુક્ત મુક્ત થઈને પરમપદને પામો છો -

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
सन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपेष्यसि ॥ (९-२८)

પરમાત્મા (જેવીરીતે સમુદ્રનું જળ જળચરોમાં વ્યાપ્ત છે તેમ) ચૈતન્યરૂપે સર્વનામરૂપમાં આપણાં માનવીઓમાં ઓતપ્રોત, એકસરખા વ્યાપ્ત છે એમની કોઈના પર અપ્રીતિ નથી અને એમને કોઈ અમુક વહાલા છે એવું પણ નથી આમ છતાં પણ જેઓ એને ભજે છે એટલે કે પરમાત્મા જેવા થવાને યત્ન કરે છે તેઓમાં પરમાત્મા પ્રગટ થાય છે અને તેઓ પરમાત્મામાં છે, એવું કથન શ્રી ભગવાનનું છે, એવું સમજવું ઘટે -

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ (९-२९)

મુમુક્ષુ દંપતિ! ગમે તેવો દુરાચારી માનવી હોય પણ તેપણ જો પરમાત્માને ભજવાના નિશ્ચયવાળો હોય છે તો તે જલ્દી ધર્માત્મા થઈ શાંતિને પામે છે જુઓ! શ્રીભગવાન પોતેજ પ્રતિજ્ઞાપૂર્વકનું કહે છે કે -

क्षीप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ (९-३१)

આ પ્રમાણે જેમણે પરમેશ્વરનો આશરો લીધો હોય છે એવા પાપીઓ, સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો તેઓ ભલે હોય પણ તેઓ પણ ઉત્તમોત્તમ ગતિને પામે છે -

मा हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ (૯-૩૨)

જુઓ! પરમાત્મા કેવા દયાળુ છે? ઉપરોક્ત હલકી વર્ણના મનુષ્યો પણ જ્યારે આવી ઉત્તમ ગતિને પામે છે, તોપછી પવિત્ર બ્રાહ્મણો, ભક્તો અને રાજકાજથી નિવૃત્ત થઈ ૠષિ બનેલા એવા રાજર્ષિઓને માટે કહેવાનુંજ શું હોય? માટે હે જીવો! આ મર્ત્યલોક અને માનવદેહ કે જે અનિત્ય અને સુખરહિત છે તે પામીને પ્રભુભજનજ કર્તવ્ય છે એવું સમજો! શ્રી ભગવાનની આ સલાહ છે કે –

किं पुनर्ब्राह्मणा पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ (૯-૩૩)

ઉપરોક્ત સલાહ પ્રમાણે વર્તવા શું કરવું જોઇએ?—આ પ્રશ્નના જવાબમાં શ્રી ભગવાન કહે છે કે "હું-પરમાત્મામાં મન રાખો! પરમાત્માનું પૂજન-યજન-ભજન કરો! પરમાત્માનેજ નમસ્કાર કરો! પરમાત્મા સાથેજ જોડાઓ! અને પરિણામે તમે હું પરમાત્માનેજ પામશો" પરમાત્મા સાથે આત્માનું જોડાણ થયાથી એ આત્મા પરમાત્મારૂપ બને છે –

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ (૯-૩૪)

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "હવે એક બીજી ઉત્તમ શિખામણ આપું છું તે તમે સાંભળો! કારણકે તમે મને પ્રિય છો, અને એ વાત તમારા હિતની છે"

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ (૧૦-૧)

"મને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, દેવો અને મોટામોટા ઋષિઓ પણ જાણતા નથી કે હું કૃષ્ણપરમાત્મા એ બધાની પહેલાનો છુ" યાદ રાખો! શ્રીકૃષ્ણનુ અમાયિક પરંતત્વ જે છે, તેની એટલે આત્માની આ વાત છે, એમના દશ્યમાન શરીરની નહીં–

न मे विदु सुरगणा प्रभव न महर्षय ।
अहमादिर्हि देवाना महर्षीणा च सर्वश ॥ (१०–२)

શ્રીકૃષ્ણ કહે છે કે "જેઓ મને અજન્મા, અનાદિ અને અને લોકોનો મહાન ઇશ્વર છુ એવુ માને છે તેઓ સર્વે પાપોથી છૂટી જાય છે, કારણકે તે મૃત્યુલોકમા છતા વિદ્વાન છે" અહીં તમારે પણ સમજવાનુ છે કે જો તમારી વાસનાના ક્ષય થયાથી તમે ઉત્તમ કોટિના બ્રહ્મનિષ્ઠ થઈ ગયા છો તો તમે પણ શ્રીકૃષ્ણ પરમાત્માજ છો અને તમારા શરીરના પણ તમે ઈશ્વર છો અને તમને કોઈ પાપ લાગતુ નથી વળી તમને પાપ લાગે એવુ કર્મ પણ તમે કરતા નથી જુઓ શ્રી ભગવાન કહે છે કે–

यो मामजमनादि च वेत्ति लोकमहेश्वरम ।
असमूढ स मर्त्येषु सर्वपापै प्रमुच्यते ॥ (१०–३)

મુમુક્ષુ દપતિ! જ્યારે તમને તમારી બુદ્ધિમા એવુ ભાસે કે તમે આત્મા છો, આત્મા અને બ્રહ્મ બેઉ એક છે, 'મારૂ' એવુ કશુ નથી, બધુ ભગવાનનુ છે, 'મારૂ' અહિત કોઈ કરતુ નથી, 'હું' શરીર નથી અને કોઈ અપરાધી ઉપર તમને રહેમ આવે તેમજ અસત્ય અચારણ ન કરવાની તમારામા સમજ આવે, કર્મેન્દ્રિયોના અતિ દુરૂપયોગના નિવારણની ઈચ્છા થાય, સુખદુ ખ 'હું' પોતેજ ઉપજાવુ છુ, 'હું' ઉપલ કરી શકુ છુ 'હું' અમૂર્ત છુ, 'મારૂ' બગડશે કે સુધરશે, કાયિક–વાચિક–માનસિક હિંસા ન કરૂ, બધુ આત્મા છે, મને બધુ પ્રાપ્ત છે, 'હું' તપ

તપ-દાન આપું-અને યશ મળશે-અપયશ મળશે-આવું બધું જ્યારે તમને થાય ત્યારે તમારે સમજી લેવું ઘટે કે એ બધું પરમાત્માની પ્રેરણાથી થાય છે અને તે તમારી શોકમુક્તિ માટે છે. આ જીવનમાં અને મરણ પછી પણ એ મોક્ષ માટે છે એમ સમજવું ઘટે એટલુંજ નહીં પણ ભિન્નભિન્ન ભાવો ઉપજેલાં માત્રમાં જે પ્રતીત થાય છે તે પણ બધા પરમાત્માથીજ થાય છે એવું સમજવું ઘટે –

बुद्धिर्ज्ञानमसम्मोहः क्षमा सत्यं दमः शमः।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च॥ (૧૦-૪)

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः॥ (૧૦-૫)

અત્યારના સમયના દુનિયાપરના જે જે દેશોમાં જુદીજુદી જાતના વર્ણના, રંગના, સ્વભાવના વગેરે, જેવાં કે કાળા-ગોરા-પીળા-ભલા-દુષ્ટ-ક્રૂર-સ્વાર્થી-ઉદાર વગેરે લોકો તમારા જોવામાં આવે તે બધાને, તમારે માની લેવું કે તેઓ પૂર્વના સાત મહાન ઋષિઓ અને ચાર મનુઓ કે જેઓ પરમેશ્વરના માનસસંકલ્પથી ઉપજ્યા છે તેમના સંતાનો છે –

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः॥ (૧૦-૬)

પૂર્વોક્ત બધા પરમાત્માની વિભૂતિઓ છે એવું તત્ત્વદર્શી-પણાવડે જે સમજે છે તેનો યોગ જરૂર પરમાત્મા સાથે થાય છે. એમાં જરાયે સંશય કરવા જેવું નથી –

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः॥ (૧૦-૭)

આ કારણથી બુદ્ધિવાન માનવીઓ શ્રીકૃષ્ણ પરમાત્માને સર્વની ઉત્પત્તિનુ કારણ માને છે અને એમનાથીજ આ બધુ પ્રવર્તમાન છે એવુ માનીને ભજે છે અને તેમને તેજ કારણથી પોતાના આત્માના ભાવથી ભજે છે –

अहं सर्वस्य प्रभवो मत्त सर्वं प्रवर्तते ।
इति मत्वा भजते मा बुधा भावसमन्विता' ॥ (૧૦-૮)

આ પૂર્વોક્ત બુદ્ધિવાન માનવીઓ ઘરધંધો કરતા જાય છે પણ તેને ગૌણ ગણે છે અને ચિત્તમા પરમાત્માનુ ચિંતન કરે છે તેઓ શ્વાસોચ્છ્વાસમા પરમાત્માનુ સ્મરણ કરે છે, પરસ્પર એનીજ વાતો કરે છે અને તેમાથી ઈશ્વરીભાવ શોધે છે તેમજ તેમની સર્વ ચેષ્ટાઓ શોકમુક્તિની હોય છે. વળી તેઓ એકબીજાને પોતાની સાધનાનો અનુભવ કહે છે, એકબીજાને ઉપદેશ આપે છે અને એવાજ એમના મુખ્ય કર્મોવડે સતોષ અને આનદ પ્રાપ્ત કરે છે –

मच्चित्ता मद्गतप्राणा बोधयत परस्परम् ।
कथयतश्च मा नित्य तुष्यति च रमति च ॥ (૧૦-૯)

આ પ્રમાણે વર્ણવેલા આચરણવાળા એ ભાગ્યશાળીઓ–પ્રભુપ્રેમીઓને–સદાય પરમાત્મામા જોડાયેલાઓ–પરમાત્માને પ્રીતિ પૂર્વક ભજનારાઓને–પરમાત્મા એવો બુદ્ધિયોગ આપે છે કે જે યોગવડે તેઓ 'હુજ કૃષ્ણ–પરબ્રહ્મતત્વ–આત્મા છુ' એવી ઉપાસના કરીને તેઓ બ્રહ્માકાર બનીને પરમપદને પામે છે –

तेषा सततयुक्ताना भजता प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोग तं येन मामुपयाति ते ॥ (૧૦-૧૦)

શ્રીકૃષ્ણ કહે છે કે "આવા મારા–પરમાત્માના પરમ ભક્તોપર આવા આચરણથી અનુગ્રહ થાય છે અને એમની આવી આરાધનાનુ

ફળ-એમની અવિદ્યાનો નાશ-અને મોક્ષના રૂપમા પરિણમે છે મારણકે પરમાત્મા એમના હૃદયમા રહેલા જ્ઞાનરૂપ દીવાસમાન પ્રકાશે છે –

> तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
> नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ (१०-११)

મુમુક્ષુ દંપતિ! જેવીરીતે અર્જુનને શ્રીકૃષ્ણ પ્રત્યે પૂજ્યભાવ પેદા થયો હતો, તેવો ઉપર પ્રમાણેનો બોધ મેળવી તમને પણ તમારા પોતાના આત્મા-મિત્રજ્ઞ પ્રત્યે પૂજ્યભાવ પેદા થાય અને જેવુ શ્રી ભગવાનને કહ્યુ હતુ તેવુજ તમે પણ જરૂર કહો જુઓ અર્જુનની એ વાણીમા એ કહે છે કે "તમે પરમબ્રહ્મ છો, પરમધામ એટલે માયિકમાત્રનુ ધામ તમેજ છો અને પરમપવિત્ર પણ તમે છો, તમે અવિદ્યાવડે ઉલટા દેખાઓ છો, તમે પુરુષ છો, શાસનકર્તા છો, સ્વયપ્રકાશ આત્મા છો તમે તમારા શરીરની ઇન્દ્રિયોના ગોલકમા રહેલા દેવોથી પણ ઉત્તમોત્તમ અને અધિભૌતિક શક્તિવાળા છો, તમે આદિ, અજન્મા અને વિભુ છો, 'શ્રીકૃષ્ણ અને તમે બેઉ એકજ છો'-એવુ સર્વ ઋષિઓ, સર્વે દેવર્ષિઓ -નારદ, અસિત, દેવલ, વ્યાસ વગેરે પણ કહે છે, તેમજ તમે પોતે પણ પોતાને તેવાજ કહો છો, એ તદ્દન સત્ય છે" જુઓ! સન્યાસીઓ પણ આવા ભાવથી સાધના કરે છે અને હે મુમુક્ષુ દંપતિ! હવે તમે પણ આવો બોધ ગ્રહણ કરતા અને આચરતા પ્રૌઢાવસ્થા પસાર કરી વૃદ્ધ થવા લાગ્યા છો તો હવે તમારે પણ ભક્તિકાંડ અને કર્મકાંડમાથી જ્ઞાનકાંડમા પ્રવેશ કરવાનો છે યાદ રાખો! જો તમારે લાબુ-સો વર્ષ સુધી જીવવુ હોય અને સુદૃઢ અવયવો સહિત જીવવુ હોય તો હવે વિષયાનંદોથી હઠવા માંડો –

> परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
> पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ (१०-१२)

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ (१०-१३)

એ વાત સત્ય છે કે આત્મા થઇને શરીરમાં રહેલા પરમબ્રહ્મ પરમાત્માને–શ્રીકૃષ્ણને, દેવો અને દાનવો ઓળખી શકતા નથી. કેમકે તેઓ શારીરિક ભોગો, આરામો અને વિષયાનંદો પાછળજ મચ્યા રહેનારાઓ છે. શ્રીકૃષ્ણ અર્જુનને અને આપણે બધા જીવોને જે કહે છે તે સત્યજ છે:–

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवा. ॥ (१०-१४)

અર્જુન કહે છે કે "હે દેવના દેવ! ભૂતેશ! જગત્પતિ! ભૂતોને ઉપજાવનારા પુરુષોત્તમ! તમે તમારા આત્માવડે આત્માને જાણો છો, જ્યારે હું જાણતો નથી; હું જીવ છું" અર્જુનનું આ કહેવું બરાબર છે. આપણે સર્વે પરમાત્માને આપણા આત્માવડેજ જાણી અને અનુભવી શકીએ છીએ:–

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ (१०-१५)

હવે અર્જુન વિનંતી કરે છે કે "હે શ્રીકૃષ્ણ! આ વિશ્વના સર્વ લોકોમાં તમે વ્યાપીને રહેલા છો, તો તમે કૃપા કરીને તમારી બધી વિભૂતિઓ મને કહો!"

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतय।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ (१०-१६)

"હે યોગી! તમારું સદા ચિંતન કરતો હું તમને કેવીરીતે જાણું? કેવાકેવા ભાવો, રૂપો અને નામોવડે તમારું સાધકો ચિત્તમા ચિંતન કરે છે તે પણ મને કહો!"

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन्।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया॥ (१०-१७)

"હે હરિજનોના ત્રણે પ્રકારના દુ:ખોને મટાડનારા જનાર્દન! હું, તમો પરમાત્મા સાથે કેવીરીતે જોડાઈ શકું એ વિસ્તારથી કહો! હું આપની કયીકયી વિભૂતિને પૂજું અને આરાધું? તમારા અમૃત સમાન વાક્યોવાળા બોધને સાંભળતા મને તૃપ્તિ થતી નથી, માટે મને ફરીને સ્પષ્ટ કરીને બધું કહો!" મુમુક્ષુ દંપતિ! જેમ અર્જુને કહ્યું તેમ ભક્તો સત્કર્મો કરવાની પ્રેરણા માટે, સુખ માટે અને મોક્ષ માટે, માર્ગદર્શક થવા માટે, માનસિક પ્રાર્થના કરનારા હોય છે ૐ જુઓ અર્જુન પૂછે છે કે –

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्॥ (१०-१८)

**અધ્યાય નવમો અને પ્રૌઢાવસ્થા યોગ સંપૂર્ણ.**



# ✻ અધ્યાય ૧૦ મો ✻



## વૃદ્ધાવસ્થા યોગ.

મુમુક્ષુ દંપતિ! પ્રૌઢાવસ્થામાંથી પસાર થઇને વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરનારા ગૃહસ્થોએ પોતાનાં સંતાનો–એક અગર બે, પુત્ર કે પુત્રીઓ–સંયમ પાળીને ઉત્પન્ન કરવાં ઘટે અને તેમને વિદ્વત્તાયુક્ત પ્રભુભક્તિનું, ધંધારોજગારનું અને સ્વરક્ષણ તેમજ સંરક્ષણનું શિક્ષણ આપવું ઘટે અને ધીમેધીમે ઘરનો વ્યવહાર અને કારોબાર તેમને માથે નાંખતા જઇને પોતે (તમારે) નિવૃત્ત થતા જવું જોઇએ. તમારી બધી બુદ્ધિવૃત્તિઓને દુનિયાથી હઠાવીને પરમાત્મામાંજ ત્યાગ અને સંન્યાસવડે જોડી દેવી જોઇએ અને તેને માટે તૈયાર થવા માટે ભગવાન શ્રીકૃષ્ણનો બોધ લક્ષપૂર્વક તમારા આચરણમાં મૂકવો ઘટે. ભગવાન શ્રીકૃષ્ણે પોતાની વિભૂતિઓ એટલે પોતાનાં મુખ્ય રૂપોને કહ્યાં છે, જેનો અંતપણ આવે નહીં એટલીબધી એ વિભૂતિઓ છે. એ બધાં પ્રત્યે પૂજ્યભાવ–સમાનભાવ અને દયાભાવ રાખવાનો અભ્યાસ કરવો એ પણ એક જાતનું પરમેશ્વરનુ આરાધન છે અને તે કરવાની તમારે શરૂઆત કરવી ઘટે. જુઓ શ્રીભગવાન કહે છે કેઃ–

> हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
> प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥ (૧૦–૧૯)

મુમુક્ષુ દંપતિ! તમારે હવે જો તમારો ઘરકારોબાર તમારા મોટા પુત્રને સોંપ્યો ન હોય તો સોંપી દેવો ઘટે અને તીવ્ર મોક્ષેચ્છાયુક્ત બની જવું ઘટે. તમે પચાસ વર્ષના થઈ ચૂકયાં છો. આઠ વર્ષના થાઓ ત્યાંસુધીમાં પૂર્વના અભ્યાસવાળી વૃત્તિઓને

ધ્યાનના અભ્યાસ અને વૈરાગ્યવડે, દુનિયાથી હટાવીને, પરમાત્મા સાથે જોડી દેવી જોઇએ પ્રથમ તો તમારે ક્રૂર-લુચ્ચા-ઘાતકી-ગરીબ-તવંગર-ભિખારી-ભક્ત-અભક્ત-બધા માનવીઓને પરમાત્માની વિભૂતિઓ માની લેવી ઘટે અધમો પર દયા, સમાન પ્રત્યે મૈત્રી અને શ્રેષ્ઠ પ્રત્યે પૂજ્યભાવથી વર્તવુ ઘટે

નાટક-સીનેમા જોનારા, રેન્ટેરા-લોજોમા જમનારા અને એવા ઘરબાર વિનાના ભટકતા માનવીઓ જો કોઈ વાતમા, વ્યાખ્યાનમા, ન્યુસપેપરમા કે પુસ્તકમા આલેખાયેલા કોઈ ધનાઢય માનવીના, વિમાનમા ફરનારાઓના કે પુષ્કળ વૈભવ ભોગવનાર માનવીના કીર્તિગાન સાભળે છે ત્યારે તેમને અદેખાઈ થઈ આવે છે અને બીચારા ભાડવાનુ શરૂ કરે છે તેઓમા કામનાનો ઉભરો ઉછળી આવે છે અને થોડી કામનાઓમાથી મનમા એવુ મોટુ કામનાવૃક્ષ ઉગાડી મૂકે છે કે તેમનો પછી કોઈ આરો રહેતો નથી બિચારા પેલા ધનાઢયોમા તો કામના હોયજ છે, તેઓનુ તો શુ કહેવુ? પણ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે ઉપરોક્ત બેઉ કક્ષાના માનવીઓ પણ એમનીજ વિભૂતિઓ છે અરે, રસ્તે પગ ભાગેલો કે બીજા કોઈ અવયવ વિનાનો ફક્ત એક પાઈ કે પૈસો માગનારો કે રોટીનો ટૂકડો માગનારો પણ એ પ્રભુનીજ વિભૂતિ છે એને માટે તમારે કોઈ ન્યૂનાધિક વિચાર કરવો ઘટતો નથી હવે તમને આ દુનિયાની જરૂર નથી તમારી કામનાઓનો નાશ કરો તમારી પાસે જે કાઇ ધન હોય તેનાથી ભૂખ્યાને જરૂર પ્રીતિથી જમાડો તરસ્યાને પાણી પાઓ, તમારૂ બચાવેલુ બધુ ધન દાન કરો! પુત્રોને ધધો કરી પોતાનુ રળેલુ ખાવાનો બોધ આપો! જો આમ નહીં કરો તો તેઓ પ્રમાદી, કમજોર અને મોજીલા બનશે તમારી મિલકતથી તેઓ આળસુ બનશે. યાદ રાખો! તમારે તમારા બાળકોને પણ સત્યથે ચઢાવવાના છે શ્રીકૃષ્ણ કહે છે કે "સર્વે" ઉપજેલા નામ-રૂપો

અને શરીરો મધ્યે હું જ આત્મા થઇને રહેલો છું ઉપજેલાંમાત્રનો હું પરમાત્મા આદિ, મધ્ય અને અંત છું"

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित:।
अहमादिश्च मध्य च भूतानामत एव च॥ (૧૦-૨૦)

મુમુક્ષુ દંપતિ! હવે તમારે ગૃહસ્થધર્મમાંથી ત્યાગ અને સંન્યાસ ધર્મમાં એટલે નિવૃત્તિ ધર્મમાં પ્રવેશ કરવો ઘટે છે. સોળ વર્ષની વયે પુત્ર મિત્ર ગણાય છે અને જ્યારે એ પચ્ચીસ વર્ષનો થાય ત્યારે તમારી પાસેથી કશું પણ લેવાના અધિકાર વિનાનો છે. તમારી હવે એવી અવસ્થા આવી છે કે જે વખતે તમે તમારા ગૃહસ્થાશ્રમના ધર્મથી નિવૃત્ત થયા છો અને દરેક માનવીઓ જે તમારા સંપર્કમાં આવે તેને તમારા જેવાજ પરમાત્માની વિભૂતિસ્વરૂપે જોવા ટેવાયા છો ન ટેવાયા હો તો તમારે તેવું આચરવાના યત્નો શરુ કરી દેવા જોઇએ. અરે, તમારે એવી સ્થિતિમાં આવવું જોઇએ કે-દાખલા તરીકે કોઇ એક ચોર તમારા ઘરમાં ચોરી કરવા પેઠો છે, તમે તે જાણી ગયા છો, તમે તેને નજરે જુઓ છો તો તમારું કર્તવ્ય એ છે કે તમારે તેને ભયમુક્ત કરવો જોઇએ 'ભાઈ! ડરીશ નહીં' એવા શબ્દોથી એની બીક દૂર કરવી જોઇએ એને જે જોઇતુ હોય તે લઈ જવા દેવો જોઇએ હવે તમે વ્યવહારમુક્ત થયેલા છો; તમારે બાળકો પાળવાના નથી અને તમને એકલા ખાવાનો અધિકાર નથી તમારી મિલકતનુ રક્ષણ કરવાનો, ચોરને પકડવાનો કે તેને મારવાનો તમારો હવે ધર્મ નથી જેની પાસે જે કાંઈ નથી તે તે લેવા તમારી પાસે આવે તમે માગેલુ આપતા નથી તેથી ચોરીછૂપીથી તમારી પાસેથી તે લઈ જાય છે 'આ તો લુચ્ચો છે-આળસુ છે-પ્રમાદી છે'-આવા આક્ષેપો કરીને તમારે બચાવ કરવો ઠીક નથી. તમારે ઘેર એ ભગવાનની વિભૂતિ એની જરુરિયાતની ચીજ માગવા આવેલ છે

તો તેની સાથે પ્રીતિ અને મૈત્રીથી જોડાવાનો હવે તમારો ધર્મ છે આ પ્રકારનું આચરણ તમારામાં ત્યાગ અને સંન્યાસના ઐશ્વરી ગુણો આણશે જુઓને ઉપરના શ્લોકમાંજ શ્રીભગવાને કહ્યું છે કે ' હું ઉપજેલા માત્રમાં છું ચોરી, વ્યભિચાર ખૂન, છળકપટ વગેરે કરનારનું શું થશે-એવી ચિંતા તમારે કરવાની નથી હવે તમારૂં કશું નથી તમારી પાસે જે કાંઇ છે તે બધું ભગવાનનું છે હવે તમે સંન્યાસધર્મ પાળો છો જ્યાં તમારે તમારા શરીર માટે પણ મમતા રાખવી ન ઘટે, ત્યાં ઇતર મિલકત આદિમાં તો મમતા શે રખાય? કઠોપનિષત્‌માં નચિકેતાનું આખ્યાન અને એના પિતાએ કરેલો વિશ્વજિતયજ્ઞ એની સાક્ષી પૂરે છે

મુમુક્ષુ દંપતિ! જિંદગીના સો વર્ષોમાં પ્રથમ પચ્ચીસ વર્ષો વિદ્યા ભણવામાં અને ત્યારબાદ પચાસ વર્ષની વય સુધીમાં પ્રજોત્પત્તિ અને સંતતીનું પાલન કરવામાં ગાળી, પછી બ્રહ્મચર્ય પાળવું જોઇએ આવા નિયમ વિના હિન્દુસ્તાનમાં તમે સો વર્ષની વય સુધી સુદૃઢ અવયવોવાળા રહીને સુખે જીવી શકો નહીં અને તમારી સંતતી મજબુત અને સ્વરક્ષણ માટે શક્તિવાન તેમજ તંદુરસ્ત અને રૂપાળી બની શકે નહીં હિન્દુસ્તાનની આબોહવા એના વતનીઓ પાસે યોગ્ય બ્રહ્મચર્ય અને આરોગ્યના નિયમોનું ચુસ્તરીતે પાલન માગે છે તમારા આદર્શો અને સનતાન ધર્મ જે આ ગીતા તમને શિખવે છે અને જે તમારા બાપદાદા તરફથી તમારે માટે રચાયેલો છે અને જેનું પાલન કરવાથી તમે પૂર્વે મહાન પ્રજા તરીકે પ્રશંસાને પામ્યા છો તે આખી દુનિયાના માનવીઓનું કલ્યાણ કરનારો છે તે આદર્શો અને તે ધર્મ પ્રમાણે ચાલીને તમારે તેનું રક્ષણ કરવું જોઇએ તેને નહીં પાળવા દેવાની આસુરી પ્રવૃત્તિઓ જ્યારે જ્યારે ઉપડી છે ત્યારે ત્યારે તમારા પૂર્વજોએ ધર્મ નહીં ત્યજીને પોતાના પ્રિય પ્રાણોનું બળિદાન આપ્યું છે શ્રીકૃષ્ણ પરમાત્મા તત્વવડે આદિત્યોમાં વિષ્ણુરૂપે રહેના

છે, જ્યોતિઓમા રવિરૂપે અંશુમાન થઈને રહેલા છે, મરીચિઓમા પવનરુપે રહેલા છે અને નક્ષત્રોમા ચંદ્રમારૂપે રહેલા છે એજ આત્મા તમે છો તમેજ સ્વરૂપે આત્મા છો એવુ આરાધન હવે ત્યાગ અને સન્યાસને વધારવા તમારે કરવુ ઘટે. મર્ત્યલોકથી ઉત્તમલોકમા શરીર ધારણ કરવા જેવા આચરણ તમારે કરવા ઘટે ભલે તમે કારણદેહને ન ત્યાગી શકો અને પરમપદ પામવાના સાધનો ન કરી શકો, પણ મનુષ્ય થયા પછી ડુક્કર–કુતરા–ગીધડા –ગધેડા જેવી નીચી યોનિને લાયક ન થવુ ઘટે જુઓ શ્રીભગવાન વિભુતિઓની ગણના કરાવતા કહે છે કે –

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ (१०–२१)

આત્મા સુખરૂપ છે તમે આત્મા છો, છતા અજ્ઞાનથીજ તમે દુખી થાઓ છો તમારા સ્વસ્વરૂપને તમારે બહુ સારી રીતે સમજવુ ઘટે. સ્વસ્વરૂપને તમે સાભળ્યુ, પણ તમે નિશ્ચયવાળા એવા જ્ઞાનવાળા તો ત્યારેજ રહી શકો કે જ્યારે તમે ધ્યાનવડે પરમાત્માનુ ચિંતન નિત્ય કરતા રહો ત્યારેજ આને માટે તમારે ગીતાનુ રોજરોજ અધ્યયન કરવુ જોઇએ જો તમે તેમ નથી કરતા તો એ વિજ્ઞાનને તમે વિસરી જાઓ છો રોજ ભજન, કિર્તન પૂજન, અર્ચન અને ધ્યાનમા હવે એક કે બે કલાક નહીં, પણ છ કલાક સુધી કરતા રહેવુ જોઇએ હવે તમારે સાસારિક બીજુ કાઈ કાર્ય કરવાનુ રહેતુ નથી તમારી પાસે હવે ઇશ્વરારાધન કરવાનો બહુ વખત છે. ચારે વેદોમા મુખ્ય સામવેદ એ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે છે દેવોમા ઇન્દ્ર અને ઇન્દ્રિયોમા શ્રેષ્ઠ એવુ મન પણ એજ છે અને ઉપજેલામા ચેતન પણ એજ છે શ્રીભગવાન કહે છે કે –

वेदाना मामवेदोऽस्मि देवानामस्मि वासव ।
इन्द्रियाणा मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ (१०-२२)

મુમુક્ષુ દંપતિ! તમેજ પરમાત્મા છો પરમાત્મા રૂદ્રોમા ઉત્તમ શકર બન્યા છે, ધનદયોમા કુબેર પણ એજ છે, વસુઓમા પાવક પણ પરમાત્માજ છ, પહાડોમા ઉત્તમ મેરૂપર્વત પણ પરમાત્માજ બન્યા છે –

रुद्राणा शकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम्।
वसूना पावकश्चास्मि मेरु शिखरिणामहम् ॥ (१०-२३)

ક્રિયમાણુ કરાવનારા બ્રાહ્મણો-પુરોહિતોમા બૃહસ્પતિ પણ પરમાત્માજ બન્યા છે, સેનાનીઓમા મોટા સ્કધ (કાર્તિકેય) નામના સેનાની પરમાત્મા છે. સરોવરોમા મોટુ સરોવર-સાગર પણ પરમાત્માજ છે

पुरोधसा च मुख्य मा विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामह स्कद सरसामस्मि सागर ॥ (१०-२४)

તમે જોઈ શક્યા? પરમબ્રહ્મ પરમાત્માજ વિશ્વરૂપ બન્યા છે. તમારૂ શુ છે? કશુ નથી તમે પોતેજ, જેવા તમને માની બેઠેલા છો તેવા તમે નથીજ તમે બ્રહ્મથી બીજા છોજ નહીં તમે જેવા તમને માનો છો, તેવુ બ્રહ્મ બનેલુ છે, જેની તમને સમજ રહી નથી નાશવત શરીરોને તમે તમારા સ્વરૂપો માનો છો તે તમારી ઇન્દ્રિયલોલુપતાને કારણે છે એ લેલુપતાએ તમને તમારા સ્વસ્વરૂપની વિસ્મૃતી કરાવી છે અને હવે એ લોલુપતા તમને કોઈ કામમા આવવાની નથી, કારણકે તમારી બધી ઇન્દ્રિયો શિથિલ થઈ ચાલી છે

પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે "હુ પરમબ્રહ્મ પરમાત્મા-મહાન રૂષિઓમા મોટા ભૃગુ વાણીમા એક અક્ષર, યજ્ઞોમા જપયજ્ઞ, સ્થાવરોમા હિમાલય, વૃક્ષોમા ઉત્તમ એવો પીપળો, દેવર્ષિઓમા ઉત્તમ નારદ, ગાયકોમા ઉત્તમ ચિત્રરથ, સિદ્ધોમા શ્રેષ્ઠ કપિલમુનિ -પોતે બનેલો છુ વળી ઘોડાઓમા શ્રેષ્ઠ ઉચ્ચૈશ્રવા, હાથીઓમા શ્રેષ્ઠ ઐરાવત, માનવીઓમા શ્રેષ્ઠ રાજા-એ પણ હુ પોતેજ બનેલો છુ"

महर्षिणा भृगुरह गिरामस्म्येकमक्षरम् ।
यज्ञाना जपयज्ञोऽस्मि स्थावराणा हिमालय ॥ (१०-२५)

अश्वत्थ सर्ववृक्षाणा देवर्षीणा च नारद ।
गधर्वाणा चित्ररथ सिद्धाना कपिलो मुनि ॥ (१०-२६)

उच्चै श्रवसमश्वाना विद्धि माममृतोद्भवम् ।
ऐरावत गजेन्द्राणा नराणा च नराधिपम ॥ (१०-२७)

મુમુક્ષુ દપતિ! પરમાત્મા શ્રીકૃષ્ણ પોતાની વિભૂતિઓનુ વર્ણન કરે છે તેજ હુ તમને કહુ છુ જુઓ! યુદ્ધ કરવાના શ્રેષ્ઠ હથિયારોમા શ્રેષ્ઠ વજ્ર, ગાયોમા શ્રેષ્ઠ કામધેનુ પ્રજોત્પત્તિ માટે યોગ્ય કદર્પ, સર્પોમા શ્રેષ્ઠ વાસુકી નાગોમા શ્રેષ્ઠ અનત, જળ ચરોમા શ્રેષ્ઠ વરૂણ, પિતૃઓમા શ્રેષ્ઠ અર્યમા નયમ પળાવનારાઓમા યમ-એ બધુ પરમાત્મા બનેલા છે -

आयुधानामह वज्र धेनूनामस्मि कामधुक ।
प्रजनश्चास्मि कदर्प सर्पाणामस्मि वासुकि ॥ (१०-२८)

अनतश्चास्मि नागाना वरुणो यादसामहम् ।
पितृणमर्यमा चास्मि यम सयमतामहम् ॥ (१०-२९)

**એક એક નામ-રૂપ પરમાત્માની વિભૂતિજ છે, પણ વિશેષ પ્રભુતાપર લક્ષ આપીને એને પરમાત્માનું સ્વરૂપ કહેવાય છે, તેથી એમ નથી સમજવાનું કે બીજાં ગણાવ્યા વિનાનાં રૂપો એ પરમાત્માની વિભૂતિઓ નથી.** અહીં મુખ્યત્વે ટૂંકાણમાંજ વર્ણવવુ પડતુ હોઈ, જેવીરીતે પચ્ચીસ માણસના કુટુંબને આપવાના સમાચાર ફક્ત કુટુંબના વડાના શીર નામે પત્ર લખી અપાય છે અને આખુ કુટુંબ એ દ્વારા સમજે છે, તેવીજરીતે આ મુખ્ય અને શ્રેષ્ઠ-વડી વિભૂતિઓજ મુખ્ય ગણાવી છે એમ સમજવુ એજ પરમાત્મા દૈત્યોમા પ્રહ્લાદ, ગણત્રી કરનારાઓમા કાળ (વખત-સમય) વનચરોમા શ્રેષ્ઠ વાઘ પક્ષીઓમા શ્રેષ્ઠ ગરૂડ, શુદ્ધ-પવિત્ર કરનારાઓમા પવન, યુદ્ધના હથિયારો વાપરી જાણનારાઓમા શ્રેષ્ઠ રામ, માછલાઓમા મગર, પાણીના ઝરણાઓમા ગંગા, સૃષ્ટિઓમા આદિ-મધ્ય અને અંત, વિદ્યાઓમા અધ્યાત્મવિદ્યા, સંવાદ કરનારાઓમા અને વિતંડાવાદ કરનારાઓમા અર્થના નિર્ણયનુ જેમા હેતુપણુ હોય એવો વાદ, અક્ષરોમા અ-કાર, પરસ્પર જોડાઈ જનારા શબ્દોના સમાસોમા દ્વન્દ્વ, ક્ષય ન પામે તેવો કાળ, વિશ્વને ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ ધાતા પણ એ પરમાત્માજ બનેલા છે જુઓ-

> प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम्।
> मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम्॥ (१०-३०)
>
> पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम्।
> झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी॥ (१०-३१)
>
> सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन।
> अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम्॥ (१०-३२)

अक्षराणामकारोऽस्मि द्वद्व सामासिकस्य च।
अहमेवाक्षय कालो धाताऽह विश्वतोमुख ॥ (१०-३३)

સર્વને હરનાર મૃત્યુ, ઉપજવાના હોય એમનો ઉદ્ભવ, નારીજાતિઓમા ક્ષમા-કીર્તિ-દેવશ્રીઓ-યાદદાસ્ત-બુદ્ધિ-ધૃતિ અને વાણી પણ પરમાત્મા બનેલા છે છદેમા શ્રેષ્ઠ બૃહત્સામ, ગાયત્રી, મહિનાઓમા માગશર અને ઋતુઓમા વસત, છળકપટોમા જુગાર તેજસ્વિઓમા તેજ, કર્મોના વ્યવસાયમા જય, સત્વવાળાઓમા સત્વ વૃષ્ણિકુળના યાદવોમા વાસુદેવ, પાડવોમા ધનજય ઉપનામવાળો અર્જુન, મુનિઓમા શ્રેષ્ઠ વ્યાસ, કવિઓમા શ્રેષ્ઠ શુક્રાચાર્ય, દમન કરનારાઓમા દડ, શાસ્ત્રમાર્ગ-ધર્મમાર્ગ અને ન્યાયમાર્ગમા જીત પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓમા નીતિ ગુપ્તભાવોમા મૌન અને જ્ઞાનવાળાઓમા જ્ઞાન એ પરમાત્મા બનેલા છે -

मृत्यु सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्।
कीर्ति श्रीर्वाक् च नारीणा स्मृतिर्मेधा धृति क्षमा ॥ (१०-३४)

बृहत्साम तथा साम्ना गायत्री छदसामहम्।
मासाना मार्गशीर्षोऽहमृतूना कुसुमाकर ॥ (१०-३५)

द्यूत छलयतामस्मि तेजस्तेजस्विनामहम्।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्व सत्त्ववतामहम् ॥ (१०-३६)

वृष्णीना वासुदेवोऽस्मि पाडवाना धनजय ।
मुनीनामप्यह व्यास कवीनामुशना कवि ॥ (१०-३७)

दडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम्।
मौन चैवास्मि गुह्याना ज्ञान ज्ञानवतामहम् ॥ (१०-३८)

મુમુક્ષુ દંપતિ ! ઉપજેલામાત્રનુ બીજ પરમાત્મા છે એ બીજ વિના અત્યારે દેખાતુ નામ-રૂપ-સ્થાવર-જંગમ જગત ઉપજેલુ છે, તે ઉપજેજ નહીં પરમાત્માની દિવ્ય વિભૂતિઓનો પાર જ નથી તેને સમજાવવાના ઉદ્દેશથી વિસ્તારપૂર્વક શ્રીકૃષ્ણ પરમાત્માએ કહી છે, પરન્તુ એકંદરે વિભૂતિઓને કહેતા અને ગણાવતા તો તેમનો પાર આવે તેમ નથી વિભૂતિઓ તો એક એક નામ-રૂપ આકૃતિ, સ્થાવર-જંગમ, પ્રાણી-પદાર્થ-માનવી-દેવો-દાનવો-રાક્ષસો વગેરે છે, પણ જેમા રૂપ, ઐશ્વર્ય, બુદ્ધિ, કીર્તિ, શોભા, વિદ્વત્તા, તેજ, બળ, દઢતા, પૌરૂષ વગેરે દેખાય તે પરમેશ્વરના અંશથી, તેજથી અને ગુણથી તેમજ પ્રભાવથી ઉત્પન્ન થયેલી છે અને તેમનેજ વિભૂતિઓ ગણેલી છે, એવુ સમજવુ ઘટે –

नातोऽस्ति मम दिव्याना विभूतीना परतप ।
एष तूद्देशत प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ (१०-४०)

यद्यद्विभूतिमत्सत्त्व श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्व मम तेजोऽशसभवम ॥ (१०-४१)

આ પ્રમાણે અર્જુનને તેમ તમો મુમુક્ષુ દંપતિને ઉદ્દેશીને શ્રીકૃષ્ણ કહે છે કે "હે અર્જુન ! આનાથી વધારે જ્ઞાન આપીને તારૂં કાંઈ અધિક હિત સધાય તેમ નથી, પણ સો વાતની એક વાત એ છે કે મારા ચોથાભાગમા માયાવડે ઉપજેલ આ બધા વિશ્વને એ ચોથાભાગવડેજ આચ્છાદિત કરેલુ છે અને એ જગતમા હું છુ-પરમબ્રહ્મતત્ત્વ

મુમુક્ષુ દંપતિ ! પરમબ્રહ્મતત્વ એટલુ બધુ મહાન છે કે જે એના ચોથાભાગમા આ આખુ વિશ્વ આવી રહેલુ છે આ ચોથ-ભાગનો પાર જયા યોગીઓ પણ પામ્યા નથી તો બાકીના

ત્રણુભાગની અનંતતા અને મહત્તા એના વિના બીજા કોણ જાણી શકે? આજ વાત શ્રી પરમાત્મા કહે છે કે:-

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्॥ (१०-४२)

આ પ્રમાણેનું પરમગુહ્ય અધ્યાત્મસંજ્ઞાવાળું જ્ઞાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, જે જાણ્યાથી અર્જુન કહે છે કે "મારો મોહ નાશ પામ્યોછે," તો હું આશા રાખું કે તમે પણ એવા મોહજિત થયા હશો અગર તો તેમ થવા યત્નશીલ થયા હશોજ. અર્જુનનો સ્વીકાર આવોજ છે કે:-

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम्।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम॥ (११-१)

અર્જુન વધારામાં કહે છે કે "હે કમળાક્ષ! એટલે જ્ઞાનરૂપ ચક્ષુવડે દર્શન કરી શકાય એવા પરમાત્મા! વિશ્વની ઉત્પત્તિ અને એના નાશ સંબંધી તમારી પાસેથી મેં સાભળ્યુ છે. એથી તમારૂં સર્વેને મહાન ઇશ્વરપણાનું માહાત્મ્ય પણ મેં સભળ્યુ છે. તમે તો વિકારરહિત છો, પણ માયાવડે જો કે સર્વકાઇ થાય છે, તો પણ જડ એવી માયા તમારા તેજના આશરા વિના કશું કરવાને સમર્થ નહીં હોવાથી એ માહાત્મ્ય તમારૂંજ છે તમે જે રૂપને કહો છો તે રૂપને હે પરમેશ્વર! હું જોવા ઇચ્છુ છું અને હે પરમેશ્વર! તમારા એ ઐશ્વર્યને પણ હું જાણવા ઇચ્છું છું. જો એ રૂપ અને ઐશ્વર્યને જોવા અને જાણવાને લાયક હોઉં તો, હે પ્રભો! હે યોગેશ્વર! તમારા એ અવિનાશી રૂપને બતાવો." તમો વૃદ્ધ મુમુક્ષુ દંપતિની પ્રભુદર્શનની તમન્ના પણ આવીજ હોવી ઘટે છે. જુઓ અર્જુને વિનંતી કરી છે તે:-

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम्॥ (११-२)

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम॥ (११-३)

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम्॥ (११-४)

મુમુક્ષુ દંપતિ! અર્જુનનું પૂર્વોક્ત કથન સાંભળીને તરતજ ભગવાન શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે "હે પાર્થ! જો! જો! મારાં સેંકડો અને હજારો અનેક પ્રકારનાં, અનેક આકૃતિઓનાં અને અનેક વર્ણના દિવ્યરૂપોને, આદિત્યોને, વસુઓને, રૂદ્રોને, અશ્વિનોને, મરૂતોને અને પૂર્વે ન જોયાં હોય એવાં આશ્ચર્યોને તું જો! આ આખું ચરાચર જગત મારા દેહના એક અણુમાં આવી રહેલું છે અને બીજું પણ તું જે જોવાને ઇચ્છે છે તે બધું તું જો! હાં, પણ તારા આ માનવચક્ષુવડે એ રૂપોને તું જોઇ શકીશ નહીં, પણ દિવ્ય-ચક્ષુથીજ એ જોઈ શકાય તેમ છે, માટે હું દિવ્યચક્ષુઓ આપું છું, તે વડે તું મારા ઐશ્વર્યોને જો!–

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च॥ (११-५)

पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत॥ (११-६)

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम्।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि॥' (११-७)

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्॥ (११-८)

અહીં તમારે એ વાત ધ્યાનમાં લેવાની છે કે ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે જે આ સંવાદ ચાલે છે તે સંવાદ જેવીરીતે હું તમને કહું છું, તેવીજ રીતે હસ્તિનાપુરમાં અંધરાજા ધૃતરાષ્ટ્રને સંજય કહેતો હતો. સંજયને મહર્ષિ વ્યાસે દિવ્યદૃષ્ટિ આપી હતી અને તેથી એ બહુ દૂરનું પણ જોઈ અને સાભળી શકતો હતો. આ સંજય ધૃતરાષ્ટ્રને ભગવાને અર્જુનને બતાવેલા વિશ્વરૂપદર્શનને જોઇને આશ્ચર્ય પામ્યો હતો, તેથી તે કહે છે કે "હે રાજન્! મહાયોગેશ્વર હરિ–શ્રીકૃષ્ણે દિવ્યચક્ષુ આપવાનું કહીને અને આપીને અર્જુનને પોતાનાં રૂપ અને ઐશ્વર્ય, ઉત્તમકોટિનાં હતાં તે બતાવ્યાં"

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम ॥ (११–९)

અહીં તમે એમ માનો કે સંજય ગુરૂ છે અને ધૃતરાષ્ટ્ર એ જ્ઞાનચક્ષુવિનાનો જીવ છે. શ્રીકૃષ્ણે પોતાના રૂપો જે અર્જુનને બતાવ્યાં તે બધાં રૂપો તત્વજ્ઞાનની દૃષ્ટિએ તમારા રૂપો, ઐશ્વર્યો અને આશ્ચર્યો સમજી લેશો. કારણકે તમે આત્મા છો, શરીર નથીજ. તમને અત્યાર અગાઉ આવું બહુ વખત કહી ચૂકયો છુ. હું-તું-તમે અને આ બધું વિશ્વ પરમબ્રહ્મજ છે. પરમ-બ્રહ્મથી એમને જે જુદાં મનાય છે તે અવિદ્યાવડે અને વ્યવહારવડે. એકજ પરમબ્રહ્મતત્વ સ્વભાવવડે વિકાસ પામીને હું-તું-તમે અને બધું વિશ્વ બને છે. દરેક ચારસો કરોડ વર્ષો સુધી એવો દેખાવ થાય છે અને એટલા બીજા વર્ષો સુધી એવો દેખાવ અંતર્ધાન થાય છે. આમ આવિર્ભાવ, તિરોભાવ નિયમિત રીતે થયાજ કરે છે. તે સમયને બ્રહ્માનો એક દિવસ અને એક રાત્રિ કહેવામાં આવે છે મુમુક્ષુઓએ આ જાણવુંજ જોઇએ.

એ જાણવાથી મિથ્યાભિમાન મટે છે, સમભાવ આવે છે અને બ્રહ્માકારવૃત્તિ થતાં નિર્વાણશાંત થવાય છે.

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે "હે રાજન્! અનેક મુખો, અનેક આંખો અનેક દિવ્ય આભરણો અને અનેક ઉગામેલાં હથિયારોવાળું એ અદ્ભુત દર્શન હતું." મુમુક્ષુ દંપતિ! આ રૂપને વિરાટરૂપ કહે છે. વિરાટ એટલે પ્રત્યેકનો સમૂહ, દાખલા તરીકે આફ્રિકા, એશિયા, યુરોપ, અમેરિકા વગેરે સર્વ ખંડોના લોકોનો આખો સમુદાય-તેમનાં જુદાંજુદાં મુખો, આંખો, અવયવો, આભરણો અને હથિયારો વગેરે સાથેનો જેમ વિરાટસમુદાય કહેવાય છે તેજ આ વિરાટરૂપ પરમાત્માજ બનેલા છે. દિવ્યમાળાઓ, દિવ્યગંધો, દિવ્યલેપો પણ એ પરમાત્માજ બનેલા છે. સર્વે આશ્ચર્યરૂપ, અનંત, વિશ્વના મુખથી મુખવાળા, હાથથી હાથવાળા, આંખોથી આંખવાળા, હથિયારોથી હથિયારવાળા એ પરમાત્મા છે. પહાડ, નદી, વન, પશુ, પક્ષી, જળચર, તેજવાળા, વનસ્પતિઓના ગંધ ફળફુલવાળા એ પરમાત્મા દેવ છે-

अनेकवक्त्रनयनमनेकाद्भूतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ (११-१०)

दिव्यमाल्यांवरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ (११-११)

વળી સંજય કહે છે "હે રાજન્! આકાશમા હજારો સૂર્યો એકસામટા ઉગીને જે પ્રકાશ આપે તેવો આ રૂપનો પ્રકાશ હતો અને એ બધું એ મહાત્મા-શ્રીકૃષ્ણ પરબ્રહ્મના શરીરના એક ખુણામાં આખું વિશ્વ ભિન્નભિન્ન અનેક પ્રકારનું મારા જોવામાં આવ્યું અને અર્જુનને એ બધું જગત બતાવ્યું."

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता।
यदि भा सदृशी सा स्याद्भासस्तस्य महात्मन ॥ (११-१२)

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा॥ (११-१३)

મુમુક્ષુ દંપતિ આ વર્ણન રૂપક છે નામ-રૂપ ચરાચર જગત, તેજ પરમાત્મા શ્રીકૃષ્ણ પોતાનુ રૂપ કહે છે. યાદ રાખો કે આપણી આ દુનિયા શ્રીકૃષ્ણના રૂપોજ છે **તમે આત્મા છો. આત્મા એક છે. આત્માજ સર્વરૂપ થયેલો છે. આત્માજ પરમાત્મા પરમબ્રહ્મ શ્રીકૃષ્ણ છે અને તે તમે છો. આ વાતને ભૂલવા જેવી નથી**-જો તમે શોકમુક્ત, સંસારબંધમુક્ત અને મોક્ષરૂપ થવાને ઈચ્છો છો તો સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે "આ વિશ્વરૂપ થયેલા જોઈને અને જાણીને અર્જુન આશ્ચર્યચકિત થઇ ગયો એના રૂવાડા ઉભા થઈ ગયા પછી એ માથુ નમાવીને બે હાથ જોડી પરમાત્માને કહેવા લાગ્યો."

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत॥ (११-१४)

અર્જુન બોલ્યો "હે મહાત્મા! તમારા આ દેવદેહને વિષે હું દેવોને, અનેક ઉપજેલાના સંઘને, બ્રહ્માદરૂપ કમળમાં બિરાજેલા બ્રહ્માને, ઈશ્વરને, રૂષિઓને, શેષ, વાસુકી વગેરે બધા દિવ્યોને અને અનેક બાહુવાળા તેમજ અનેક અનેક મુખોવાળા તમને સર્વરૂપ થયેલાને હું જાઉ છુ તમારો આદિ-મધ્ય અંત કયાય દેખતો નથી હે વિશ્વના ઇશ્વર! હે વિશ્વરૂપ બનેલા પરમાત્મા! તમને મુગટ, ગદા અને ચક્ર ધારણ કરેલા તેજના ભંડારને, સર્વ તરફ દીપી રહેલાને હું જાઉ છુ. દુખથી જોઈ શકાય તેવુ ચારે બાજુથી જોઇ શકાય તેવુ, અગ્નિ અને સૂર્ય સમાન તેજસ્વી,

અમાપ એવુ એ રૂપ છે તમે અક્ષર, ઉત્તમ, જાણવા યોગ્ય, વિશ્વનુ ઉત્તમ શરણ, અવિકારી, શાસક, ધર્મરક્ષક, સનાતન પુરુષ છો એવુ હુ માનુ છુ તમારા નેત્રો એ સૂર્ય અને ચદ્ર છે તમે આદિ, મધ્ય અને અત વિનાના, અનત વીર્યવાળા, અનત બાહુવાળા છો હુ તમારા ઝગઝગતા અગ્નિમુખવડે તમારા પોતાના તેજવડે આ વિશ્વને તપાવતા જેઉ છુ' –

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसघान्।
ब्रह्माणमीश कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान्॥
(११-१५)

अनकबाहूदरवक्त्रनेत्र पश्यामि त्वा सर्वतोऽनतरूपम्।
नात न मध्य न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप॥
(११-१६)

किरीटिन गदिन चक्रिण च तजोराशिं सर्वतो दीप्तिमतम्।
पश्यामि त्वा दुर्निरीक्ष्य समताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम्॥
(११-१७)

त्वमक्षर परम वेदितव्य त्वमस्य विश्वस्य पर निधानम्।
त्वमव्यय शाश्वतधर्मगोप्ता सनातनस्त्व पुरुषो मतो मे॥
(११-१८)

अनादिमध्यातमनतवीर्यमनतबाहु शशिसूर्यनेत्रम्।
पश्यामि त्वा दीप्तहुताशवक्त्र स्वतेजसा विश्वमिद तपतम्॥
(११-१९)

"હે આત્મા ! ભૂમિમા, અતરિક્ષમા અને સર્વના અતરમા અને સર્વ દિશાઓમા તમે એકલાજ વ્યાપીને રહેલા છો તમારુ આ ઉગ્ર રૂપ જોઇને ત્રિલોકીને વ્યથા થાય છે સામેની બાજુમા

લડવાને ઉભેલાઓને હું તમારામાં પ્રવેશ કરતા જોઉં છું. કેટલાક દેવોના સમૂહને પણ તમારી સમીપ આવતા જોઉં છું કેટલાકો તમારાથી ડરેલા બે હાથ જોડીને તમને નમસ્કાર કરે છે મહાન ઋષિઓ અને સિદ્ધોનો સમૂહ 'સ્વસ્તિ' કહીને બહુબહુ સ્તુતિઓ વડે તમારા વખાણ કરે છે. રૂદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યદેવો, વિશ્વદેવો, અશ્વિનો, મરુતો, પિતૃઓ, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, અસુરો અને સિદ્ધોનો સમૂહ આશ્ચર્યચકિત થઈને તમને જોઈ રહેલા છે બહુ મુખોવાળું, બહુ નેત્રોવાળું, બહુ બાહુઓવાળું, બહુ પગોવાળું, બહુ ઉદરોવાળું, મુખની અંદર કરાળ દાઢોવાળું તમારૂં રૂપ જોઇને ચૌદ લોકના જીવો તથા હું ગભરાઇએ છીએ"

द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥
(११-२०)

अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥
(११-२१)

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥
(११-२२)

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥
(११-२३)

"આકાશને સ્પર્શ કરતું, અનેક વર્ણોવડે દેદીપ્યમાન થતું, ફાડેલા મોવાળું, ઝગઝગતા નેત્રોવાળું તમારૂં રૂપ જોઇને મારો

અંતરાત્મા આંખો બની ગયો છે. નથી રહેતી મને ધીરજ કે નથી રહેતી મારા અંતઃકરણમાં શાંતિ હે વિષ્ણો! તમારા મુખોમાંની કરાળ દાઢો કાલાગ્નિ સમાન દેખાય છે. મને દિશાઓનું ભાન રહ્યું નથી મારું ચિત્ત વ્યગ્ર થઈ ગયું છે. હે જગતના નિવાસ! હે દેવોના ઈશ! પ્રસન્ન થાઓ! સામે ઉભેલા ધૃતરાષ્ટ્રના પુત્રો, આખી અવનિના રાજાઓ સહિત તેમજ ભીષ્મ, દ્રોણ, કર્ણ અને અમારી તરફના મુખ્ય યોદ્ધાઓ તમારામાં અને તમારા મુખમાં પ્રવેશી રહેલા છે, અને તમારી ભયંકર દાઢોમાં દબાઈને ચવાઈ રહેલા છે. આમ તમારા મુખમાં દોડીદોડીને પ્રવેશેલા અને તમારી દાઢોની વચમાં તેઓ ચોટી રહેલા છે. તેમના અંગો છિન્નભિન્ન થઈ રહેલા દેખાય છે. જેવીરીતે નદીઓ અને સરોવરો બહુ વેગથી બે કાંઠે ઉભરાય અને સમુદ્ર તરફ દોડી જાય છે, તેવીરીતે ઉત્તમ અંગોવાળા બધા યોદ્ધાઓ અધિકાધિક વેગથી તમારા અગ્નિથી પ્રદિપ્ત થયેલા મુખમાં પ્રવેશતા હું જોઉં છું. જેમ દીવામાં પતંગિયા આવી પડે છે, તેમ તેઓ મરી જવાને માટે ભારે વેગથી તમારા મુખમાં પ્રવેશી રહેલા છે. તમારા અગ્નિવાળા મુખવડે તમે તેમાં પ્રવેશવા આવનારાઓને ચાટો છો. ચૌદલોકોને તમે આ પ્રમાણે ચાટી રહ્યા છો. આવા તમારા રૂપ અને તેજવડે, હે ભગવાન્! હે વિષ્ણો! તમે સમસ્ત જગતને તપાવો છો." *

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम्।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥

(११-२४)

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसन्निभानि।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥

(११-२५)

अमी च त्वा धृतराष्ट्रस्य पुत्रा सर्वे सहैवावनिपालसंघै ।
भीष्मो द्रोण सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यै ॥
(११-२६)

वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यते चूर्णितैरुत्तमांगै ॥
(११-२७)

यथा नदीनां बहवोऽम्बुवेगा समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥
(११-२८)

यथा प्रदीप्त ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगा ।
तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगा ॥
(११-२९)

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भि ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्रा प्रतपंति विष्णो ॥
(११-३०)

અધ્યાય દસમો સંપૂર્ણ



## * અધ્યાય ૧૧ મો *

મુમુક્ષુ દંપતિ! હવે તમે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી દીધો છે બલ્કે હવે તમે મોત તરફ ઉતાવળથી ગતિમાન થઈ રહેલા છો. યાદ રાખો કે કાળ કોઈને છોડતો નથી. કોણજાણે ક્યારે તમારૂં

એ જો કે તમે આત્મા છો, છતાં સ્વસ્વરૂપની ઓળખાણ વિનાના

આ શરીર—આજ, કાલ કે હમણાં જ—પડી જાય! તમે આવા અનિશ્ચિત મોત થતા, અને બાળકો તેમજ જુવાનોના શરીરો તમારા પહેલા છૂટી જોતા નથી જોયા? તમે સયમ-ધર્મ-સત્કર્મ અને બ્રહ્મચર્યવડે સુદૃઢ જીવી રહેલા છો, પણ આખરે સો વર્ષ પછી પણ તમારૂં શરીર પડી જવાનુજ છે માટે હવે તમારી વૃત્તિઓને, તમારા અતઃકરણમાથી બહાર નીકળીને દુનિયા તરફ દોડતી અટકાવીને, મનમા રૂંધીને, તમારામા રહેલા પરમાત્મામા જોડો! જો આ પ્રમાણે સાઠ વર્ષની ઉમર સુધીમા તમે તમારી વૃત્તિઓ પર જીત નહીં મેળવો તો તમારો આ જન્મ બગડશે, મિથ્યા જશે

હવે જુઓ કે અર્જુન પરમાત્માના વિરાટરૂપના દર્શન કરવામા કેવો નફળ થયો હતો તે તમારે પણ અર્જુનના જેવા થવુ જોઈએ ઈશ્વરદર્શનને માટે સાધનો કરવા જોઈએ કશુ પણ અશક્ય નથીજ અર્જુન એણે જોયેલા વિશ્વરૂપને પૂછે છે કે "આપ આવા ઉગ્ર રૂપવાળા કોણ છો? તમે કયા દેવ છો? હે શ્રેષ્ઠ દેવ! પ્રસન્ન થાઓ! મે તમને કદી જોયા નથી તમારી પ્રવૃત્તિ શામાટે છે તે હુ જાણતો નથી હુ તમને ઓળખવાને ઈચ્છુ છુ"

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्य न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥
(११-३१)

યુક્તિપૂર્વક જાણી લ્યો કે એંસી વર્ષનો ડોસો ફક્ત ઉપર-ઉપરથી બોલ્યા કરે છે કે "હે ભગવાન! મોત આપ!" પણ એના મનમા એ ઈચ્છે છે કે પ્રથમ એનાથી જેવુ દેખાતુ, સભળાતુ, ભાવતુ ખાવાનુ પચતુ ઇત્યાદિ પાછુ અત્યારે તેવુજ થાય મરવુ એના હાથમા છે ઝેર ખાય, કૂવામા પડતુ મેલે, પિસ્તોલની ગોળી ખાય, છાપરે ચઢીને ભુસકો મારે ઇત્યાદિ પ્રયત્નોથી મોત આવે

છે અને આવીરીતે ઘણાને મરતા તમે જોયા છે, સાભળ્યા છે કે ન્યુસપેપર્સમા વાચ્યુ છે ભગવાન પાસે મોત માગનાર ડોસો નથી જાણતો કે 'આ કાળ આવો છે અને એ કાળ આવે ત્યારે એમ થાય' ચામડીનુ ઢીલુ પડવુ, મોપર કરચલીઓ પડવી, વાળનુ સફેદ થવુ એને ચેતાવે છે આ કાળ જન્મેલા માત્રને આવે છે અને એમનુ મોત થાય છે મોત અનિવાર્ય છે

આ પ્રમાણે માનવી जातस्य हि ध्रुवोमृत्यु =જન્મેલાનુ મૃત્યુ અનિવાર્ય છે એવુ જાણે છે, સાભળે છે અને વાચે છે, છતા એ ડરે છે અવિદ્યાના કારણથી જ્ઞાનીઓ ને મોતનો ડર લાગતો નથી કારણકે એઓ આત્માને નિત્ય અને ઉપજેલા માત્ર–પ્રકૃતિના કાર્યો –શરીરોને અનિત્ય જાણે છે શ્રીકૃષ્ણે અત્યાર સુધી આ વાતને સમજાવી છે, પણ અર્જુનના અતરમા એ ઉતરી નથી તેથીજ અઢારમા અધ્યાયના અતે ગૃહસ્થધર્મ પાળીને ક્ષત્રિયનો ધધો –રક્ષક–સિપાઇગીરી–કરીને ગુજરાન કરવાનુ સમજાવ્યુ છે તમે વૃદ્ધાવસ્થાને સમજી ગયા છો અને હવે ઘરવ્યવહાર અને દુનિયાથી નિવૃત્ત થઇને મન અને ચિત્તને પરમાત્મા સાથે જોડી દેવાનો અભ્યાસ કરવા લાગ્યા હશો આઠ વર્ષનો માનવી જો એકાવન વર્ષનો થયા પછી મન અને ચિત્તને પરમાત્મા સાથે જોડી શકતો નથી તો પછી એનુ મન ધૃતરાષ્ટ્ર જેવુ એકસઠ વર્ષની વય પછી ઇન્દ્રિયલોલુપ, પક્ષપાતી અને ચચળ બની જાય છે શરીર અને ઇન્દ્રિયોથી કશુએ બની શકતુ નથી છતા જીભસ્વાદી નિંદા સાભળવાની ઇચ્છાવાળી અને રૂપોને જોવાની તીવ્ર ભાવનાવાળુ બની જાય છે, તેમજ એસી વર્ષ પછી એની સ્થિતિ ઘુવડના જેવી થઈ જાય છે એટલુ બધુ એના આચરણથી બની જાય છે કે ઘરના પુત્ર–પુત્રીઓ–વહુઓનો એ અણગમતો અને હાસ્યાસ્પદ બની જાય છે પરિણામે એવા અજ્ઞાનીઓની શોકમુક્તિ અને મોક્ષ વેગળા જાય છે અને તેથી ઉલટા કુતરા–ગધેડા કે ડુક્કરની

યોનિઓમા પડી ચોર્યાસીલક્ષના ચકકરમા પડે છે. એને વ્યવહાર કૌશલ્યનુ અને જ્ઞાનનુ અભિમાન પણ બહુ હોય છે, છતા મલિનતાના કારણે એને પ્રસન્નતા હોતી નથી એને તો "હજી હુ વધારે જીવવાનો છુ" એવુજ મનમા આવે છે એ મોતથી ડરે છે એ મોતને ધિકકારે છે

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને નિમિત્ત કરીને ગીતાદ્વારા તમારા ઉપર દયા કરીને કહે છે કે "હુ કાળ છુ લોકનો ક્ષય કરવાને માટે તૈયાર થયો છુ લોકોનો ક્ષય–નાશ કરવો એ મારો ધર્મ છે તારો પણ એક દિવસ નાશ તો થશેજ, પણ તે હાલ તો નહીંજ યુદ્ધભૂમિમા સામસામા ઉભેલા લડવૈયાઓ પણ કોઈ એક દિવસ મરી જવાનાજ છે યુદ્ધમા તુ તેમને નહીં મારીશ તોપણ તેઓ મરવાના તો છેજ " પરમાત્મા માયાવડે સૃષ્ટા, પાલક અને નાશક થાય છે તેમાનુ કાળ એ નાશકરૂપ સમજવુ ઘટે.

મુમુક્ષુ દપતિ! તમે ઘરોને જમીનદોસ્ત થતા જોયા હશે. સગાસબધીઓના શરીરોને પણ નાશ થતા જોયા હશે જેનો સમય એટલે કાળ આવ્યો તેનો નાશ કોઈ અટકાવી શકતુજ નથી જન્મ્યુ તે તો જરૂર જવાનુજ છે શરીર એ તમારૂ ઘર છે તે પણ એક દિવસ નષ્ટ થવાનુંજ છે 'કાળ ભગવાને દયા કરીને કહ્યુ' એવુ જે મે તમને આગળ કહ્યુ તે વાકયપર શકાને સ્થાન નથી અહીં પરમાત્મા પોતાના એવા રૂપવડે તમને તમારા કલ્યાણ માટે સાધનો કરવાનો બોધ આપે છે એવુ તમારે સમજવુ ઘટે છે જુઓ શ્રી ભગવાન કહે છે કે –

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्त ।
ऋतेऽपि त्वा न भविष्यति सर्वे येऽवस्थिता प्रत्यनीकेषु योधा ॥
(११–३२)

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનના કલ્યાણ માટે એની આતરિક બીક મટાડવા માટે અને ધર્મનુ યુદ્ધ લડીને એની આજીવિકા ચલાવવાનો એનો ધધો સમજાવીને એને દૃઢ બનાવવા માટે કહે છે કે "આત્મા તો અમર છે શરીરોને તો હુ કાળ લાગુ પડવાનોજ છુ એ બધાના મોતનુ નિમિત્ત યુદ્ધજ છે. તારે તો ફક્ત યશજ મેળવવાનો છે તેમને જીતીને તારે રાજ્ય કરવાનુ છે. આ સમૃદ્ધ રાજ્ય ભોગવવાનો તેમનો હક્ક નથી. તુ નિમિત્ત થા!" અર્જુન ડાબે હાથે ધનુષનુ તીર પકડતો હતો તેથી તેને સવ્યસાચીના નામથી ભગવાને સબોધ્યો છે મોહ્માહુન પણ દયાવડેજ અપાય છે પ્રભુ કહે છે કે "ઉઠ, ઉઠ, ઉભો થા! સગ્રામ કર! મેં તેમને મારી મૂક્યા છે"

અર્જુનની આતરિક બીક એ હતી કે-ભીષ્મ, દ્રોણ અને કર્ણ મહાન યોદ્ધાઓ હોઈ, એઓ દેવોથી પણ જિતાય તેવા ન હતા જીવીને એવીજ બીક કામ, ક્રોધ અને લોભની હોય છે વારૂ, આતો થઈ અર્જુનની વાત તમારે દુર્યોધનરૂપ અને તેના સેકડો મળતિયારૂપ કામ ક્રોધ અને લોભ તેમજ સેકડો માયિક ગુણો સાથે લડવાનુ છે જેમ દુર્યોધન એ અર્જુનના સગો-પિતરાઈ ભાઈ થાય છે તેમ આ કામ, ક્રોધ અને લોભ પણ તમારા શરીરના સગા, બલ્કે પિતરાઈઓ થાય છે જેમ અર્જુને દુર્યોધન અને એના મળતિયા સાથે લડવાને દયા ખાધી હતી તેમ તમને પણ કામ, ક્રોધ અને લોભ તેમજ એમના મળતિયા સાથે શરીરને સબધ હોવાથી તેમના ઉપર દયા આવે છે તમારા દીલમા આવ્યાજ કરે છે કે એમના વિના ચાલેજ કેમ? પણ તમને જોઈએ છે મોક્ષ કામ, ક્રોધ અને લોભને એ વાત ગમતી નથી માટે તે તમારા શત્રુઓ છે પ્રભુને પ્રાપ્ત થવાને માટે અને પરમપદ માટે બુદ્ધિમાન માનવીઓ વિરૂદ્ધ મતવ્યના બધુ, સગા, પતિ, પત્ની ઇત્યાદિનો પણ ત્યાગ કરે છે, જ્યારે કામ, ક્રોધ અને લોભ તો માનવીને

કુક્કર, કુતરા કે પશુ જેવુ બનાવી દે છે ન સમજશો કે તમને જે ખાવાપીવાનુ, ઓઢવા પહેરવાનુ અને જે એશઆરામ મળે છે તે કામ અને પ્રવૃત્તિની ધમાલ કરી મૂકવાથી મળે છે શરીરને જોઇતુ બધુ, ઘટતો એકહથ્થુ ઉદ્યોગ કરવાથી મળે છે, તપથી મળે છે, પુણ્યથી મળે છે અને દાનથી મળે છે જો એ બધુ કામથીજ મળતુ હોય તો સાથે પરીક્ષા પસાર કરનાર ડૉકટરો, વકિલો, એન્જીનિયરો, સામસામી દુકાનો કરીને બેઠેલા એકજ જાતનો વેપાર કરનારાઓ અને એકજ જાતની નોકરીઓ કરનારા માનવીઓમા ફેર કેમ પડે? જો બરાબર જોશો તો મારૂ કથન સમજમા આવશે કે બધાની સરખી કમાઈ અને વૈભવ હોતા નથી જેઓ કામવડે પ્રવૃત્તિની ધમાલ કરનારાઓ છે અને પ્રભુની નિકટ નથી, પ્રભુથી ડરતા નથી અને લક્ષ્મીના મદથી આધળા થયેલા છે તેઓ જરાયે શોકમુક્ત નથી –

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहता पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥
(११-३३)

ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ કે "તને જેમનો ડર છે, જેમના પર તારો પૂજ્યભાવ છે અને જેઓ તારા પિતરાઇઓ છે એમને ન મારવા જોઇએ એવુ તુ માને છે, પણ તેઓ બધાને મારી નાખવાનો મે નિશ્ચય કર્યો છે તેમને માટે તારે વ્યથિત થવાની જરૂર નથી તુ સગ્રામ કર! તુ તારા શત્રુઓને જરૂર જીતીશ

મુમુક્ષુ દપતિ! તમારે અહીં બોધ લેવાનો છે કે કામ-ક્રોધ-લોભ-ઈર્ષા-અભિમાન-અજ્ઞાન-આ બધા તમારી શોકમુક્તિને આડે આવનારા છે, માટે તે તમારા શત્રુઓ છે અને તેથી તેમની સાથે તમારે લડવુજ જોઇએ ધાર્મિક સાધનો, જેવા કે પ્રભુપ્રેમ અને

આત્મજ્ઞાનરૂપ હથિયારો વડે એમની સાથે લડવુ જોઈએ એઓ
બધા પ્રકૃતિના કાર્યો છે તેમને નાશ થવાનો નિયમ લાગુ પડયો
છે, એટલે કાળ ભગવાનવડે તેઓ હણાયેલા છે તેઓનો નાશ
સમય આવે ત્યારે થાયજ છે. જુઓને! રાવણ અને વાલીનુ
અભિમાન જતુ રહ્યુ ભર્તૃહરિનો કામ મટી ગયો અને એ સ ન્યાસી
થયે, પરશુરામનો ક્રોધ મટી ગયો અને એમનો બ્રહ્મણસ્વભાવ
થઈ ગયો રૂક્મણીએ કૃષ્ણને પતિ ઇચ્છયા અને કૃષ્ણે એનુ હરણ
કર્યું જરાસ ધ અને શિશુપાલ એ અપહરણ અટકાવી શકયા
નહીં અને તેથી તેમની ઈર્ષા મરી ગઈ વાલ્મીકિનો મોહ મટયો
અને એ બ્રહ્મર્ષિ થયા દુર્વાસાનો ક્રાધ સુદર્શનચક્રના ભયથી નાશ
પામ્યો અને અ બરીષને પગે પડયા આમ બધાના એ વિકારોનો
નાશ થયો પણ એમના આત્માનો નાશ ન થયો **આત્માને કાળ
લાગુ પડતોજ નથી. આત્મા પોતે માયાવડે કાળરૂપ
બને છે.** એવુ તમને અગાઉ કહેવામા આવ્યુ છે –

द्रोण च भीष्म च जयद्रथ च कर्ण तथाऽन्यानपि योधवीरान्।
मया हतास्त्व जहि मा व्यथिष्ठा युद्धयस्व जेताऽसि रणे सपत्नान्॥
(११-३४)

રણભૂમિથી ઘણે દૂર હસ્તિનાપુરમા ધૃતરાષ્ટ્ર પાસે બેઠેલો
સ જય, ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને જે જે પૂર્વોક્ત બતાવ્યુ અને
કહ્યુ તે જોઇને અને સાભળીને ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો કે "હે
રાજન્! થરથર કાપતો, હાથજોડીને ઉભેલો અર્જુન, ભગવાનનુ
બધુ પૂર્વોક્ત કરેલુ સાભળીને નમસ્કાર કરીને, ગદ્ગદ્ ક ઠે જાણે
બીધેલો હોય તેવા સ્વરે બોલ્યો" સ જય કહે છે કે –

एतच्छ्रुत्वा वचन केशवस्य कृताञ्जलिर्वेपमान किरीटी।
नमस्कृत्वा भूय एवाह कृष्ण सगद्गद भीतभीत प्रणम्य॥
(११-३५)

અર્જુન કહે છે કે "હે હૃષીકેશ! તમારી કીર્તિવડે જગત હરખાય છે, અને આનંદ પામે છે અને સર્વે સિદ્ધપુરૂષોના સંઘો તમને નમે છે, જ્યારે રાક્ષસો ડરીને દિશાઓ તરફ ભાગી જાય છે તે યોગ્યજ છે." મુમુક્ષુ દંપતિ! આ સ્થાને કામી, ક્રોધી–એવા માનવીઓને તમારે રાક્ષસો સમજવા ઘટે:–

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः॥
(११–३६)

"હે મહાત્મા! તમે મહાન અધિક, સૃષ્ટિના આદિ, બ્રહ્માથી પણ આદિ છો. તમે અનંત, દેવોના ઇશ્વર, જગતના નિવાસ, સત્ અને અસત્‌થી ઉત્તમ–પર અને અક્ષર છો. તેઓ આપને કેમ ન નમે?"

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत्॥
(११–३७)

"તમે આદિદેવ છો, પુરાણપુરૂષ છો, વિશ્વના ઉત્તમ અને મહાન ધામ છો. જાણવાનું બધું તમે જાણો છો. હે અનંતરૂપ! આ વિશ્વ તમારાવડે ઉપજ્યું છે. તમે સર્વેના ઉત્તમ ખજાનારૂપે છો."

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम्।
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप॥
(११–३८)

"વાયુ–યમ–અગ્નિ–વરૂણ–સૂર્ય–ચંદ્ર અને પ્રજાપતિના પણ તમે દાદા છો. તમને હજારો વખત નમસ્કાર હો. ફરીને પણ હું તમને નમસ્કાર કરૂં છું."

યાદ રાખો! અર્જુનનુ આ કથન શ્રીકૃષ્ણને મનુષ્ય તરીકે નહીં, પણ પરમતત્વના સ્વભાવ બ્રહ્મને સંબોધાયેલુ છે શ્રીકૃષ્ણનુ માનુષીરૂપ અને આ વિશ્વરૂપ પણ સ્વાભાવિક બ્રહ્મમાથી ઉપજ્યુ છે, એ લક્ષમા રાખશો –

वायुर्यमोऽग्निर्वरुण शशाक प्रजापतिस्त्व प्रपितामहश्च।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्व पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥
(११-३९)

વળી અર્જુન કહે છે કે "હે અનતવીર્ય! હે પરાક્રમી! તમે સૌને પહોચી વળો તેવા છો. તમારાથીજ આ બધુ દૃશ્યમાન ઉપજ્યુ છે તમેજ આ સર્વરૂપ બન્યા છો તમને આગળથી, પાછળથી અને સર્વ તરફથી નમસ્કાર હો –

नम पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व।
अनन्तवीर्यामितविक्रमस्त्व सर्वं समाप्नोपि ततोऽसि सर्व ॥
(११-४०)

"હે અચ્યુત! તમે મારા સખા છો એવુ જાણીને તોછડાઇથી 'હે કૃષ્ણ! હે યાદવ! હે મિત્ર!'–આવીરીતે મે તમને બોલાવ્યા છે, કારણકે હું તમારી આવી મોટાઇથી અજાણ્યો હતો અજાણ્યા રહેવાનુ કારણ પ્રેમ અને પ્રમાદ બેઉ હતા' –

सखेति मत्वा प्रसभ यदुक्त हे कृष्ण हे यादव हे सखेति।
अजानता महिमान तवेद मया प्रमादात्प्रणयेन वापि ॥
(११-४१)

"હે અચ્યુત! મશ્કરીઠઠ્ઠા માટે મે તમારો અનાદર કર્યો છે અને વિહાર સમયે, સૂતી વખતે, બેઠા હોઇએ ત્યારે, ભોજન સમયે–આમ હરવખતે–એક વખત નહીં પણ અનેક વખતે,

એકાતમાજ નહીં પણ બીજાઓની સમક્ષ પણ મેં તમારો આવો અપરાધ કર્યો છે. આ બધા અપરાધો માટે હું આપની ક્ષમા માટે પ્રાર્થના કરૂં છું મહત્તાને ન માપી શકાય એવા તમે અપ્રમેય છો" –

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥
(૧૧-૪૨)

"તમારા પ્રભાવ સમો બીજા કોઈનો પ્રભાવ નથી આ લોકના અને ચરાચરના તમે પિતા, પૂજ્ય અને ગુરૂઓના પણ ગુરૂ છો તમારા સમો કે અધિક ત્રણે લોકને વિષે બીજો કોઈ નથી."

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥
(૧૧-૪૩)

"હે ઈશ્વરના પણ પૂજ્ય! પ્રસન્ન થાઓ! હું જમીન પર પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. પિતા પુત્રને, મિત્ર મિત્રને, પતિ પત્નીને જેમ માફી આપે છે તેમ તમે મને માફી આપો." પરમબ્રહ્મ વિનાના બધા રૂપો અને નામો માયિક છે એવું યાદ રાખો! જુઓ અર્જુન માફી માગતા કહે છે કે –

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥
(૧૧-૪૪)

સુમુક્ષુ દંપતિ! પરમબ્રહ્મ એટલે પરમાત્માનું રૂપ નહીં પણ તત્વ-ચૈતન્ય, આ પરમબ્રહ્મ વિના-નામરૂપમાત્ર-ઈશ્વર, પરમેશ્વર, આત્મા, પરમાત્મા, રામ, કૃષ્ણ, સત્યનારાયણ, હિરણ્યગર્ભ, વિરાટ -વિશ્વરૂપ વગેરે વગેરે બધા વિશ્વને ઉપકારક અને શોકમુક્તિ

મુમુક્ષુ દંપતિ! ભક્તોને ચતુર્ભુજ નારાયણ રૂપના દર્શન કરવા બહુ ગમે છે ભગવાન પણ જ્યારે કોઈ જીવના શુભ્રસ્વરૂપને પ્રગટાવવા ઈચ્છે છે ત્યારે પ્રસન્ન થઈને આ રૂપનાજ દર્શન આપે છે

હવે આ પ્રમાણેની અર્જુનની સ્થિતિ અને પ્રાર્થનાયુક્ત વાણી સાભળી ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા કે "હે અર્જુન! મારી પ્રસન્નતાવડેજ આ રૂપ મેં તનેજ બતાવેલુ છે મારા આત્મયોગથી તુ એ જોઈ શક્યો છુ એ ઉત્તમરૂપ જે મેં તને બતાવ્યુ છે, તે આવુ તેજોમય, વિશ્વમય, અપારપાર, સર્વનુ આદિ, તારા વિના બીજા કોઇએ પૂર્વે જોયુ નથી આ રૂપ યજ્ઞો કરવાથી, વેદોનુ અધ્યયન કરવાથી, દાનો કરવાથી, ક્રિયાઓથી, ઉગ્ર તપ કરવાથી પણ આ મૃત્યુલોકમા તારા વિના બીજા કોઇથી જોવુ શક્ય નથી. આ રૂપ જોઈને તારે ગભરાવાનુ નથી તારે મૂઢ બનવુ જોઇતુ નથી, આ આવુ મારૂ રૂપ તને ઘોર લાગે છે, પરન્તુ તુ ડરીશ નહીં આ રૂપને જોઈને તુ ખુશી થા તુ ભાગ્યશાળી છુ. ફરીને તુ મારા એ રૂપને જો!

मया प्रसन्नेन तवार्जुनेद रूप पर दर्शितमात्मयोगात् ।
तेजोमय विश्वमनतमाद्य यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥
(११-४७)

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रै ।
एवरूप शक्य अह नृलोके द्रष्टु त्वदन्येन कुरुप्रवीर ॥
(११-४८)

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूप घोरमीदृड्ममेदम् ।
व्यपेतभी प्रीतमना पुनस्त्व तदेव मे रूपमिद प्रपश्य ॥
(११-४९)

યોગી સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે "હે રાજન્! આ પ્રમાણે ભગવાન વાસુદેવે કહીને પોતાનુ રૂપ ફરીને અર્જુનને બતાવ્યુ પ્રથમ એમણે કાળરૂપ બતાવીને ડરાવ્યો અને ક્ષોભ પમાડયો અને પછી આશ્વાસન આપીને "ડરીશ નહીં" એમ કહી ચતુર્ભુજ થયા અને પછી ભયરહિત બનાવી પોતાનુ માનુષીરૂપ બતાવ્યુ "–

इत्यर्जुन वासुदेवस्तथोक्त्वा स्वक रूप दर्शयामास भूय ।
आश्वासयामास च भीतमेन भूत्वा पुन सौम्यवपुर्महात्मा ॥
(११–५०)

મુમુક્ષુ દંપતિ! અર્જુન હવે શ્રીકૃષ્ણને દેવકીના પુત્રરૂપે, પોતાના મામાના પુત્ર કે મિત્રરૂપે જોઇને બોલવા લાગ્યો કે "હે જનાર્દન! આ તમારૂ માનવરૂપ જોઇને મારા શ્વાસમા શ્વાસ આવ્યો છે આ સૌમ્યરૂપને જોઇને હવે હુ મારી અસલ શારીરિક દશામા આવ્યો છુ, હુ સ્થિર થયો છુ, મારામા ચેતના આવી છે–

दृष्ट्वेद मानुष रूप तव सौम्य जनार्दन।
इदानीमस्मि सवृत्त सचेता प्रकृति गत ॥ (११–५१)

શ્રીભગવાન બોલ્યા "હે અર્જુન! સર્વસામાન્યને આ મારૂ રૂપ બહુબહુ દૂર હોય છે અને તે મેં તને બતાવ્યુ છે દેવો પણ એ રૂપને જોવાની આકાક્ષા કાયમ કર્યા કરે છે અલબત્ત, દેવો, માનવીઓ, વૃક્ષો, પશુઓ, પક્ષીઓ, જળચરો, પૃથ્વી, જળ, તેજ, આકાશરૂપે પરમબ્રહ્મ બને–તેઓમા ચૈતન્યરૂપે રહે, તેમનુ પોષણ કરે અને તેમનો સહાર પણ તેઓ કરે, એવી વાત સમજમા ન આવે તેવી છે વળી એ બ્રહ્મા–વિષ્ણુ અને મહેશ બને એ વાત પણ સમજમા ન આવે તેવી છે આ વાત તો તત્વદર્શીઓ અને યોગીઓજ જાણે છે કારણકે તેઓ પ્રેમવડે અને સમાધિવડે એ બધા રૂપોને સમજી શકે છે ભોગવિલાસી દેવોને પણ ભોગોનુજ

ચિંતન હોય, તેથી તેઓ એ વાતને સમજી શકે નહીં વળી દ્વૈતોને અને બીજાઓને પૂર્વોક્ત આ બધામા ચૈતન્યરૂપે સર્વગત સર્વવ્યાપક હોઈને પરમબ્રહ્મ રહે છે એ વાત તો સમજમા નથી આવતી શું પથ્થરમા, લોઢામા, રૂપામા, ત્રાંબામા, લાકડામા તે વળી ભગવાન હોય કે? આવુ બોલનારા બિચારા મૂઢોને પરમતત્વ સમજવુ મુશ્કેલ હોય છે મૂર્તિઓ એ ભગવાનના થઈ ગયેલા અવતારોની હોય છે અને તેમા પણ પરમતત્વ હોયજ છે જુઓ શ્રીભગવાનની વાણી છે કે –

> सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम।
> देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ (११-५२)

વળી પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે "હે અર્જુન! તે જે રૂપ જોયુ છે તે રૂપ, વેદના મંત્રો ભણવાથી, તપ કરવાથી, દાનેશ્વરી થવાથી કે પૂજન કરવાથી દેખાઈ શકે તેવુ નથી એ પ્રકારનુ દર્શન અનન્ય ભક્તિ, અનન્ય ચિંતન અને સમાધિ વડે જાણી અને જોઈ શકાય છે તેમજ એમા પ્રવેશી શકાય છે પરમબ્રહ્મને પામવાને ઇચ્છનારાઓએ મોક્ષની તમન્નાવડે મારા–પરમાત્મા માટેજ (પોતાના હિતને માટે નહીં) જનતા માટે, પ્રાણીઓ માટે, ભેદ વિના સર્વે માનવીઓ માટે કર્મો કરવા ઘટે, પરમાત્માનેજ પરાયણ થવુ ઘટે, પરમેશ્વર અને પરમબ્રહ્મનીજ ભક્તિ કરવી ઘટે, શત્રુ સાથે પણ વૈરબુદ્ધિ ન રાખવી ઘટે આવી સાધના સિવાય બીજી કોઈ સાધનાથી પરમબ્રહ્મને પામી શકાયજ નહીં તુ હજી તેવો નથી, માટે તારે ચિત્તશુદ્ધિ માટેજ કર્મ કરવા જોઈએ તે પૂર્વેની બીજી લડાઈઓમા નહીં લડવાનો ભાવ બતાવ્યો નથી, જ્યારે આ વખતેજ તને મમતા અને સ્નેહથી નહીં લડવાનો ખાલી ભ્રમ થયો છે તે તુ હવે દૂર કર!" શ્રી ભગવાન કહે છે કે –

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा॥ (११-५३)

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप॥ (११-५४)

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव॥ (११-५५)

મુમુક્ષુ દંપતિ! સમજી શકયા ભગવાન શ્રીકૃષ્ણના કથનને? આ એક એક નામ-રૂપ પ્રાણી-પદાર્થના સમૂહવાળુ વ્યક્તાવ્યકત વિશ્વ પરમબ્રહ્મ છે, એમ માનીને તેમના ઉપર પ્રેમ કરવો એ અનન્ય ભકિત કહેવાય છે. અધમ પર દયા કરવી, સમાન સાથે મિત્રતા રાખવી અને શ્રેષ્ઠ સાથે પૂજ્યભાવ રાખવો, એ ત્રણ પ્રકારનો પ્રેમ યા ભક્તિના પ્રકાર છે પ્રેમની કિંમત પ્રાણથી પણ વધે છે એટલા જ માટે ભક્તિને શિખવનાર સનાતનધર્મની રક્ષા માટે પ્રાણની કુરબાની આપવાનુ કહેવાય છે

આવુ સ્પષ્ટ કથન છતા, ભક્તિયોગ-કર્મયોગ-જ્ઞાનયોગને અત્યારસુધી સમજાવ્યા છતા અર્જુન મનમન સાધને સમજી નકયો નથી હું માનુ છુ કે કદાચ તમે પણ નહીં સમજી શકયા હશો

જુઓ અર્જુન શ્રીભગવાનને પૂછે છે કે 'તમારા સાત્વિક એટલે સગુણરૂપની ઉપાસના કરનારા ભક્તો અને તમારા અસાત્વિક -અવ્યક્ત-અક્ષર રૂપની ઉપાસના કરનારા જ્ઞાનીઓ-આ બેમા યોગને ઉત્તમરીતે જાણનારા કોણ છે? અર્જુન ઉવાચ-

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥ (१२-१)

શ્રી ભગવાન ઉત્તર આપે છે કે "પૂર્ણશ્રદ્ધાવડે મારા એક રૂપોમાં જેનું ચિત્ત પરોવાયેલું છે અને મારી ઉપાસના નિત્યચિંતન વડે કરે છે તેઓને ઉત્તમ યોગ સમજનારા હું માનું છું":-

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः॥ (१२-२)

અધ્યાય અગિયારમો અને વૃદ્ધાવસ્થા યોગ સંપૂર્ણ



## "ગીતાવાર્તાલાપ" ગ્રંથ તથા ફંડના

## —: વ્યવસ્થાપકો :—

(૧) ડૉ. ચંદુલાલ જેકૃષ્ણ વૈદ્ય
વૈદ્ય મહોલ્લો–નવસારી.

(૨) ભીખાભાઈ ભાનુશંકર ભટ્ટ
હરિવીલા–૮ મો રસ્તો–સાન્તાક્રુઝ (પૂર્વ)

(૩) પુરૂષોત્તમ ગોવિંદરામ પુરોહિત
તારાકુંજ –૬ઠ્ઠો રસ્તો–સાન્તાક્રુઝ (પૂર્વ)

(૪) ચુનીલાલ નાથાલાલ પરીખ
ડૅ પીંસન સ્ટ્રીટ, અર્ણ મેન્સન, બીજે માળે–મુંબઇ ૪.

(૫) રતનલાલ મોહનલાલ પરીખ
સુલતાનપુરા–જમખાના પોળ–વડોદરા.

(૬) ડૉ. રમણલાલ પ્રાણલાલ શાહ
મુ. પોષ્ટ–વાપી. (જી. સુરત)

# ✻ અધ્યાય ૧૨ મો ✻



## ત્યાગ યોગ

મુમુક્ષુ દંપતિ! એકાવનમા વર્ષ પછી માનવીઓએ ગૃહસ્થ-ધર્મમાંથી મુક્ત થવાને યત્ન કરવો ઘટે અને તોજ તેઓ તેમાંથી મુક્ત થઈ શકે. તોયે યત્નો કેવા હોવા જોઇએ એ જાણવું અત્રે તમને ઠીક થઈ પડશે. જુઓ! ઘરધંધામાં રોકાયેલી વૃત્તિઓને પરોપકારમાં રોકવી, સર્વે કર્મો પરમાત્માપરાયણ થઈ પરાર્થે કરવાં, તેવા પર-બીજા લોકોમાંથી 'હું-તું' નો ભેદ કાઢી નાખવો અને સમસ્ત જનતા માટે, શ્રીકૃષ્ણાર્પણ કરીને ફળેચ્છા વિના સર્વે કર્મો કરવાં, તેમજ અનન્ય યોગવડે રામ-કૃષ્ણ-શંકર વગેરે દેવોનું ભજન, પૂજન અને ધ્યાન કરવું. આ મતલબનુંજ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કેઃ-

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते॥ (૧૨-૬)

પરન્તુ પૂર્વોક્ત બધાં સગુણબ્રહ્મનાં રૂપો છે અને તેમની ઉપાસના કરવાથી 'હું મુક્ત થઇશ' એવી ભાવના મનમાં રાખીને યજ્ઞ-દાન-તપ અને નિત્યનૈમિત્તિક કર્મો ફળેચ્છારહિત, પરમેશ્વરની કૃપા મેળવવાનેજ કરો તોજ આ સંસારસાગરમાથી તમે મુક્ત થાઓ છો અને શ્રીભગવાનની પણ પ્રતિજ્ઞા આજ છે કે "જેમનાં મારામાં મન પરોવાયેલાં છે, તેમનો હું ઉદ્ધારક થાઉં છું":-

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम्॥ (૧૨-૭)

તમારા જેવા વૃદ્ધોનો કાળ હવે નજદીક આવેલો ગણાય અને તેટલામાટે 'જલદી મુક્ત થવાને માટે પરમાત્મામાજ મન અને બુદ્ધિને તમારે રોકવા જોઈએ. મન અને બુદ્ધિ સતત અભ્યાસથી રોકાઈ જવાથી પરમાત્મામાજ તમારો નિવાસ થાય છે'-એ સત્ય વિષે શકાને સ્થાન નથીજ—

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न सशय ॥ (१२-८)

અલબત્ત, તમારૂ મન ઘરધધામા અને કુટુબકબીલાના ભરણપોષણમા લાંબો સમય રોકાયેલુ હોવાથી ચોવીસે કલાક તમારા મન અને ચિત્તને પરમાત્મામા રોકી શકવાને સમર્થ ન બની શકો તો તમારે સવાર, સાજ અને બીજા વખતમા પણ ધ્યાનવડે —અભ્યાસના યોગવડે–તેમ કરવાને યત્ન કરવો ઘટે—

अथ चित्त समाधातु न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तु धनजय॥ (१२-९)

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "હે અર્જુન! તુ આવો અભ્યાસ કરવાને પણ સમર્થ ન હોઉ તો મારે માટે કર્મ કરનારો થા! પરમાત્મા માટેજ કર્મ કરવાથી પણ મુક્તિ મળે છે"

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि॥ (१२-१०)

"અરે, એમ કરીને પણ મારા યોગનો આશરો ન કરી શકે તો 'સર્વ કાઈ આત્મા છે' એવી ભાવનાવડે કર્મ કરીને સર્વે કર્મોના ફળનો ત્યાગ કરીશ તોપણ તુ પરમાત્માને પામીશ"

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रित ।
सर्वकर्मफलत्याग तत कुरु यतात्मवान्॥ (१२-११)

"અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી
કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે અને ત્યાગથીજ શાંતિ છે." મુમુક્ષુ
દંપતિ! આ કથનમા ધ્યાનજ શ્રેષ્ઠ છે એવો નિશ્ચય છે, આત્મજ્ઞાન
હોય છે છતા ભોગવિલાસ ભાવના જતી નથી જ્ઞાન વિના અભ્યાસની
ઇચ્છા થતી નથી ધ્યાનવડે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, પરન્તુ
ભોગવિલાસ માટેજ કર્મ થતુ હોવાથી કર્મના ફળનો ત્યાગ કરવામા
આવ્યાથી ભોગવિલાસની ભાવના મટે છે ભાવના મટ્યાથી ધ્યાન,
મનની સ્થિરતા માટે સફળ થાય છે પરિણામ એનુ એવુ આવે
છે કે જેથી મુમુક્ષુ શીઘ્ર શોકમુક્ત અને શાંત થાય છે–

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यान विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छातिरनतरम् ॥ (૧૨-૧૨)

મુમુક્ષુ દંપતિ! પૂર્વજન્મોના ફળો તો તમારે આ જન્મમા
ભોગવવાના થાયજ છે ભલે, તમે આ જન્મમા તદ્દન નિર્દોષ હો,
પરન્તુ તમારે એટલુ જ્ઞાન તો ગુરૂ પાસેથી મેળવી લેવુ જોઇએ કે
તમે આત્મા છો તમારે હવે આત્મોપાસનનો આરંભ કરવો ઘટે
તમે શરીર નથી–આવો બોધ મળ્યા પછી તમને એવુ ભાન આવે
છે કે કર્મો માત્ર શરીરજ કરે છે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોની
ક્રિયાઓથી સુખદુ:ખનો અને ટાઢતડકાનો અનુભવ થાય છે અનુભવ
કરનાર કારણ શરીર છે, આત્મા નથી મોક્ષાર્થીએ એમને સહન
કરી લેવાજ જોઈએ તડકાછાયડાની પેઠે તેઓ અનિત્ય છે–

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदु:खदा ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ (૨ ૧૪)

મનની સ્થિરતા માટે ધ્યાન સિદ્ધ થાય છે ત્યારે તમને
સમાધિ લાગવી શરૂ થાય છે, કારણકે લોકશાસ્ત્ર અને વેદશાસ્ત્રાનુ-

સાર કર્મ કરવાની ભાવના તમારી મટી ગયેલી હોય છે. શારીરિ
ભોગવાસના મટવાથી તમારી બુદ્ધિમાં તમે આત્મા છો
નિશ્ચય થાય છે.–

> श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला।
> समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि॥ (

આ પ્રમાણે જ્યારે 'તમે આત્મા છો' એવો નિ
પૂર્વે સદ્ગુણગ્રહ્યની ઉપાસનાથી તમે સર્વે ભૂતોપર
સર્વે ભૂતો–પદાર્થો–પ્રાણીઓ માનવીઓના મિત્ર, મ
અહંકાર વિનાના, સુખદુઃખને સમાન માનનાર અને
ચૂકયા હો છો. વળી તમે સંતોષી, સતત્ યોગી, સ
સમાન માનનાર અને દૃઢ નિશ્ચયી બનીને મન અને
પરમાત્માને અર્પણ કરીને પ્રભુના પ્યારા ભક્ત બની

તમે કોઈથી કંટાળતા નથી, તેમજ તમે
આપતા નથી, બલ્કે તમારા અંતઃકરણમાં હર્ષ
ઉઠતા નથી. તમે કર્મોના આરંભોના ત્યાગી, શુ
ત્યાગી, શોકમુક્ત અને સ્પૃહા વિનાના બની
તમો હરખાતાં નથી કે દ્વેષ કરતાં નથી તેમજ
તમને કોઈની અગર કોઈ વસ્તુની આકાંક્ષા કર
કાંઈ જણાતુંજ નથી. શત્રુ તેમજ મિત્ર તરફ
હોય છે તેમજ તમને માનઅપમાન જેવું કશું
સંગરહિત બની ગયેલા હો છો અને આ બ
તમને સુખ–દુઃખ, ટાઢ–તડકો ઈત્યાદિ અ
તમારી નિંદા થાય કે વખાણ થાય તેની તમને
નથી. કોઈપણ હાલતમાં તમને કશાની ઉણપ લ
તૃપ્ત હો છો. 'આ મારું સ્થાન છે' એવી મ
ગયેલી હોય છે તમારી મતિ સ્થિર થયેલી હોય

મુમુક્ષુ દંપતિ! શ્રીકૃષ્ણે અર્જુનને નિમિત્ત કરીને તમો જીવોનેજ આ બોધ આપ્યો છે અને કહ્યું છે કે " આવા જીવો મને વહાલા છે અને તેમનેજ હું મારા ભક્ત માનું છું. આ બોધ માનવીઓનું કલ્યાણ કરનારો છે." આ બોધ પ્રમાણે પરમાત્મા-પરાયણ થઇને જે માનવીઓ શ્રદ્ધાવાળાં બનીને ઉપાસના કરે છે તેવા પરમાત્માને બહુજ પ્રિય છે. જુઓ શ્રીભગવાન કહે છે કેઃ-

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी॥ (१२-१३)

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः॥ (१२-१४)

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः॥ (१२-१५)

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥ (१२-१६)

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।
शुभाशुभपरित्यागी भक्तिमान्य स मे प्रिय॥ (१२-१७)

समः शत्रौ च मित्रे च तथा मानापमानयो.।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जित॥ (१२-१८)

तुल्यनिंदास्तुतिर्मौनी सतुष्टो येन केनचित्।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नर॥ (१२-१९)

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रिया॥ (१२-२०)

મુમુક્ષુ દંપતિ! તમે જોઈ શકયાં કે ભગવાન શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતાના બારમા અધ્યાય-ભક્તિયોગના ઓગણીસમા શ્લોકમાં

સ્થિરમતિ થયાનુ કથન ભક્તપણાના ગુણને ધારણ કર્યા પછી થયાનુ કર્યું છે જેમ અર્જુનને તેમ તમને પણ થાય કે સ્થિર મતિનો માનવી થાય ત્યારે તે કેવો હોય? કારણકે તેને સમાધિ લાગે છે તો એવો સ્થિરમતિવાળો, સમાધિનિષ્ઠ માનવી કેમ બોલે, કેમ બેસે, કેમ હરેફરે-મતલબકે એના આચરણો કેવા હોય?-આવા પ્રશ્નો ઉઠે જુઓ અર્જુને પણ પૂછ્યુ છે કે –

> स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।
> स्थितधी किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥ (२-५४)

શ્રીકૃષ્ણ પરમાત્માનો ઉત્તર આ પ્રમાણેનો હતો કે-" મનમા ઉત્પન્ન કામનાઓ જેની નષ્ટ થાય છે અને પોતાના આત્માવડે આત્મામાજ તૃપ્ત રહે છે, દુખો આવી પડતા ઉદ્વેગ વિનાના મનવાળા અને સુખની સ્પૃહા વિનાના જેઓ હોય છે, મમતા-ભય-ક્રોધ જેમના જતા રહ્યા હોય છે, વળી દેહના જીવન વિષે પણ જેમને સ્નેહ રહેતો નથી, શુભાશુભ આવી મળતા જેમને હર્ષ કે દ્વેષ થતો નથી, એમને સ્થિરમતિવાળા કહેવામા આવે છે" જુઓ શ્રીભગવાન કહે છે કે –

> प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
> आत्मन्येवात्मना तुष्ट स्थितप्रज्ञस्तदोच्यते॥ (२-५५)

> दु खेष्वनुद्विग्नमना सुखेषु विगतस्पृह ।
> वीतरागभयक्रोध स्थितधीर्मुनिरुच्यते॥ (२-५६)

> य सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्।
> नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥ (२-५७)

મુમુક્ષુ દપતિ! સ્થિરબુદ્ધિવાળાઓના બીજા લક્ષણો પણ શ્રીભગવાને કહ્યા છે- 'જેવીરીતે કાચબો ભય આવવાનો છે એવુ

જાણીને પોતાનાં છએ અંગો-ચાર પગ, મુખ અને પૂંછ-ઢાલનીચે
સમેટી લે છે, તેમ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના અર્થોને જે સમેટી
લે છે, તેને સ્થિરમતિવાળો જાણવો' આવાં માનવીઓ એમ સમજે
છે કે 'હવે હું વૃદ્ધાવસ્થામાં છું અને કોણજાણે કાળ કયારે આવશે
એ તો અનિશ્ચિતજ છે, માટે મારે મારી ઇન્દ્રિયોનો નિગ્રહ
કરીને પરમાત્મચિંતનજ કરવું જોઇએ જો જરાપણ વાસના શેષ
રહી તો આ શરીર છૂટયા પછી હું પાછો ચોર્યાસીના સંસારચક્રમાં
પડીશ.' આવું સમજી ઇન્દ્રિયનિગ્રહ કરે તે સ્થિરમતિ થયેલો
કહેવાય છે -

यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वश ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ (૨-૫૮)

"જેમ આહાર નહીં કરવાથી ઇન્દ્રિયો એમના અર્થો પ્રત્યે
જતી બંધ થાય છે, પણ આહાર મળવાથી પાછી એઓ ઉત્તેજિત
થાય છે અને જેમજેમ એમને અર્થો મળતા જાય તેમતેમ તેઓ
ઘંસાઈ ન જાય ત્યાંસુધી વધુ અને વધુ અર્થો તરફ જવાને ચંચળ
બનતી જાય છે, તૃપ્તિ થતી નથી, પરન્તુ અર્થો તરફ જતી તેમને,
'હું આત્મા છું' એવા નિશ્ચયાત્મક જ્ઞાનથી જો રોકવામા આવે છે
તો તેમનો સ્વભાવ બદલાય છે અને અર્થો તરફનુ તેમનું આકર્ષણ
અટકી જાય છે. મુમુક્ષુને એમના પ્રત્યે રસ રહેતો નથી ઇન્દ્રિયોના
અર્થોને એ બ્રહ્મનાં સ્વરૂપો માને છે, કારણકે એ સમાન બ્રહ્મદૃષ્ટિ-
વાળો બની ગયેલો હોય છે. સ્વસ્વરૂપના જ્ઞાન વિના વિદ્વાન
મનુષ્યને પણ ઇન્દ્રિયો બળવાન બનીને, એના મનને આકર્ષીને
ભ્રષ્ટ કરી નાખે છે. માટે જે કોઈ માનવી ઇન્દ્રિયોનો સંયમ કરીને,
પરમાત્માની સાથે જોડાઇને પરમાત્માપરાયણ રહે છે, તેનીજ ઇન્દ્રિયો
તેના વશમાં રહે છે. આવો ઇન્દ્રિયોને વશમા રાખનાર માનવી
સ્થિરબુદ્ધિવાળો કહેવાય છે":-

विषया विनिवर्तंते निराहारस्य देहिनः।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ (२-५९)

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥ (२-६०)

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥ (२-६१)

પચાસ વર્ષની વય પછી બહુ ચિવટપૂર્વક ઇન્દ્રિયોનો સંયમ કરીને, લાંબા જીવન માટે સંયમ ટકાવીને, વર્તમાન દેહમાંજ કૈવલ્યાનુભવી બનવા યત્ન કરવો ઘટે.

"ભોગ્ય વિષયોનું ચિંતન થતાંની સાથે માનવીને ભોગ્યવસ્તુ ઉપર રાગ છે; રાગ થયાથી સંગ થાય છે; સંગ કામને પેદા કરે છે, કામ ઉપજતાંની સાથે ભોગ કરવાની ક્રિયાનો આરંભ થાય છે અને ક્રોધ ઉત્પન્ન થાય છે અને ક્રોધ સાથે અજ્ઞાન ઉપજે છે. આ અજ્ઞાનવડે માનવી 'હું આત્મા છું' એવી યાદ વિસરી જાય છે અને એ વિસ્મૃતિથી બુદ્ધિનો નાશ થતાંજ આત્માનું હનન થાય છે":–

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते॥ (२-६२)

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति॥ (२-६३)

"ઇન્દ્રિયોના વિષયોને વિષે જેનો રાગ અને દ્વેષ જતો રહ્યો હોય છે અને જેણે પોતાનાં મન તથા બુદ્ધિને વશ કરી લીધેલાં હોય છે, એવો શુદ્ધ અંતઃકરણવાળો માનવી વિધેય-આત્મા કહેવાય છે. એને ચિત્તમાં પ્રસન્નતા રહે છે. પ્રસન્નતાથી એનાં દુઃખોમાત્ર જતાં રહે છે. પ્રસન્નચિત્તવાળો માનવી સ્થિરમતિવાળો કહેવાય છે":–

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति॥ (२–६४)

प्रसादे सर्वदु खाना हानिरस्योपजायते।
प्रसन्नचेतसो ह्याशु बुद्धि पर्यवतिष्ठते॥ (२–६५)

મુમુક્ષુ દંપતિ! જેનુ ચિત્ત પરમાત્મા સાથે જોડાયુ નથી તેની સ્થિરમતિ થતી નથી. જેનુ ચિત્ત આમ જોડાએલુ નથી તેને 'હું બ્રહ્મ છુ' એવી ભાવના ઉપજતી નથી અને જ્યાસુધી બ્રહ્મ ભાવના ઉપજી નથી ત્યાસુધી શાતિ ઉપજતી નથી તોપછી આવા અશાત આદમીને સુખ કયાથી હોય? શ્રીભગવાનજ આમ પૂછતા કહે છે કે –

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना।
न चाभावयत शातिरशातस्य कुत सुखम्॥ (२–६६)

"જેવીરીતે એક વહાણ સઢ અને સુકાન વિનાનુ જળમા ગમેતેમ ખેચાઈ જાય છે તેમ વિદ્વાન હોવા છતા પણ ઇન્દ્રિયો અને મનને છૂટા મુકવાથી તેવો બુદ્ધિભ્રષ્ટ માનવી ભ્રષ્ટતા તરફ ગમેતેમ ખેચાઈ જાય છે માટે તેમને સર્વે તરફથી એમના વિષયો તરફ જતી જે માનવી અટકાવે છે, તે સ્થિરમતિ થયેલો હોય છે" –

इन्द्रियाणा हि चरता यन्मनोऽनुविधीयते।
तदस्य हरति प्रज्ञा वायुर्नावमिवाम्भसि॥ (२–६७)

तस्मादस्य महाबाहो निगृहीतानि सर्वश।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥ (२–६८)

મુમુક્ષુ દંપતિ! શરીરનુ અને આત્માનુ જ્ઞાન તમને થયુ વ્યવહાર સાથે પરમાર્થ સાધવાનો બોધ પણ તમને મળ્યો સગુણ

અને નિર્ગુણ ઉપસનાઓનુ જ્ઞાન પણ તમને મળ્યુ આમ છતા તમારા મનમા એ તો જરૂર આવવાનુ કે-'જો હું આત્મા છુ, તો હું આત્મા સમાન કેમ નથી? આત્મા તો સુખરૂપ છે, શોકમુક્ત છે, તો હું કેમ શોકમુક્ત નથી?' શરીરને તમે માયાનુ કાર્ય જાણ્યુ અને આત્માને શુદ્ધ જાણ્યો, પણ એ આત્મા શરીરમા હોવાથી શરીરનો પ્રભાવ કેવો થઈ જાય છે અને આત્માનો પ્રભાવ કેવો ઘટી જાય છે, તે જાણવુ તમને રસપ્રદ થશે

ભગવાન શ્રીકૃષ્ણ શરીરને ક્ષેત્ર કહે છે અને એ ક્ષેત્રને જે અદર અને બહાર સર્વ તરફથી જુએ છે તેમજ જાણે છે અને અનુભવે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે અહીં શરીરનુ નામ ક્ષેત્ર અને આત્માનુ નામ ક્ષેત્રજ્ઞ પડયુ છે-એવુ તમને અગાઉ કહેવામા આવ્યુ છે ક્ષેત્રની બનાવટ પણ પૂર્વે તમને કહેવામા આવી છે, પરન્તુ જ્ઞાન વિના ક્ષેત્રજ્ઞ-સ્વરૂપવડે પ્રકાશતો નથી, તેથી તે શોકમગ્ન પ્રતીત થાય છે માનવી જ્યારે જ્ઞાની બન્યો એમ કહેવામા આવે છે ત્યારે એ જ્ઞાન કેવુ હશે? એ જ્ઞાની કેવો બની જતો હશે? વળી ક્ષેત્રજ્ઞ શોકમુક્ત અને શરીરો ધારણ કરવામાથી મુક્ત ક્યારે થતો હશે? પોતાના રૂપમા પ્રકાશતો હશે ત્યારે માનવી કેવો દેખાતો હશે અને એ આચરણ કેવા કરતો હશે?-આવા સ્વાભાવિક પ્રશ્નો ઉપસ્થિત થયા વિના રહેતા નથી માટે એ જ્ઞાનને તમારે હવે જાણવુ ઘટે છે

જુઓ! શ્રી ભગવાનનીજ વાણી હુ તમને કહું છુ "માનરહિતપણુ, દભરહિતપણુ, અહિંસકપણુ, સહિષ્ણુપણુ, મનસા-વાચા-કર્મણા સ્વધર્મે સ્થિરતાપણું, ગુરૂનુ દાસ્યપણુ, કાયિક-વાચિક-માનસિક પવિત્રપણુ, મનનુ ચ ચળતારહિતપણુ, ખિલકુલ નિવૃત્તપણુ, ઇન્દ્રિયોના અર્થો વિષે વિરાગીપણુ, અહકારરહિતપણુ, જન્મવામા-મરવામા-વ્યાધિ થવામા અને વૃદ્ધાવસ્થા પામવામા દુ ખદષ્ટા-

પણુ, આસક્તિરહિતપણું, મગરહિતપણું, પુત્ર-દારા-ધન-ઘરમા મમતારહિતપણુ, ઇષ્ટ કે અનિષ્ટ આવતા સદા સમતાપણુ, પરમાત્મામા અનન્યયોગવડે અવ્યભિચારિણી ભક્તિ હોવાપણુ, એકાતમા રહેવાપણુ, માનવસમૂહને વિષે બેસવા વસવાની ઇચ્છારહિતપણુ, નિત્ય અધ્યાત્મજ્ઞાનનુ અભ્યાસીપણુ, તત્વજ્ઞાનનુ વિચારમગ્નપણુ-આ બધા જ્ઞાનના લક્ષણો છે તેનાથી જે ઉલટુ તે બધુ અજ્ઞાન કહેવાય છે આ લક્ષણો જેનામા હોય તે જ્ઞાની કહેવાય છે આવા લક્ષણવાળા માનવીનો ક્ષેત્રજ્ઞ શોકમુક્ત હોય છે આવા જ્ઞાનીનો ક્ષેત્રજ્ઞ આત્મસ્વરૂપવડે પ્રકાશે છે ''-

अमानित्वमदभित्वमहिंसा क्षातिरार्जवम्।
आचार्योपासन शोच स्थैर्यमात्मविनिग्रह ॥ (१३-७)

इद्रियार्थेपु वैराग्यमनहकार एव च।
जन्ममृत्युजराव्याधिदु खदोषानुदर्शनम् ॥ (१३-८)

असक्तिरनभिष्वग पुत्रदारगृहादिपु।
नित्य च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिपु॥ (१३-९)

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणि।
विविक्तदेशसेवित्वमरतिर्जनससदि ॥ (१३-१०)

अध्यात्मज्ञाननित्यत्व तत्त्वज्ञानार्थदर्शनम्।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञान यदतोऽन्यथा॥ (१३-११)

મુમુક્ષુ દપતિ! હવે તમે મૃત્યુકાઠે છો એવુ તમારે સમજવુ ઘટે આ મનુષ્યદેહને એળે ગુમાવી દેવો યુક્ત નથી તમારે હવે જાણવાનુ છે તે એ છે કે જે જાણવાથી તમે સસારચક્રમા પાછા ન આવી પડો અને તમે અમૃતના ભોક્તા થાઓ એટલે મુક્ત થાઓ

તથા શોકમુક્ત બનો જાણવાનુ એકજ અનાદિમત્તાવાળુ પરમબ્રહ્મ જેને સત પણ નહીં અને અસત પણ નથી કહેવાતુ તે છે –

> ज्ञेय यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते।
> अनादिमत्पर ब्रह्म न सत्तन्नासदुच्यते॥ (१३-१२)

અગાઉ કહેવામા આવ્યુ છે કે–તે, સ્થુલરૂપોના પગોથી પગવાળુ, હાથોથી હાથવાળુ, માથાઓથી માથાવાળુ, મનોથી કાન વાળુ સર્વે શરીરોને વિષે છે અને સર્વને ઢાકી દઈને બહાર પણ રહેલુ છે અને તે સર્વે ઇન્દ્રિયોના ગુણોને આભાસ આપનારૂ છે, છતા ઇન્દ્રિયો વિનાનુ છે સર્વનુ ભરણપોષણ કરનાર છતા આસક્તિ-રહિત છે એ નિર્ગુણ છતા ગુણોને ભોગવનારૂં છે એ ચરાચર ઉપજેલાઓની અદર અને બહાર છે એનુ અધિકાધિક સૂક્ષ્મપણુ હોઇને જાણી શકાય નહીં તેવુ છે

આવુ છતા મોક્ષાર્થી સાધકો વડે ધ્યાનાવસ્થિત દશામા હૃદયમા દેખાય તેવુ છે સમાધિમા આત્માવડે અનુભવાય તેવુ છે જે શોધે છે તેને પાસેજ છે એના હૃદયને વિષે બુદ્ધિમા તે ગુપ્ત રહેલુ છે, છતા તેને દેખાય છે જે શોધતા નથી તેમનાથી એ કરોડો યોજન દૂર છે ॐ

> सर्वत पाणिपाद तत्सर्वतोऽक्षिशिरोमुखम्।
> सर्वत श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति॥ (१३-१३)
>
> सर्वेंद्रियगुणाभास सर्वेंद्रियविवर्जितम्।
> असक्त सर्वभृच्चैव निर्गुण गुणभोक्तृ च॥ (१३-१४)
>
> बहिरतश्च भूतानामचर चरमेव च।
> सूक्ष्मत्वात्तदविज्ञेय दूरस्थ चातिके च तत्॥ (१३-१५)

**અધ્યાય બારમો અને ત્યાગયોગ સંપૂર્ણ.**

# ❊ અધ્યાય ૧૩ મો ❊



## સંન્યાસ યોગ

મુમુક્ષુ દંપતિ! પરમબ્રહ્મના સ્વરૂપને સાંભળવું, સાંભળીને બીજાને કહેવું એ તો બહુ સહેલું છે, પણ એને અનુભવવું બહુ અઘરૂં છે. જુઓને એ બે માનવીઓમાં છેજ, છતાં જુદું જુદું હોય એમ પ્રતીત થાય છે, પણ એ જુદું નથીજ. બેઉ માનવીઓની અને બેઉની વચમાં, દૂર કે પાસે-બધે એ છેજ છે. ભલે એ તમારાથી દેખાતું નથી, પણ જરૂર છે. ભલે એ બતાવી શકાતું નથી, છતાં એ છેજ. સર્વે ઉપજેલાંનુ એ ભરણપોષણ કરે છે. સમયે સમયે એ સર્વેને ઉપજાવનારૂં છે સર્વે જ્યોતિઓને એ જ્યોત આપનારૂં અને અંધકારથી એટલે અજ્ઞાન અને અવિદ્યાથી ઉત્તમ છે; કારણકે તે સ્વયં જ્ઞાનસ્વરૂપ અને ઓળખવા અને પામવા યોગ્ય છે. 'હું આત્મા છું' એવા સ્વસ્વરૂપ જ્ઞાનવડે એ અનુભવી શકાય છે અને સર્વેના હૃદયમાં બુદ્ધિરૂપ ગુહામાં ઢંકાયેલુ પ્રતીત થતું સમજી શકાય છે -

> अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
> भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ (१३-१६)
> ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
> ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ (१३-१७)

જે કોઇને પોતાનામાં ઇશ્વરીભાવ આણ્યો હોય તેણે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનુ તથા જાણવાલાયક પરમબ્રહ્મનુ રૂપ બહુ સારીરીતે સમજી લેવું ઘટે. શ્રીકૃષ્ણ કહે છે કે મારો ભક્ત એને સમજી લીધા પછીજ પરમાત્મભાવને પામે છે":-

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते॥ (१३-१८)

પ્રકૃતિ અને પુરુષ બેઉ અનાદિજ છે નાશવત તો વિકારો, ગુણો, નામો અને રૂપો છે ભલે જોકે તેઓ પ્રકૃતિવડે ઉપજેલા હોય છે, તેમને માયા-પ્રકૃતિ-એવા નામો આપીને બોલનારા મોટી ભૂલ કરે છે. પરમાણુરૂપે પ્રકૃતિ અક્ષર છે, પણ એ લય થવાના સ્વભાવવાળી છે અક્ષર તો એક પરમબ્રહ્મતત્વજ છે પ્રકૃતિ સ્વભાવમાથી ભલે ઉપજે છે, છતા એ સમાય પણ તેમાજ છે સ્વભાવ કહો, પ્રકૃતિ કહો-એને પરમબ્રહ્મથી જુદુ પાડી શકાય તેમ નથી શુ અગ્નિથી ઉષ્ણતાને જુદી પાડી શકાયે કે? ઉષ્ણતા એ અગ્નિનો સ્વભાવ છે -

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृति संभवान्॥ (१३-१९)

ક્રિયા કરનારી થવુ, કરવુ, કરાવવુ અને કાર્યરૂપ થવુ એ પ્રકૃતિનો ગુણ છે અને સુખદુખને ભોગવવુ એ પુરુષનો ગુણ છે કારણકે એ પ્રકૃતિના ગાઢ સબધમા છે. પરન્તુ વેદાત વિસ્મૃત થાય તેવુ છે પોતાને અકર્તા માનવો એ સમજમા આવવુ બહુ મુશ્કેલ છે અભિમાનથી 'હુ કરીશ, મે' કર્યું', આ મારૂ છે' એમ બોલ્યા વિના માનવી રહેતો નથી જોકે હજારો વખત એણે સાભળ્યુ હોય કે 'હુ આત્મા છુ, આત્મા અકર્તા છે અને સર્વે કર્મો પ્રકૃતિજ કરે છે' છતા આ સત્ય એ તરત ભૂલી જાય છે -

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति॥ (१३-२९)

ઉપજેલાંમાત્રને અને સર્વે શરીરોને તથા સર્વે નામરૂપોને -બધાંને-જુદાંજુદાંને- પરમબ્રહ્મના એકચતુર્થાંશ ભાગને રોકેલો સમજાય ત્યારેજ સમજી શકાય તેમ છે કે 'જેમ સાગરમાં જળચરો ઉપજે છે, તેમ આપણે બધાં પરમબ્રહ્મથી ઉપજીને તેનાજ આશ્રયમાં છીએ' અને ત્યારેજ એ સ્વરૂપની મહત્તાને આપણે સમજી શકીએ અને પામી શકીએ છીએઃ-

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ (१३-३०)

પરમબ્રહ્મજ પોતે માયાવડે પરમાત્મા થાય છે. એના અનાદિપણાને લીધે, નિર્ગુણપણાને લીધે એ પરમાત્મા અવિકારી છે. શરીરમાં રહેલો છતાં, નથી એ કાંઇ કરતો અને નથી એ લેપાતો. અલબત્ત, મૂર્ખાઓને એ કરતો, લેપાતો વગેરે દેખાય છેઃ-

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ (१३-३१)

આકાશ પોતાના સૂક્ષ્મપણાના કારણે સર્વે સ્થાનોમાં છે, છતાં કોઇનાથી એ લેપાતું નથી, તેમ આત્માનું આકાશથી પણ અધિક સૂક્ષ્મપણું હોવાથી એ દેહમાં હોવા છતાં લેપાતો નથીઃ-

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ (१३-३२)

જેમ સૂર્ય એક હોવા છતાં આ બધા લોકને પ્રકાશ આપે છે, તેમ ક્ષેત્રને અને બધાંને, એ ક્ષેત્રજ્ઞ ચલાવે છેઃ-

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ (१३-३३).

જેઓ જ્ઞાનચક્ષુવડે ક્ષેત્રના અને ક્ષેત્રજ્ઞના અંતરને તેમજ ભૂતોના અને પ્રકૃતિના અંતરને તથા મોક્ષના સ્વરૂપને સમજે છે તેઓ પરમબ્રહ્મને પામે છે

મુમુક્ષુ દંપતિ! તમે શરીરના અને આત્માના અંતરને અગાઉ સમજી ગયા છો. અહીં શરીર-ક્ષેત્ર અને આત્મા-ક્ષેત્રજ્ઞ કહેવાનો હેતુ સાધનાની સરળતા માટે છે પ્રકૃતિના અને ગુણોથી ઉપજતાં નામ-રૂપમાત્રના અને શરીરના અંતરને કહેવાનો હેતુ પણ તેવોજ છે ક્ષેત્રજ્ઞના-ક્ષેત્રની સાથેજ સંગવડે બંધનના અને અસંગવડે મોક્ષના સ્વરૂપને સમજાવવાનો હેતુ પણ સાધનાની સરળતા માટેજ છે–

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ (१३–३४)

મુમુક્ષુ દંપતિ! ક્ષેત્રનો સાક્ષી એવો, જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવ્યો તે આત્માજ છે, અને એ આત્માજ તમે છો આત્મા શોકમુક્ત છે અને તમે નથી એનું કારણ પ્રકૃતિના ગુણો સાથે તમારો સંગ છે, એવું તમને સમજાયું છે પરન્તુ અર્જુનની સમજમાં નથી આવ્યું, તે તમારી સમજમાં ક્યાંથી આવે?

"ગુણો સાથે પુરુષનો સંગ કેમ? ગુણોથી પુરુષનું બંધાવું કેમ? ગુણોથી પુરુષનું છૂટવું કેવીરીતે થાય? ગુણોથી મુક્ત હોય તેનાં લક્ષણો કેવાં હોય"–આ બધું જાણવાની તમને આકાંક્ષા થવાનીજ.

"પ્રકૃતિનું અને પ્રકૃતિના કાર્ય-તમારા ક્ષેત્ર આ શરીરનું સામર્થ્ય કેવું હશે? પ્રકૃતિના ગુણો કેટલા? ગુણોના સંગનું અને અસંગનું ફળ શું?" આ બધું તમારે એકાવનમાં વર્ષની શરૂઆતથીજ જાણી લેવું ઘટે, કારણકે તમારે સાઠ વર્ષની વય

સુધીમાં દુન્યવી તૃષ્ણાનો ત્યાગજ કરવાનો છે. ત્યાગ' વિના અને સંન્યાસ વિના મોક્ષ મળેજ નહીં, એવું તમે આરંભથીજ સાંભળ્યું છે, અને હવે તમારે તેને આચરણમાં મૂકવાનું છે.

બધાં જ્ઞાનોથી ઉત્તમ જ્ઞાન તમને હમણાં મેળવવાનું કહ્યું તે છે, જે મેળવીને સર્વે મુનિઓ અહીંથી ઉત્તમ સિદ્ધિને સંપાદન કરીને પરમપદને પામ્યા છે. આ જ્ઞાનનો આશરો કરીને શ્રીકૃષ્ણ કહે છે કે "હું-પરમાત્માના જેવા જેઓ થયેલા હોય છે તેઓ પ્રલય સમયે અને પ્રલય પછીની સૃષ્ટિના આરંભમાં પણ જન્મતા નથી અને સૃષ્ટ્યારંભના પૂર્વે થયેલા પ્રલય સમયે પણ તેમને કોઈ દુઃખ કે શોક થયેલાં હોતાં નથી"—

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ (૧૪-૧)

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ (૧૪-૨)

મુમુક્ષુ દંપતિ! શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે "હું પરમબ્રહ્મ છું. જેમ એક પુરુષ, પત્નીમા ગર્ભનું સિંચન કરે છે તેમ સ્વભાવથી ઉત્પન્ન થયેલી પ્રકૃતિ જેને મહદ્બ્રહ્મ કહેવામાં આવે છે તેમાં સૃષ્ટિ થવાના સંકલ્પરૂપ તેજ યા બળ, મારા વડે આવે છે; તેથી એમ કહેવાય છે કે તેનામાં હું-બ્રહ્મ ગર્ભ મૂકું છું. એ ગર્ભથી સર્વે ભૂતોની ઉત્પત્તિ થાય છે. આ ગર્ભ ભવિષ્યમા થવાના વિશ્વના અત્યંત સૂક્ષ્મ પરમાણુઓનો એક સમૂહ છે. એ ગર્ભ કેટલાક સમય પછી અંડાકૃતિ થાય છે અને એ અંડાકૃતિને બ્રહ્માંડ કહેવામાં આવે છે. આ બ્રહ્માંડ દેવોનાં એક હજાર વર્ષો વીત્યા પછી ફાટે છે અને તેમાંથી હજારો સૂર્યોના પ્રકાશવાળો પુરુષ ઉપજે છે, જેને હિરણ્યગર્ભ કહે છે. આમ દર એકમાંથી બે અને દર બેના મૈથુનથી

એક એવાં વિકાસ અને વૃદ્ધિ થવા લાગે છે અને એકમાંથી બીજું ઉપજે છે તે એકને પત્ની સમજવી. તે પત્નીમાં એનુ તેજ, વીર્ય, સંકલ્પ કે શક્તિ તે પરમબ્રહ્મથી ઉતરે છે અને તેથી પરમબ્રહ્મ સર્વના પિતા કહેવામાં આવે છે આ એક અદ્ભુત ખેલ છે. જેમ સૂરજ-પ્રકાશમા વીર્ય નિચન કરે અને તદ્દકાથી જેમ પ્રાણી, પદાર્થો, માનવીઓમાત્ર અકળાય છે અને ઠરી યા શાંતિ માટે પ્રવૃત્તમાન બની જાય છે, એવો આ ખેલ છે. આ દાખલામાં પ્રકાશ એ સૂર્યની પત્ની સમજવી ભગવાન શ્રીમુખે કહે છે કે-

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम्।
सम्भव सर्वभूताना ततो भवति भारत॥ (१४-३)

सर्वयोनिषु कौंतेय मूर्तय सम्भवति याः।
तासा ब्रह्म महद्योनिरहं बीजप्रद पिता॥ (१४-४)

મુમુક્ષુ દંપતિ! સત્વ-રજ-તમ-આ ત્રણ નામોવાળા ત્રણ ગુણોને પ્રકૃતિ ઉપજાવે છે આ ત્રણ ગુણો તમને-દેહમા દેહીને-બાંધે છે જીવ-દેહી-શરીરી-ક્ષેત્રજ્ઞ અને આત્મા એ બધા નામો તમારા-દેહમા રહેલા ચેતનના છે ચેતન પોતે વિકારી નથી, પણ ગુણોના સંગથી તે બધાય છે-

सत्त्व रजस्तम इति गुणा प्रकृतिसम्भवा ।
निबध्नति महाबाहो देहे देहिनमव्ययम्॥ (१४-५)

સત્વગુણ તમને સુખમાં જીવવાની ભાવનાવાળા બનાવે છે અને જ્ઞાનપ્રેમી બનાવે છે, કેમકે એ ગુણમા મળરહિતપણું છે, ઓજસપણું છે અને વિક્ષેપરહિતપણું તથા જડતારહિતપણું છે

રજોગુણ તમને મમતાવાળા બનાવીને ભિન્નભિન્ન તૃષ્ણાઓ સાથે બાંધે છે અને કર્મો કરવાની પ્રકૃતિવાળા બનાવે છે.

તમોગુણ તમને મોહ પમાડે છે પ્રમાદ-આળસ અને અનિદ્રા-વાળા યાને સ્વપ્ના આવ્યા કરે તેવા અને પથારીમા પડ્યા રહેનારા બનાવે છે આ ગુણ અજ્ઞાનમાથી ઉપજેલો છે, જે સર્વે દેહીઓને પતિત અવસ્થામા ઘસડીને પછાડી પાડે છે -

तत्र सत्त्व निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसगेन बध्नाति ज्ञानसगेन चानघ ॥ (१४-६)

रजो रागात्मक विद्धि तृष्णासगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसगेन देहिनम् ॥ (१४-७)

तमस्त्वज्ञानज विद्धि मोहन सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ (१४-८)

મુમુક્ષુ દપતિ! સત્વગુણ તમને વિષયસુખોના અભિલાષી બનાવે છે, રજોગુણ તમને કર્મોના ફળો મેળવવાની અભિલાષાવાળા બનાવે છે અને તમોગુણ તમને સ્વસ્વરૂપની વિસ્મૃતિવાળા બનાવીને પ્રમાદી, ભિખારી અને લાલચુ બનાવે છે, યાને ઉદ્યમ કર્યા વિના ભોગવિલાસી બનાવે છે-

सत्त्व सुखे सजयति रज कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तम प्रमादे सजयत्युत ॥ (१४-९)

કોઇને સમજી પણ શકાય નહીં એવીરીતે રજોગુણ અને તમોગુણને દબાવી દઇને સત્વગુણ બળવાન બને છે અને એ બેઉ ગુણોને પોતાના સહાયક અગો બનાવે છે રજોગુણ કોઇક વખતે સત્વગુણ અને તમોગુણને દબાવીને બળવાન બને છે અને એ બેઉને પોતાના સહાયક અગો બનાવે છે અને કોઇક વખતે સત્વગુણ તેમજ રજોગુણને દબાવીને તમોગુણ બળવાન બને છે અને એ બેઉ ગુણોને પોતાના સહાયક અગો બનાવે છે

જેવા થાઓ છો. જે મુમુક્ષુ સાધક પૂર્વોક્ત ત્રણે ગુણોથી ઉત્તમ બને છે, એમના સંગ વિનાનો બની જાય છે અને આસક્તિરહિત થાય છે ત્યારેજ તે જન્મમરણ અને વૃદ્ધાવસ્થાના દુઃખોથી છૂટીને મોક્ષને પામે છેઃ-

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम्॥ (१४-१६)

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥ (१४-१७)

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः॥ (१४-१८)

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति॥ (१४-१९)

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान्।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ (१४-२०)

મુમુક્ષુ દંપતિ! "પાપ વિનાનું હૃદય, કોઇને ડર ન લાગે તેવું વર્તન, શ્રવણ-મનન-નિદિધ્યાસન-જ્ઞાનપ્રાપ્તિ માટે કરવાની ટેવ, દાનેશ્વરીપણું, ઇન્દ્રિયો પર કાબુ, પરમેશ્વર માટે થતાં કર્મો, રોજ વિદ્યાભ્યાસની ટેવ, તપ, વાણી અને આચરણની એકરૂપતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, બીજાંના મર્મને ઉઘાડો ન પાડવાપણું, દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, ચંચળતારહિતપણું, તેજ, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, નિરાભિમાનીપણું" વગેરે સદ્‌ગુણો પૂર્વજન્મના અધિક પુણ્યથી આ જન્મમાં સાત્વિકતાપૂર્ણ જન્મેલાં માનવીઓમાં હોય છે. શ્રીભગવાનનો એજ મત છે કેઃ-

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्॥ (१६-१)

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम्।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम्॥ (१६-२)

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता।
भवंति संपदं दैवीमभिजातस्य भारत॥ (१६-३)

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કડવાં વચનો બાલવાની ટેવ, અજ્ઞાન વગેરે દુર્ગુણો પૂર્વજન્મના દુરાચરણથી આ જન્મમાં રાજસતામસપૂર્ણ જન્મેલાં માનવીઓમા હોય છેઃ-

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम्॥ (१६-४)

સાત્વિકતાપૂર્ણ જન્મેલાં માનવીઓના પૂર્વોક્ત ગુણો તેમની દૈવીસંપત્તિ કહેવાય છે. એ સંપત્તિ મોક્ષને ઉપકારક છે અને રાજસતામસપૂર્ણ જન્મેલાં માનવીઓના પૂર્વોક્તો ગુણો તેમની આસુરી સંપત્તિ કહેવાય છે, જે સંપત્તિ બંધનને કરાવનારી છે પણ "તું તો દૈવીસંપત્તિવાળો છું. તારે શોક કરવો યોગ્ય નથી" એવું અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું છે, એ યથાર્થ છે.

મુમુક્ષુ દંપતિ! અર્જુન પ્રત્યેના આવા કથનનો ભાવ તમારે એવો સમજવાનો છે કે જેમ અર્જુનને યુદ્ધના પરિણામનો શોક થાય છે, તેમ તમને લોભ-કામ-ક્રોધના ત્યાગના પરિણામનો શોક થાય છે. "જ્યારે કામ-ક્રોધને તજીએ તો પછી ઘરવ્યવહાર કેમ ચાલે? પરણ્યાં શું કરવા? આવા ત્યાગના પરિણામે 'ગરીબકી જોરૂ સબકી ભાભી'-કહેવત પ્રમાણે આડોશીપાડોશી અને સંબંધમાં આવતાં માનવીઓ દાબી કચરી નાંખે અને જીવવા પણ ન દે તો?"

આવી તમને શંકા થયા કરે. આનો ઉત્તર સ્પષ્ટ સમજી શકાય તેવો છે. તમે આવા પ્રકારનો વાર્તાલાપ સાંભળ્યો છે કે–" આ શરીર તમને મળ્યું છે તે શોક મટાડવાને માટે અને આનંદ માણવાને માટે અને તે પણ પ્રારબ્ધવશ થઇને જે આવી મળે તે વડે સંતોષ પામીને તમારામાં પરમાત્મભાવ લાવવાને માટે. મનોરથો કરીકરીને પ્રવૃત્તિને વધારી મૂકીને શ્રમ કરવા અને બીજાનું પ્રપંચવડે છીનવી લેવાને માટે નહીં. પ્રમાણિક ઘરધંધો નિર્વાહ માટે કરીને બાકીના વખતમાં આત્મોન્નતિને માટે, સાધનો કરવાને માટે, તમારે તમારા માનવદેહનો ઉપયોગ હાથમાં નહીં લેતાં સરકારને ફરિયાદ કરવી ઘટે ":–

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव॥ (१६–५)

આ વિશ્વમાં દૈવી અને આસુરી–એવા બે વિભાગો પ્રકૃતિના છે. તેમને વિદ્યા અને અવિદ્યા પણ કહી શકાય ખરી. માનવીઓ પણ બે પ્રકારનાં–દેવ જેવાં, એટલે ભક્ત–સજ્જન–વિદ્વાન–પ્રેમી અને ઉદાર; અને બીજાં દેવ નહીં તેવા–અવિદ્વાન–અભક્ત–અસજ્જન–દુષ્ટ–અભિમાની–અનમ્ર–ક્રૂર–લોભી અને તમને જેનાથી તમારાં જાનમાલનો ભય લાગે તેવાં–રાક્ષસ જેવાં, જેમના ઉપર તમને પ્રેમ ન થાય તેવા–તમે તેમનાથી દૂર રહેવા ઇચ્છો છો તેવાં. આવો આસુરભાવ તમારામાં ન આવે અને તમારી શોકમુક્તિ ન બગડે એટલા માટે એને સમજી લેવો ઘટે. દૈવીભાવ તો તમને વિસ્તારથી કહ્યો છે:–

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु॥ (१६–६)

પૂર્વોક્ત આસુરીભાવવાળા માનવીઓને કેવા કર્મો માટે પ્રવૃત્તિ કરવી અને કેવા કર્મો માટે ન કરવી અને નિવૃત્ત રહેવુ તેની બીલકુલ ગમ હોતી નથી. નથી હોતુ તેમને તન-મન-ધનની પવિત્રતા રાખવાનુ જ્ઞાન, નથી તેમને હોતુ સદાચારનુ જ્ઞાન અને નથી તેમને હોતુ સત્યવાણી અને કર્મના વ્યવહારની સુસગતતા રાખવાનુ જ્ઞાન –

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुरा ।
न शौच नापि चाचारो न सत्य तेषु विद्यते ॥ (१६-७)

આવા અસુરોમા દયા-તપ-સત્ય-શૌચ હોતા નથી એથી એઓ સત્યપરાયણ હોતા નથી

"અસત્યપરાયણ હોવાથી જગતને પણ જૂઠું, વેદ અને વેદમા કહેલા ધર્મો પણ જૂઠા અને કામનાથી મળતા અનેકાનેક શરીરોની વાત પણ જૂઠીજ લાગે છે તેમને ધર્માધર્મ જેવુ કશું છેજ નહીં તેઓ હ મેશા આવુ બોલનારા હોય છે કે-"જગતની વ્યવસ્થા ઇશ્વર કરતો નથી ઈશ્વરને અને જગતને કશો પણ સબધ નથી, વગેરે" વળી તેમના મનમા આવુજ મિથ્યા અજ્ઞાન ઘોળાયા કરે છે કે-સ્ત્રીપુરુષના સયોગથી સર્ગ થાય છે અને કામથીજ આખા વિશ્વની અને સૃષ્ટિની ઉત્પત્તિ છે કામ વિના ચાલેજ કેમ? "દરેક માનવીઓએ કામનાને વધારવી જોઈએ" એવુ મતવ્ય આગળ ધરીને એઓ લોકોમા અજ્ઞાન અને ઘેલછા ફેલાવે છે આ દૃષ્ટિને અવલબીને ઓછી બુદ્ધિવાળા એ આસુરી માનવીઓ એહચા અને હણાયલા ચિત્તવાળા ઉગ્રકર્મો કરીને જગતનુ અહિત કરનારા બને છે આ સંન્યાસયોગ જે તમને કહેવાય છે તે આવા થવાય નહીં એટલામાટેજ છે. ગેરૂઆ કપડા પહેરીને ભમતા ફરવાને માટે નહીંજ સાચા સંન્યાસી થવું કઠણ છે. સન્યાસી એટલે યોગી-દિનરાત શરીરના મૃત્યુસુધી સમાધિમાં રહેનારો.

असत्यमप्रतिष्ठ ते जगदाहुरनीश्वरम्।
अपरस्परसंभूत किमन्यत्कामहैतुकम्॥ (१६-८)

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धय।
प्रभवन्त्युग्रकर्माण क्षयाय जगतोऽहिता॥ (१६-९)

મુમુક્ષુ દંપતિ! જગત મિથ્યા છે, એવુ તમે પણ સાભળ્યુ હશે કેટલાક પુસ્તકોમા પણ તમે તેવુ વાચ્યુ હશે, પરન્તુ મિથ્યા કહેવાનો ભાવ જગતની એકજ રૂપતા કાયમ નહીં રહેતી હોવાથી, એનો પ્રલય થતો હોવાથી અને એ પાછુ પૂર્વે હતુ તેથી ભિન્નાકૃતિવાળુ ઉપજતુ હોવાથી એને સાધનાની સુલભતા માટે એક પ્રપચનુ રૂપક આપીને મિથ્યા સમજાવ્યુ છે જગતનુ મૂળ પ્રકૃતિ છે પ્રકૃતિને અસત્ય કહેવાય નહીં અને એના કાર્યને પણ અસત્ય કહેવાય નહીં પ્રકૃતિનુ કાર્ય શરીર છે, જેવડે પરમપદપ્રાપ્તિના સાધન થઈ શકે છે લોકો શોકમુક્તિ માટે સાધન કરતા બધ થઈ જાય અને જગતમા અશાતિ ફેલાય અલબત્ત આ વિશ્વને "અશ્વત્થ"=આવતીકાલે નહીં રહેનારૂ એવુ જે ઝાડનુ રૂપક આપેલુ છે, તેથી એની અનીશ્વરતા, નાસ્તિકતા અને શોકમગ્નતા માનવીઓમા ઉદ્ભવવાનો અવકાશ રહેતો નથી જે બોધ જગતને "અશ્વત્થ" કહે છે તે પરમાત્માનુ કથન આ પ્રમાણે છે કે-"જેનુ મૂળ સૌથી શ્રેષ્ઠ, સૌથી સૂક્ષ્મ અને સૌથી ઉચ્ચ શક્તિવાળુ છે, જેની શાખાઓ નીચી અને નિકૃષ્ટ છે, વેદના છદો જેના પાદડા છે, જે શારીરિક ભોગો માટે રૂચિ ઉત્પન્ન કરીને કર્મો કરવાની લાલચ આપે છે, એવા આ વડના ઝાડ જેવા એ વૃક્ષરૂપ અશ્વત્થને જે ઓળખે છે, તે વેદનો જાણકાર કહેવાય છે, કારણકે તે સસારવૃક્ષ છે સસારનો નાશ થતોજ નથી" ઊ જુઓ શ્રી ભગવાન કહે છે કે –

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥ (१५-१)

અધ્યાય તેરમો સંપૂર્ણ.



## * અધ્યાય ૧૪ મો *

મુમુક્ષુ દંપતિ! "અશ્વત્થ" એટલે આવતી કાલે નહીં રહેનાર, એવા આ સંસારવૃક્ષને વડના વૃક્ષ સાથે સરખાવવું એ સુસંગત થાય છે. પીપળો કે પીપળીની ઉપમા એ સંસારવૃક્ષને સુસંગત બીલકુલ થતી નથી. આ અશ્વત્થ-સંસારવૃક્ષની શાખાઓ ઉપર અને નીચે ફેલાયલી છે. આ સંસારવૃક્ષની શાખાઓ અને ઉપ-શાખાઓ રૂપ પાપપુણ્યનાં કર્મોથી ઉપજેલાં શરીરો દશે દિશાઓમાં ફેલાયલાં છે, એવું સમજવું. આ વૃક્ષ ગંદું-મલીન-કદરૂપું છે, છતાં વેદોના છંદો જે પૂર્વે વર્ણવ્યા તે પાંદડાંરૂપ થઇને તેને શોભીતું બનાવી રાખે છે. આ સંસારવૃક્ષ ચૌદલોકોમાં વહેંચાયલું વર્ણવવામાં આવ્યું છે. પાતાળથી બ્રહ્મલોક સુધી ચૌદલોકો ગણાયા છે. મધ્યમાં મર્ત્યલોક આવેલો છે. તેમાં દેહધારી માનવજીવો ખીચોખીચ ફેલાયલા છે. સત્વ-રજ-તમ-ત્રણે ગુણોથી ઉત્પન્ન થતા વિષયોરૂપી અંકૂરો-કૂંપળો એ ઝાડને ફૂટ્યાજ કરે છે. એ સદાય લીલું રહે છે, સૂકાતું નથી. મનુષ્યલોક આ ઝાડનું ઉંડું પ્રસરેલુ દૃઢ મૂળ છે, તે મનુષ્યોને કર્મના બંધનથી બાંધીને સંસારવૃક્ષ પરથી ઉતરવા દેતું નથી. સંસાર એટલે એક શરીરમાંથી બીજામાં, ત્રીજામાં, ચોથામાં-એમ અનેકાનેક શરીરમાં જવાની સંસરણ નામની ક્રિયાઃ-

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥ (१६-८)

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ (१६-९)

મુમુક્ષુ દંપતિ! જગત મિથ્યા છે, એવુ તમે પણ સાભળ્યુ હશે કેટલાક પુસ્તકોમા પણ તમે તેવુ વાચ્યુ હશે, પરન્તુ મિથ્યા કહેવાનો ભાવ જગતની એકજ રૂપતા કાયમ નહીં રહેતી હોવાથી, એનો પ્રલય થતો હોવાથી અને એ પાછુ પૂર્વે હતુ તેથી ભિન્નાકૃતિવાળુ ઉપજતુ હોવાથી એને સાધનાની સુલભતા માટે એક પ્રપચતુ રૂપક આપીને મિથ્યા સમજાવ્યુ છે જગતનુ મૂળ પ્રકૃતિ છે, પ્રકૃતિને અસત્ય કહેવાય નહીં અને એના કાર્યને પણ અસત્ય કહેવાય નહીં પ્રકૃતિનુ કાર્ય શરીર છે, જેવડે પરમપદપ્રાપ્તિના સાધન થઈ શકે છે લોકો શોકમુક્તિ માટે સાધન કરતા બધ થઈ જાય અને જગતમા અશાતિ ફેલાય અલબત્ત આ વિશ્વને "અશ્વત્થ"=આવતીકાલે નહીં રહેનારૂ એવુ જે ઝાડનુ રૂપક આપેલુ છે, તેથી એની અનીશ્વરતા, નાસ્તિકતા અને શોકમગ્નતા માનવીઓમા ઉદ્ભવવાનો અવકાશ રહેતો નથી જે બોધ જગતને "અશ્વત્થ" કહે છે તે પરમાત્માનુ કથન આ પ્રમાણે છે કે-"જેનુ મૂળ સૌથી શ્રેષ્ઠ, સૌથી સૂક્ષ્મ અને સૌથી ઉચ્ચ શક્તિવાળુ છે, જેની શાખાઓ નીચી અને નિકૃષ્ટ છે, વેદના છદો જેના પાદડા છે, જે શારીરિક ભોગો માટે રૂચિ ઉત્પન્ન કરીને કર્મો કરવાની લાલચ આપે છે, એવા આ વડના ઝાડ જેવા એ વૃક્ષરૂપ અશ્વત્થને જે ઓળખે છે, તે વેદનો જાણકાર કહેવાય છે, કારણકે તે સસારવૃક્ષ છે સસારનો નાશ થતોજ નથી" ૐ જુઓ શ્રી ભગવાન કહે છે કે-

ऊर्ध्वमूलमध शाखमश्वत्थ प्राहुरव्ययम्।
छदासि यस्य पर्णानि यस्त वेद स वेदवित्॥ (१५-१)

અધ્યાય તેરમો સપૂર્ણ.



## ❊ અધ્યાય ૧૪ મો ❊

મુમુક્ષુ દંપતિ! "અશ્વત્થ' એટલે આવતી કાલે નહીં રહેનાર, એવા આ સસારવૃક્ષને વડના વૃક્ષ સાથે સરખાવવુ એ સુસગત થાય છે પીપળો કે પીપળીની ઉપમા એ સસારવૃક્ષને સુસગત બીલકુલ થતી નથી આ અશ્વત્થ-સસારવૃક્ષની શાખાઓ ઉપર અને નીચે ફેલાયલી છે આ સસારવૃક્ષની શાખાઓ અને ઉપ-શાખાઓ રૂપ પાપપુણ્યના કર્મોથી ઉપજેલા શરીરો દશે દિશાઓમા ફેલાયલા છે, એવુ સમજવુ આ વૃક્ષ ગદુ-મલીન-કદરૂપુ છે, છતા વેદોના છદો જે પૂર્વે વર્ણવ્યા તે પાદડારૂપ થઈને તેને શોભીતુ બનાવી રાખે છે આ સસારવૃક્ષ ચૌદલોકોમા વહેચાયલુ વર્ણવવામા આવ્યુ છે પાતાળથી બ્રહ્મલોક સુધી ચૌદલોકો ગણાયા છે મધ્યમા મર્ત્યલોક આવેલો છે તેમા દેહધારી માનવજીવો ખીચોખીચ ફેલાયલા છે સત્વ-રજ-તમ-ત્રણે ગુણોથી ઉત્પન્ન થતા વિષયોરૂપી અકુરો-કૂપળો એ ઝાડને ફૂટ્યાજ કરે છે એ સદાય લીલુ રહે છે, સૂકાતુ નથી મનુષ્યલોક આ ઝાડનુ ઉડુ પ્રસરેલુ દઢ મૂળ છે, તે મનુષ્યોને કર્મના બધનથી બાધીને સસારવૃક્ષ પરથી ઉતરવા દેતુ નથી સસાર એટલે એક શરીરમાથી બીજામા, ત્રીજામા, ચોથામા-એમ અનેકાનેક શરીરમા જવાની સસરણ નામની ક્રિયા -

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥
(૧૫-૨)

આ વડના ઝાડ જેવા સંસારવૃક્ષરૂપ અશ્વત્થનું રૂપ જેવું અહીં જોઈ રહ્યાં છો તેવું એ નથી. નથી એનો અંત, નથી એનો આદિ કે નથી એની સ્થિતિ–ને એને કોઈ નથી જાણતું. આ અશ્વત્થનું મૂળ બહુબહુ ઉંડું, ન ઉખેડી કે ન તોડી શકાય તેવું છે–સિવાય કે તમે તદ્દન શારીરિકભોગો, ઇન્દ્રિયારામો અને વિષયાનંદોના સંગરહિત હો. અસંગરૂપ તરવાર યા કુહાડાથી ખોદી, કાપી અને તોડી નાખીને એ વૃક્ષને મૂળથી જમીનમાંથી ઉખેડી નાંખીને માનવદેહમાં આવ્યા પછી–તમારે તો જ્યાં ગયા પછી ફરીને આ સંસારમાં આવવાની ઇચ્છા થતી નથી અને આવવું પડતું નથી અને ત્યાંજ રહેવામાં સુખ અને આનંદ–પૂર્વે નહીં અનુભવેલાં અનુભવાય છે –એ પદ અને એ સ્થાનની શોધજ કરવી ઘટે. "જેનાથી આ પુરાણી સંસારપ્રવૃત્તિ ઉદ્દભવી અને ફેલાયલી છે, એ આદિપુરુષ મારૂ શરણું અને એ મારી શરણાગતિ સ્વીકારે" એવી હરદમ પ્રાર્થના તમારે કરવી ઘટે; યોગ્ય સાધનો કરવાં ઘટે:–

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा ॥
(૧૫-૩)

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥
(૧૫-૪)

મુમુક્ષુ દંપતિ! "તે પદ" પ્રાપ્ત કરવું એટલે પરમાત્મા જેવું થવું. જ્યાં ગયાથી પાછા નથી અવાતું યા આવવાની ઇચ્છા

થતી નથી, એ કથન એટલામાટે કહેવામા આવ્યુ છે કે મુમુક્ષુઓ પાકા યોગી બની જઇને ઉત્તમ કોટિના બ્રહ્મનિષ્ઠ થઇલા હોઈ ત્રણે શરીરોનો ત્યાગ થયા પછી, જેમ નદીઓ સમુદ્રમા સમાય છે, તેમ તેઓ પરમબ્રહ્માકાર થયેલા પરમબ્રહ્મમા સમાઈ જાય છે એ પદમા સમાઈ જવા તમે યત્ન કરવાને તૈયાર થાઓ! બ્રહ્મથી ભિન્ન તેમની હયાતિ રહેતી નથી આ પરમપદ છે તેને કૈવલ્ય કહેવામા આવ્યુ છે

આ પાકા યોગીઓ–માન, મોહ મટી ગયેલા, ધન–દારા–પુત્ર–મિત્ર–બ ધુના સ ગથી મુક્ત, નિત્ય આત્મામા તૃપ્ત, આન દ માણતા, કામના નષ્ટ થયેલા, સુખદુ ખના દ્વન્દ્વોથી મુક્ત, રાગદ્વેષ મુક્ત, જ્ઞાનીઓ–વિદ્વાનો–ત્યાગીઓ અને સ ન્યાસીઓ હોય છે આ પદ નિર્વિકારી, શુદ્ધ, બુદ્ધ, સુખરૂપ, નિત્ય અને પરમાન દી તથા પરમજ્ઞાની છે–

निर्मानमोहा जितसगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामा ।
द्वन्द्वैर्विमुक्ता सुखदु खसज्ञैर्गच्छन्त्यमूढा पदमव्यय तत् ॥ (૧૫–૫)

એ પદ એવુ છે કે જ્યા સૂર્યચન્દ્રના પ્રકાશની જરૂર નથી, તેમજ નથી જરૂર અગ્નિની એ પદ યાને તત્વ તો એવુ છે કે જે સૂર્યચન્દ્રને પ્રકાશ આપે છે અને અગ્નિને ઉત્તેજિત રાખીને ગરમી આપે છે અને તેથીજ એ ઉત્તમોત્તમ છે પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે "એને યાદ રાખો! તમારૂ પણ સાચુ શાન્તિનુ સ્થાન તેજ છે ત્યા ગયેલાઓને પાછુ સ સારમા આવવુ પડતુ નથી એ પદ મારૂ છે'

न तद्भासयते सूर्यो न शशाको न पावक ।
यद्गत्वा न निवर्तते तद्धाम परम मम ॥ (૧૫–૬)

તમે અને હું પરમબ્રહ્મના-મારા અંશ છો, તે જીવલોકમા શરીરને વિષે જીવ થઇને રહેલા છો તમે સનાતન બ્રહ્મજ છો પરન્તુ તમે તમારૂં મન અને પાચ ઇન્દ્રિયો સહિત છ પ્રકૃતિના કાર્યો, તમારી પ્રકૃતિમા રહેલા, જે તમારા શરીરમા છે તેમનાથી આકર્ષાઓ છો ઇશ્વર છતા એમના આકર્ષણથી ઉચનીચ શરીરોમા તમે જાઓ છે જેમ વાયુ ગુલાબ કે સુખડના ઝાડમાથી પસાર થઇને તે તે ઝાડોની ગંધ લઇને પ્રસરે છે, તેમ તમે મન વગેરેને તમારી સાથે લઈ સંસરણમા પડો છો અને તમારી જ્ઞાનેન્દ્રિયો -આંખ, કાન, જીભ, નાક તથા ચામડી અને છઠ્ઠા મનમા પ્રવેશીને તમે વિષયોને સેવો છો આ વાત તમે અગર બીજા-તમારા શરીરમાથી નીકળેલા જીવને અને બીજા શરીરમા પ્રવેશેલા જીવને જોતા જાણતા સમજતા નથી એવી છે એવુ પણ તમારા સમજવામા આવતુ નથી કે એ જીવ સત્વ-રજ-તમાદિ ગુણોનો સંગી, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના અર્થોને ભોગવે છે એ જીવ જ્ઞાનરૂપી ચક્ષુવડે દેખાય છે યોગીઓથી અને જ્ઞાનીઓથી મૂર્ખાઓનો આ વિષયમા જરાયે ચંચુપાત થતો નથી અને તેથી તેઓને એ જીવ દેખાતો નથી મૂર્ખાઓ કદાચ શંકા કરે કે-"જીવ પણ બ્રહ્મ છે અને યોગી પણ બ્રહ્મ છે તો કોણ બ્રહ્મ જીવને જુએ છે? તમે જીવને તો આત્મા કહો છો, તો શું આત્મા જીવને જુએ છે?" આવી શંકાઓ અણઆવડત અને અજ્ઞાનભરી હોઈ એને કોઈ સ્થાન નથી હવે ઉપર જે જ્ઞાનચક્ષુ કહેવામા આવ્યા, તેનો અર્થ એ થાય છે કે-"હું આત્મા છુ, દશ્યમાન માત્ર આત્મા છે અને આત્મા-જીવ-એ પરમાત્મા છે, એવી દષ્ટિ" ઉપર મુજબની મતલબનુ શ્રી ભગવાન કહે છે કે-

ममैवांशो जीवरोके जीवभूत समातन ।
मन पष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ (१५-७)

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात्॥ (૧૫-૮)

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते॥ (૧૫-૯)

उत्क्रामंतं स्थितं वापि भुंजान वा गुणान्वितम्।
विमूढा नानुपश्यंति पश्यति ज्ञानचक्षुषः॥ (૧૫-૧૦)

જે યોગી પરમપદ પામવાની કોશિષ કરનારો હોય છે તે-એ જીવ બનેલા પરમાત્માના અંશને પોતાના શરીરની મધ્યમાં અંતઃકરણના એક ઉત્તમોત્તમ અવયવ-બુદ્ધિમાં સ્થિત થયેલો જુએ છે. સત્કર્મોને નહીં કરનાર અને અકર્મી, પ્રમાદી અને આળસુ, શ્રવણ કરનારો ખરો, પણ મનન-નિદિધ્યાસન નહીં કરનારો, અચેત હોવાથી એને દેખતો નથી શ્રીભગવાન કહે છે કેઃ—

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम्।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यत्यचेतस॥ (૧૫-૧૧)

"જેનાથી બધા જગતને પ્રકાશ મળે છે, એવા આદિત્યનું તેજ એ એનું પોતાનુ નથી, પણ એનામા 'હું છુ' અને એથી મારા પ્રકાશથી એ જગત બધાને પ્રકાશ આપે છે ચંદ્ર અને અગ્નિનુ પણ એમજ સમજવુ. પૃથ્વીમા મારૂ તેજ હોવાથી એ એ ઓજસવડે એ બધાને હું પૃથ્વીરૂપ થઇને ધારણ કરૂં છું; રસરૂપ સોમ બનીને સર્વે ઔષધિઓનુ પોષણુ હુ કરૂ છું; હુંજ વૈશ્વાનર નામનો અગ્નિ બનીને શરીરધારીઓએ કરેલા આહારને દેહમા પ્રવેશેલો હોઇને પ્રાણ અને અપાનરૂપ પણ થઇને ચૂસવાના, ચાટવાના, ચાવવાના, અને ગળવાના અન્નને હું પચાવુ છુ." આ વાત ભગવાને સ્વમુખે કહી છે. યાદ રાખો કે તમે શ્રીકૃષ્ણ પરમાત્માના અંશ છે, એ ભૂલશો નહીં—

यदादित्यगत तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ (१५-१२)

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधी सर्वा सोमो भूत्वा रसात्मक ॥ (१५-१३)

अह वैश्वानरो भूत्वा प्राणिना देहमाश्रित ।
प्राणापानसमायुक्त पचाम्यन्न चतुर्विधम् ॥ (१५-१४)

મુમુક્ષુ દપતિ ! શ્રીકૃષ્ણ યા પરમાત્મા તમે છો પરમાત્મા સર્વ દેહધારીઓના હૃદયમા રહેલા છે એનાથીજ માનવીઓને યાદદાસ્ત અને 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન ઉપજે છે અને અભક્તોને સ્વસ્વરૂપનુ અજ્ઞાન પણ પરમાત્માથીજ થાય છે વેદ પણ પરમાત્માજ છે અને વેદને જાણનાર પણ પરમાત્માજ છે —

सर्वस्य चाह हृदि सन्निविष्टो मत्त स्मृतिर्ज्ञानमपोहन च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥
(१५-१५)

આખા વિશ્વને બ્રહ્માડ કહેવામા આવે છે અને તેના ચૌદ વિભાગો—જીવોની પ્રકૃતિ અને શરીરોની રચના અનુસાર તેમના પ્રકારો પડેલા હોવાથી—લોકોની સજ્ઞાને પામ્યા છે, કેમકે એમા જીવો—શરીરધારીઓ રહે છે શરીરને પણ લોક કહેવામા આવ્યુ છે કારણકે એમા જીવ રહે છે આખા આ વિશ્વરૂપ બ્રહ્માડના જીવોના શરીરોમા ત્રણ પુરુષો છે પુરુષ એટલે જીવ અને શરીર એટલે પુર પુરમા રહે તે પુરુષ આવા શરીરરૂપી પુરીમા રહેલા ત્રણ પુરુષો બ્રહ્મવિદ્ યોગીને દેખાય છે એ ત્રણમાથી એક પુરુષ બીજા બે કરતા ઉત્તમ છે અને તે નિત્ય છે, એ પુરુષ તે પરમબ્રહ્મ —શુદ્ધ-બુદ્ધ મુક્ત શાત પરમતત્વ છે બીજા બેમા એક ક્ષર

અને બીજો અક્ષર–બેઉ બ્રહ્મના સ્વભાવનાં સ્વરૂપો છે. ક્ષર વ્યક્ત છે અને અક્ષર અવ્યક્ત છે. એક જડ અને બીજો ચેતન છે. ચેતનને અક્ષર કહ્યો તે લય થાય છે. ઉપજેલાં માત્રની સંજ્ઞા ક્ષર છે. ઉપજતું નથી પણ લય થવાના સ્વભાવવાળું હોવાથી એને અક્ષર કહ્યું છે. કેમકે તે ઉપજેલાંનું કારણ કૂટસ્થ-પ્રકૃતિ-સ્વભાવ છે. બેઉથી જેને ઉત્તમ કહ્યો તે પુરુષ પરમાત્મા છે. એ બધા વિશ્વની સંજ્ઞા ત્રિલોકી પણ કહેવાય છે; સ્વર્ગ–મૃત્યુ અને પાતાળ પણ કહેવાય છે. તેમાં ચૌદ લોકોમાં અને શરીરોમાં પ્રવેશીને એ પુરુષ–પરમાત્મા રહેલો છે અને પ્રવેશીને તેમને પોષે છે તથા ઈશ્વર એવું માયિક રૂપ કરીને બ્રહ્માંડ–વિશ્વને ઢાંકીને રહેલો છે.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते॥ (૧૫–૧૬)

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः॥ (૧૫–૧૭)

ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે "હું નાશવંત અને લયવંતથી પર–બીજો–ઉત્તમ છું. એ કારણથી લોકોમા, વેદોમાં અને સર્વે સત્તાવંતોમાં હું અધિકાધિક સત્તાવંત હોવાથી હું પુરુષોત્તમ કહેવાઉં છું. જે બ્રહ્મવિદ્ વિદ્વાનો મને પુરુષોત્તમ–સર્વના જાણકારને મને સર્વરૂપી, સર્વ કાંઈ, એક, અદ્વિતીય અને પૂર્વોક્ત અક્ષરથી અધિક એવો જાણીને ભજે છે તે માનવદેહમાં આવેલો જીવ કૃતકૃત્ય થાય છે. અલબત્ત, આ અતિગૂઢશાસ્ત્રને જાણીને "હું આત્મા છું" એવી બુદ્ધિવાળા થવું ઘટે છે."

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥ (૧૫–૧૮)

यो मामेवमसमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ (१५-१९)

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ (१५-२०)

મુમુક્ષુ દંપતિ ! સાઠ વર્ષની વયના માનવીઓને જાણવાનુંજ તમે સાંભળી રહ્યા છો. તમે ત્યાગ અને સન્યાસના બોધને સાંભળી રહ્યા છો. તમે હજી ગૃહસ્થ છો. યજ્ઞ-દાન-તપ-નિત્યનૈમિત્તિક કર્મો તો તમારે કરવાનાજ છે ભલે ઘરબ઼ધો તમે છોડ્યો અને કુટુંબકબીલા વગેરેનો સંગ છોડતા જાઓ છો, કારણકે તમે મોક્ષાર્થી છો, છતાં શાસ્ત્રના જ્ઞાનવડેજ વિધિને અનુસરીનેજ કર્મો કરવા જોઇએ, પણ અલ્પજ્ઞતાના કારણે શ્રદ્ધા હોવા છતાં એ વિધિને ઉલ્લંઘીને કર્મો કરવાનો સંભવ હોય છે, જેથી તમારે એ વિષય બરાબર જાણવો ઘટે. જુઓ ! પૂર્વે બે નિષ્ઠાઓ કહેવામાં આવી, તેમાં એક કર્મયોગની અને બીજી જ્ઞાનયોગની. આમ છતાં વિધિને અનુસર્યા વિના કેવળ શ્રદ્ધાથીજ કર્મો થઈ જાય તો તે સત્વગુણી, રજોગુણી કે તમોગુણી-કેવા કહેવાય એવો પ્રશ્ન જેમ અર્જુનને થયો હતો તેમ તમને પણ થાય તો એનો ઉત્તર પરમાત્મા શ્રીકૃષ્ણ આપે છે કે "એ નિષ્ઠામાં પણ ત્રણ ગુણો બહુ અગત્યનો ભાગ ભજવે છે. જેમ ગુણોના ત્રણ પ્રકારો છે તેમ શ્રદ્ધાના પણ ત્રણ પ્રકારો છે, જેને તમારે સાંભળવા ઘટે છે, કારણકે શ્રદ્ધા ઉપજે છે સ્વભાવમાંથી અંતઃકરણની રચના પ્રમાણે સર્વે માનવીઓની શ્રદ્ધા હોય છે. એવી શ્રદ્ધાવાળો બનીને જીવ આ શરીરમાં પુરુષ થઇને રહેલો છે." જુઓ -

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ (१७-१)

त्रिविधा भवति श्रद्धा देहिना सा स्वभावजा।
सात्विकी राजसी चैव तामसी चेति ता शृणु ॥ (१७-२)

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।
श्रद्धामयोऽय पुरुषो यो यच्छ्रद्ध स एव स ॥ (१७-३)

સાત્વિક શ્રદ્ધાવાળા માનવીઓ દેવનુ યજન કરે છે, રાજસ શ્રદ્ધાવાળા યક્ષો અને રાક્ષસોનુ યજન કરે છે અને તામસ શ્રદ્ધાવાળાઓ ભૂતો, પ્રેતો અને બીજાઓનુ યજન કરે છે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "શાસ્ત્રોમા ન કહેલુ હોય એવુ ઘોર તપ તપનારાઓ–દભ અને અહ કારથી ભરેલા તેમજ કામ અને રાગયુક્ત બનીને પચતત્વના બનેલા ભૂતસમૂહને નિર્બળ બનાવીને મને અત કરણમા રહેલાને પજવે છે એઓ બધા આસુરી નિશ્ચયોવાળા છે, એવુ સમજવુ ઘટે અત્રે યક્ષ અને રક્ષ ની વ્યાખ્યા સમજવા જેવી છે યક્ષ એટલે બળવાન અને રક્ષ એટલે જેનાથી જાનમાલનુ રક્ષણ કરવુ પડે તેવાઓ–રાક્ષસો, અને ભૂતપ્રેત એટલે અવગતિ પામેલા પૂર્વજો, જેમના શરીરો પારદર્શક અને ન દેખાય તેવા હોય છે –

यजते सात्त्विका देवा-यक्षरक्षासि राजसा ।
प्रेता-भूतगणाश्चान्ये यजते तामसा जना ॥ (१७-४)

अशास्त्रविहित घोर तप्यते ये तपो जना ।
दभाहकारसयुक्ता कामरागबलान्विता ॥ (१७ ५)

कर्षयत शरीरस्थ भूतग्राममचेतस ।
मा चैवात शरीरस्थ तान्विद्धयासुरनिश्चयान् ॥ (१७ ६)

મુમુક્ષુ દ પતિ ! હવે તો તમ રે તમારા ખોરાકમા ફેરફાર –તમારા જીવનની પાત્રીસ વર્ષની વય પછીથી જે કરવો ઘટે છે

તે, જો ન કર્યો હોય તો એકાવનમા વર્ષથી તો જરૂર કરી નાંખવો જોઈએ. પચે તેવા, આયુષ્ય વધારે તેવા, ભજન-યજનમાં પ્રીતિ વધારે તેવા, રસવાળા, શરીરને ટકાવે તેવા, ઘી દૂધવાળા, ખાધા પછી અકળામણ ન થાય તેવા, સત્વગુણને ટકાવી રાખે તેવા, સહેલાઈથી પચાવી શકાય તેવા ખોરાકો ખાવા જોઈએ. કડવા, ખારા, તૂરા, તીખા, લૂખા, ખોરાકો ન ખાવા જોઈએ. વાશી, રસવગરના બની ગયેલા-સૂકા, ગંધાઈ ગયેલા, સડેલા ઉચ્છિષ્ઠ અને ચરબી વિનાના પણ ખોરાકો ન ખાવા જોઈએ, કારણકે તે રાજસતામસ ગુણોને વધારનાર છે. રાજસતામસ ગુણોને વધારનારા ખોરાકો ખાવાથી, ઝાડા-ઉધરસ-દમ-જીર્ણજ્વર વગેરેના રોગી થઈ દુઃખશોકના ભોગી થવું પડે છે.

આમ જેમ આહારો તમને ત્રણ પ્રકારના કહ્યા તેમ યજ્ઞો -દાનો અને તપો પણ ત્રણત્રણ પ્રકારનાં છે, જે તમને હવે કહેવામાં આવશેઃ-

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु॥ (१७ ७)

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः॥
(१७-८)

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः॥ (१७-९)

यातयामं गतरसं पूति पर्युषितं च यत्।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम्॥ (१७-१०)

યજ્ઞોઃ-'હું ગૃહસ્થ છું, મારી પાસે પૈસા છે, મારે યજ્ઞ કરવોજ જોઇએ' એમ સમજીને ફળેચ્છારહિત વિધિપૂર્વક કરવામા આવે તે સાત્વિકયજ્ઞ કહેવાય છે, જ્યારે લોકોમા જાહેર થવાને માટે, ફળની ઇચ્છા રાખીને કરવામા આવતો યજ્ઞ ગજસીયજ્ઞ કહેવય છે, વિધિ વિના, મ ત્રોચ્ચાર વિના, દક્ષિણા દીધા વિના અને ભોજન જમાડ્યા વિનાના શ્રદ્ધા વગરના યજ્ઞો તામસ કહેવાય છે શ્રીભગવાનજ કહે છે કે -

अफलाकाक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते।
यष्टव्यमेवेति मन समाधाय स सात्त्विक ॥ (१७-११)

अभिसधाय तु फल दभार्थमपि चैव यत्।
इज्यते भरतश्रेष्ठ त यज्ञ विद्धि राजसम्॥ (१७-१२)

विधिहीनमसृष्टान्न मन्त्रहीनमदक्षिणम्।
श्रद्धाविरहित यज्ञ तामस परिचक्षते॥ (१७-१३)

દેવોનુ, બ્રાહ્મણોનુ, ગુરૂઓનુ, ભક્તોનુ તથા બ્રહ્મવિદ્ મહાત્માઓનુ પૂજન કરવુ, શરીરની બહારથી તેમજ અ તરથી પવિત્રતા -ચોકખાઈ રાખવી, મનમા મલીનતા ન રાખવી અને વાણી, અને વિચાર અને આચરણની એકરૂપતા રાખવી તથા અહિંસા બ્રહ્મચર્ય પાળવુ-એ શારીરિક તપ કહેવાય છે કોઇને ઉદ્વેગ ન કરે તેવુ, ગમે તેવુ, હિત કરનારૂ વચન બોલવુ અને શાસ્ત્રોનો અભ્યાસ કરવો-એ વાણીમયતપ કહેવાય છે મનમા આન દી રહેવુ, ઉપકારી કે અપકારી પ્રત્યે પક્ષપાત ન રાખવો, ધ્યાનપરાયણ રહેવુ, વિષયપ્રવૃત્તિને રોકવી, અ ત કરણને રાગદ્વેષ વિનાનુ બનાવવુ, મનની મોક્ષસાધ્યતાવાળી હાલત રાખવી-એ માનસિકતપ કહેવાય છે -

देवद्विजगुरुप्राज्ञपूजन शौचमार्जवम्।
ब्रह्मचर्यमहिंसा च शारीर तप उच्यते॥ (१७-१४)

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥ (१७-१५)

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते॥ (१७-१६)

શ્રેષ્ઠ શ્રદ્ધાવડે જે તપ કરવામાં આવે છે તેમાં પણ માનવીઓના ત્રણ પ્રકારો છે. ફળેચ્છા વિના તપ કરનારા માનવીઓનું તપ સાત્વિક, માનમરતબો મેળવવા દંભથી કરનારા માનવીઓનું તપ રાજસિક જે ચલાયમાન અને અચોક્કસ હોય છે, જ્યારે શત્રુનો વિનાશ કરવાને તેમજ પોતાને પીડા કરીને મૂર્ખતાવડે તપ કરનારા માનવીઓનું તપ તામસી કહેવાય છે—

श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते॥ (१७-१७)

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत्।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम्॥ (१७-१८)

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम्॥ (१७-१९)

"હું ગૃહસ્થ છું, મારા મનની મલીનતા માટે અને પ્રભુપર પ્રેમ થાય તથા શોકમુક્ત અને સંસારબંધમુક્ત થઈને મને નિર્વાણ શાંતપદ મળે એટલા માટે મારે દાન આપવુંજ જોઈએ" એમ સમજીને સામો ઉપકાર ન કરી શકે તેવાને દેશ-કાળ અને પાત્ર જોઈને જે દાન આપવામાં આવે છે તે સાત્વિક દાન કહેવાય છે, જ્યારે સામો ઉપકાર મેળવવાને, ફળને, ઇચ્છીને, અતિલોભ કરીને જે દાન આપવામાં આવે તે રાજસ દાન તથા દેશ-કાળ-પાત્રનો વિચાર કર્યા વિના, અનાદર કરીને, અવજ્ઞા કરીને, વિવેકવિધિ વિના જે આપવામાં આવે તે દાન તામસ કહેવાય છે.

दातव्यमिति यद्दान दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दान सात्त्विक स्मृतम् ॥ (१७-२०)
यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुन ।
दीयते च परिक्लिष्ट तद्दान राजस स्मृतम् ॥ (१७-२१)
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञात तत्तामसमुदाहृतम् ॥ (१७-२२)

અધ્યાય ચૌદમો સંપૂર્ણ.



## ❋ અધ્યાય ૧૫ મો ❋

મુમુક્ષુ દંપતિ! કોણજાણે ક્યારે કાળ આવશે? બાળકો,
યુવાનો અને પ્રૌઢાના શરીરો અકાલે છૂટી જાય છે તો તમે તો
વૃદ્ધો થયા છો તમારા શરીરનો એક ઘડી પણ ભરોસો ન રાખી
શકાય તેમ છે તો હવે તમારે ભક્તિ સાથે ફળેચ્છારહિત સત્કર્મો
કરતા-અત કરણમા મોક્ષેચ્છા માટે જ્ઞાન અને બ્રહ્મનિષ્ઠા વિના
બીજુ કશુ આણવુ ન ઘટે "ૐ-તત્ સત્" આવા ત્રણ નામો
પરમબ્રહ્મના છે, પવિત્ર કરનારાં છે, તેમનુ ઉચ્ચારણ ઉત્તમકોટિનુ
પ્રાયશ્ચિત્ત છે કરોડો પાપોને ભસ્મ કરનારા એ ત્રણે બ્રહ્મના નામો
સમાન બીજુ કશુ પવિત્રતાની સરખામણીમા આવતુ નથી અને
એટલાજમાટે બ્રહ્મવાદીઓએ એનુ વિધાન, 'યજ્ઞ-દાન-તપ એવી
ત્રણ ક્રિયા કરતી વખતે ૐ બોલવુ' એવુ વિધાન કર્યું છે યજ્ઞ
-દાન-તપની જુદાજુદા પ્રકારની ક્રિયા ચિત્તશુદ્ધિના ફળની ઇચ્છા
કરીને મોક્ષાર્થીઓ તત્ બોલે એવુ વિધાન પણ તેમણે કર્યું છે
સત્ભાવથી, સાધુભાવથી, યજ્ઞ-દાન-તપની ક્રિયાઓ સમયે સત્
બોલવાનુ વિધાન પણ એ બ્રહ્મવાદીઓએજ કર્યું છે -

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ (१७-२३)

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ (१७-२४)

तदित्यनभिसन्धाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ (१७-२५)

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ (१७-२६)

શ્રૌતસ્માર્ત યજ્ઞ વિષે, શારીરિક વગેરે તપ વિષે અને કન્યાદાન વગેરે દાન વિષે જે જે કર્મ કરવામાં આવે તે તમામ અને તેમને વિષે 'સત્' ની સ્થાપના છે, માટે 'સત્' એવું ઉચ્ચારણ કરવામાં આવે છે. આ ક્રિયાઓ કરવામાં ભૂલચૂકે કાંઈ દોષ રહી જાય તો તેના વારણ તરીકે 'સત્' એમ બોલાય છે. સત્-એ પરમેશ્વરનું નામ છે. પરમેશ્વર માટે કર્મ કરવામાં આવ્યું માટે સત્ એમ બોલાય છે. કાંઈ અશ્રદ્ધાથી થયું ન થયું તેટલા માટે બ્રહ્મના ૐ તત્-સત્ એવા ત્રણ નામો બોલાય છે. શ્રદ્ધારહિત નહીં જ, પણ સાત્વિકશ્રદ્ધાવડે-નિયમથી એ યજ્ઞ-દાન-તપ-કર્મ કરવા જોઈએ. શ્રદ્ધા વિનાનું હોમેલું, દીધેલું, તપ કરેલું તે અહીં કે બીજે કશે પણ પહોંચતું નથી અને તેથી તે અસત્ કહેવાય છે —

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ (१७-२७)

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ (१७-२८)

જેમાં દોષ હોય એવું કર્મ ત્યાગવુંજ જોઇએ, પરન્તુ 'યજ્ઞ-દાન-તપ'-આ ત્રણ તો ત્યજવાંજ ન જોઇએ એવો વિચારવંતોનો મત છેઃ-

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे॥ (१८-३)

મુમુક્ષુ દંપતિ! જો કે હવે તો તમારે ત્યાગીજ થવું જોઇએ, પણ એ ત્યાગ પણ સમજીનેજ કરવો ઘટે. ત્યાગ ત્રણ પ્રકારનો છે, છતાં 'જ્ઞન-દાન-તપ' નાં કર્મો ત્યજવાં નજ જોઇએ, કારણકે એ કર્મો એના કર્તાને પાવન કરે છે. શ્રી ભગવાન કહે છે કેઃ-

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः॥ (१८-४)

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्॥ (१८-५)

નિત્યનૈમિત્તિક અને યજ્ઞ-દાન-તપ-એ બધાં કર્મો સંગરહિત થઇને અને ફળેચ્છારહિત બનીનેજ કરવાં ઘટે એવો મત શ્રીકૃષ્ણ ભગવાનનો પોતાનો છે. એઓ પરમાત્મા અને જગદ્‌ગુરૂરૂપ મનાયલા છે અને શ્રુતિના આચાર્ય પણ સ્વીકારાયલા છે. તેમના નિશ્ચિત કરેલા ઉત્તમમતને માનવામાંજ મોક્ષાર્થી ગૃહસ્થ દંપતિનું કલ્યાણ રહેલું છેઃ-

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम्॥ (१८-६)

જે કર્મ કરવાને તમે નિયત થયેલાં હો તેવાં કર્મોનો સંન્યાસ કરવો તમને યોગ્ય નથી. મૂર્ખાઇથી, પ્રમાદથી, આળસથી કે મનની

નબળાઇથી તેમનો ત્યાગ કરવામા આવે તો તેવો ત્યાગ તામસત્યાગ કહેવાય છે કોઈ ભયથી કે કાયાને કલેશ થાય તેથી 'બળ્યુ એવુ દુ ખ કોણ વેઠે?'–આવી માન્યતાથી ત્યાગ કરવામા આવે તો તેવા ત્યાગનુ ફળ મળતુ નથી કરવા ઘટતા કર્મો કરવાજ જોઇએ નિયત થયેલા કર્મોને પણ સગ અને ફળને ત્યજીને કરવામા આવે તો તેવો ત્યાગ સાત્વિક મનાયેલો છે –

> नियतस्य तु सन्यास कर्मणो नोपपद्यते।
> मोहात्तस्य परित्यागस्तामस परिकीर्तित ॥ (१८–७)
>
> दु खमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत्।
> स कृत्वा राजस त्याग नैव त्यागफल लभेत्॥ (१८–८)
>
> कार्यमित्येव यत्कर्म नियत क्रियतेऽर्जुन।
> सग त्यक्त्वा फल चैव स त्याग सात्विको मत ॥ (१८–९)

'બિલકુલ કર્મ નહીંજ કરૂ' એવો નિશ્ચય કોઈ દેહધારીનો ટકતોજ નથી માટે ત્યાગી એનેજ કહેવો ઘટે કે જે કર્મ કરે છે પણ ફળની ઈચ્છા રાખતો નથી તે –

> न हि देहभृता शक्य त्यक्तु कर्माण्यशेषत ।
> यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥ (१८–११)

ત્યાગીઓમા ઉચ્ચકોટિનો ત્યાગી એ છે કે જે બૂરા કર્મો થઈ જાય તો નારાજ થતો નથી અને શુભ કર્મ કરવાને ઉત્સાહિત થતો નથી કારણકે એ શુદ્ધચિત્ત અને પરમાત્મામા ચિત્ત ચોટેલો હોય છે 'હુ આત્મા છુ' એવી બુદ્ધિવાળો હોઇને એના સર્વ સશયો નાશ પામેલા છે –

> न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते।
> त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसशय ॥ (१८ १०)

જેઓ ત્યાગીઓ નથી એવા માનવીઓના કર્મના ફળો ત્રણ પ્રકારના હોય છે-ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્ર સન્યાસીને કર્મનુ ફળ હોયજ શાનુ?

अनिष्टमिष्ट मिश्र च त्रिविध कर्मण फलम्।
भवत्यत्यागिना प्रेत्य न तु सन्यासिना कचित्॥ (१८-१२)

સર્વે કર્મોની પૂર્ણતા માટે પાચ કારણો હોય છે તેમને સિદ્ધિને માટે છેવટે સાખ્યશાસ્ત્રમા વર્ણવેલા છે, જે જાણુવા ઘટે છે તે કારણો-અધિષ્ઠાન, કર્તા, કરણ, દશ પ્રકારના પ્રાણોની ચેષ્ટા અને દૈવ-એવા પાચ છે શરીરવડે, વાણીવડે અને મનવડે જે કર્મનો આરંભ થાય છે, એવા ન્યાયી કે અન્યાયી કર્મો થાય તેમનુ મૂળ એ પાચ કારકો છે-

पचैतानि महाबाहो कारणानि निबोध मे।
साख्ये कृताते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्॥ (१८-१३)

अधिष्ठान तथा कर्ता करण च पृथग्विधम्।
विविधाश्च पृथक्चेष्टा दैव चैवात्र पचमम्॥ (१८-१४)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नर।
न्याय्य वा विपरीत या पचैते तस्य हेतव॥ (१८-१५)

આમ છતા 'હુ કરૂ છુ, મે કર્યુ અને હુ કરીશ' એવુ પોતાને સમજનાર, સ્વસ્વરૂપને નહીં સમજનાર છે, એવુ તમારે સમજવુ ઘટે એવાને મૂર્ખજ માનવો જોઈએ જેને 'હુ કર્મ કરૂ છુ' એવી અસ્મિતા નથી તેવો બ્રહ્મવિદ્ કર્મથી લેપાતો નથી લોકો માત્રનો એ નાશ કરે તોપણ તે બધાતો નથી-

तत्रैव सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ (१८-१६)

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते॥ (१८-१७)

મુમુક્ષુ દંપતિ ! યાદ રાખો તમારા અંતઃકરણમાંથી વાસનાનો સમૂળો નાશ થવા માટેનો આ બોધ છે. જ્ઞાન અને કર્મનો સાધ્ય-સાધનભાવ તમારી બુદ્ધિમાં ઠસે એટલામાટે યજ્ઞ-દાન-તપ અને નિત્યનૈમિત્તિક કર્મોને નહીં ત્યજવાનો આગ્રહ કરવામાં આવેલો છે કારણકે ફળેચ્છારહિત કર્મો ચિત્તશુદ્ધિ રાખે છે અને પ્રભુપ્રેમની વૃદ્ધિ કરે છે. કર્મ કરવાની પ્રેરણા ત્રણ પ્રકારની છે, જેમકે જ્ઞાન, જાણવાનું અને સુજાણકાર. આ ત્રણથી પ્રેરણા થાય છે અને કર્મનો સંગ્રહ-કરણ એટલે અવયવ-કર્મ અને કર્તા ત્રણ પ્રકારના હોય છે. ગુણોના ભેદથી જ્ઞાન કર્મ અને કર્તા પણ ત્રણ પ્રકારના હોય છે. જેમને સાંખ્યશાસ્ત્રમાં કપિલ ભગવાને વર્ણવ્યા છે, તે યથાવત સમજવા જેવા છે–

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ (१८-१८)

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि॥ (१८-१९)

ઉપજેલા નામમાત્ર ચરાચર પ્રાણી અને માનવીઓમાં જે જ્ઞાનવડે એકજભાવ વિકારરહિત છે એવું સમજાય અને સમૂહમાં તથા એક પૂર્વોક્તમાં પણ એકજ-એ ભાવ છે, એવું સમજાય એ જ્ઞાનને સાત્વિકજ્ઞાન કહેવામાં આવે છે ભાવ એટલે ચૈતન્ય. જે જ્ઞાનવડે પ્રત્યેકમાં ભિન્નભિન્ન અનેક ભાવો સમજાય તે રાજસજ્ઞાન

કહેવામાં આવે છે, તથાપિ આ કાર્યને વિષે બધું એકજ–શરીર કે
મૂર્તિ, જડ ચેતન, વિભાગરહિત, કશાહેતુ વિના, તત્વના અર્થના
વિચાર વિનાનું, જે અલ્પજ્ઞાન–જેમકે ભગવાન મંદિરમાંની મૂર્તિ-
માંજ છે–બહાર નથી અને શરીરજ આત્મા છે–એવું જે જ્ઞાનવડે
સમજાય તેને તામસજ્ઞાન કહેવામાં આવે છેઃ-

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्॥ (१८-२०)

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान्।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम्॥ (१८-२१)

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम्।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम्॥ (१८-२२)

રાગદ્વેષરહિત નિયત અને સંગરહિત કર્મ–ફળેચ્છા નહીં
રાખનાર મોક્ષાર્થી ગૃહસ્થે કરેલું કર્મ એ સાત્વિક કહેવાય છે.
ફળેચ્છાથી અહંકારવડે અથવા બીજા કોઈ હેતુવડે ગૃહસ્થથી કર્મ
કરવામાં આવ્યું હોય અને તે પણ મોજશોખ માટે હોય તો તે
રાજસકર્મ કહેવામાં આવે છે. આગળપાછળ વિચાર કર્યા વિના,
નાશ થવાનો કે હિંસાનો પણ વિચાર નહીં કરીને, પોતાની શક્તિનો
પણ વિચાર નહીં કરીને મૂર્ખતાથી જે કર્મનો આરંભ કરવામાં
આવે એ કર્મ તામસકર્મ કહેવાય છેઃ-

नियतं संगरहितमरागद्वेषतः कृतम्।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते॥ (१८ २३)

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम्॥ (१८-२४)

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम्।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते॥ (१८-२५)

આસક્તિ વિનાનો, અહંકાર વિનાનો, ધીરજવાળો, ઉત્સાહી અને સિદ્ધિ યા અસિદ્ધિમાં વિકાર વિનાનો કર્મનો કર્તા સાત્વિક; રાગી, કર્મફળેચ્છુ, લાલચુ, હિંસક, નાપાક, સુખથી હરખાતો, દુઃખથી રડતો એવાં કર્મોનો કર્તા રાજસ અને કોઈ એકને નહીં ચોંટેલો હોઈ, સંસ્કાર વિનાનો, શઠ, બેખબર, બીજાનો તિરસ્કાર કરનારો, આળસુ, વિષાદી, મુલતવી રાખવાની ટેવવાળો, અને વખત લંબાવીને કર્મ કરનારો તામસ કર્તા કહેવાય છે:

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते॥ (१८-२६)

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥ (१८-२७)

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥ (१८-२८)

બુદ્ધિ અને ધૃતિ એ બેઉ પણ ત્રણ પ્રકારની છે. બુદ્ધિ એટલે 'અંતઃકરણની ખાસ વૃત્તિ' અને ધૃતિ એટલે 'ખાસ ધારણ કરવાની વૃત્તિ.' એ બેઉને ભિન્નભિન્ન સમજવાં ઘટે છેઃ–

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय॥ (१८-२९)

જે બુદ્ધિવડે-પ્રવૃત્તિ નિવૃત્તિ કોને કહેવી? કરવાલાયક અને નહીં કરવાલાયક કોને કહેવું? ભયવાળું અને અભયવાળું કોને કહેવું? બંધ મોક્ષ કોને કહેવાં?–આવું સમજી શકાય તે

બુદ્ધિ સાત્વિક; જે બુદ્ધિ-ધર્માધર્મ, કાર્યાકાર્ય બરાબર ન સમજાય તે બુદ્ધિ રાજસી અને જે બુદ્ધિવડે અધર્મને ધર્મ અને બધું ઉલટુંજ સમજાય છે તેવી બુદ્ધિને તામસી કહેવામાં આવે છે.

એવીજરીતે મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયા વ્યભિચાર વિનાના યોગવડે ધારણ કરવામાં આવે તે ધૃતિને સાત્વિક; સમય આવે તો ફળની ઇચ્છા થઇ જાય, ધર્મ ધારણ કરવામાં લાભની કામના થઇ જાય તે ધૃતિ રાજસી અને જે ધૃતિવડે સ્વપ્નાં આવ્યાં કરે, ભયભીત રહેવાય, શોક થયાં કરે, વિષાદ થાય અને મદમસ્ત રહેવાય એવી દુર્બુદ્ધિ ન છૂટે તે ધૃતિને તામસી કહેવામાં આવે છે. ॐ

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ॥ (१८-३०)

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ (१८-३१)

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ (१८-३२)

धृत्या यया धारयते मन.प्राणेंद्रियक्रिया।
योगेनाऽव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी ॥ (१८-३३)

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ (१८-३४)

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च।
न विमुंचति दुर्मेधा धृति. सा पार्थ तामसी ॥ (१८-३५)

અધ્યાય પંદરમો તથા સંન્યાસ યોગ સંપૂર્ણ.



# ※ અધ્યાય ૧૬ મો ※



## જ્ઞાન યોગ

મુમુક્ષુ દંપતિ! જ્યાસુધી શરીર છે ત્યાંસુધી સુખથી ઈચ્છા અને દુખની અનિચ્છા અટકવી અનિવાર્ય છે, સિવાય કે તમે પરમજ્ઞાની બન્યા હો કોઈ રોગ ન થાય એવી મરજી તો બધાને થાયજ ભલે રોગનુ અને બીજુ દુખ સહન કરવાની તમારામા તાકાત હોય છતા એવુ કાંઈ થાયજ નહીં એવુ તો બધા ઇચ્છે સન્યાસીઓ સાચા હોય તેઓ દવા નથી ખાતા, પણ ઓછુ ખાવુ, ઉપવાસ કરવા અને પરેજી પાળવી-એવુ કરતા તમે તેમને જોયા હશે આવા નિયમો નિરોગી રહેવા માટે પળાય છે જ્યારે તમે સન્યાસી નથી અને તમારા જેમને માનો છો તેમનાથી છૂટવાની તમારી હિંમત નથી, એ બતાવી આપે છે કે તમે સુખને ઈચ્છો છો તો તમારે એ સુખ વિષે પણ જાણુ ઘટે

સુખ ત્રણ પ્રકારના છે, પરન્તુ સમાધિના અભ્યાસથી આત્માનો પરમાત્મા સાથે યોગ થતા જે સુખ થાય છે તે ઉત્તમોત્તમ છે, કારણકે એ સુખ સદતર દુખનો અત આણનારૂં છે –

> सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
> अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ (१८-३६)

જે સુખ મેળવતા યા આવતા પ્રથમ કડવા અનુભવો થાય, વહાલાનો વિયોગ થાય અને સર્વે શારીરિક સુખનો ત્યાગ કરવો પડે, એ બધુ ઝેર સમાન ન પીવાય એવુ છે, પરન્તુ પરિણામ એનુ અમૃત સમાન આવે છે, તેને સાત્વિક કહેવામા આવે છે

ક્ષત્રિયોના સ્વાભાવિક કર્મો છે, ખેતીવાડી–વેપાર–પશુપાલન–એ વૈશ્યોના સ્વાભાવિક કર્મો છે અને ત્રણે વર્ણોની પરિચર્યા કરવી એ શૂદ્રોનુ સ્વાભાવિક કર્મ છે –

> शमो दमस्तप शौच क्षातिरार्जवमेव च।
> ज्ञान विज्ञानमास्तिक्य ब्रह्मकर्म स्वभावजम्॥ (१८–४२)
>
> शौर्यं तेजोधृतिर्दाक्ष्य युद्धे चाप्यपलायनम्।
> दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावजम्॥ (१८–४३)
>
> कृषिगोरक्षवाणिज्य वैश्यकर्म स्वभावजम्।
> परिचर्यात्मक कर्म शूद्रस्यापि स्वभावजम्॥ (१८–४४)

માનવી જો પોતાને માટે નિયત થયેલા કર્મનેજ કર્યા કરે છે, તો તેમા તેને સારી સફળતા મળે છે, પરન્તુ પોતાના નિયત કર્મમા મચ્યો રહેલો એ કેવીરીતે સિદ્ધિ મેળવે છે તે સાવધાની સાથે સમજવુ ઘટે છે આ સિદ્ધિનો પ્રકાર એ છે કે એણે પોતાને માટે નિયત થયેલા કર્મવડે પરમાત્માનુ અર્ચન કરવુ જોઇએ, કેમકે પરમાત્માવડેજ આ દૃશ્યમાન વિશ્વ અને વર્તમાન પ્રવૃત્તિ છે પરમાત્મા વિના ઉપજેલા માત્ર ચરાચર અને માનવીઓ ચેષ્ટા કરવાને સામર્થ્યવાળા નથી ભલે તમારો ધર્મ–કર્મ ઓછા ગુણવાળો બીજા વર્ણના માનવીનો તમને ભાસતો હોય, પરન્તુ એમના ધર્મકર્મનુ અનુકરણ તમને લાભદાયક નથી, કેમકે તમારૂ કર્મ તમારા સ્વભાવ અને ગુણોને બધ બેસતુ નિયત થયેલુ છે અને એના આચરણથી તમને પાપ લાગતુ નથી –

> स्वे स्वे कर्मण्यभिरत ससिद्धि लभते नर।
> स्वकर्मनिरत सिद्धि यथा विंदति तच्छृणु॥ (१८ ४५)

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः॥ (१८-४६)

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥ (१८-४७)

જાતિ અને વર્ણ માટે નિયત થયેલું કર્મ દોષવાળું ભાસે, છતાં પણ ત્યજવું નજ જોઇએ. જો કે કર્મમાત્ર દોષયુક્ત તો છેજ. ધુમાડા અને રાખમાં દટાયેલા અગ્નિ સમાન એ કર્મનો દોષ છૂપાયેલો છે તમારાથી કર્મ કર્યા વિના રહેવાતું નથી અને ગૃહસ્થનો વ્યવહાર કર્મ કર્યા વિના નભતો નથી. પરન્તુ તમે જો આયંદા ફળની સ્પૃહા વિનાના, આસક્તિ વિનાની બુદ્ધિવાળા થઇને, મન અને ઇન્દ્રિયોને કાબુમાં રાખી તમારાં કર્મો કરો તો તે ફળેચ્છા વિનાનાં ગણાતાં હોવાથી એવા પ્રકારના સંન્યાસથી ઉત્તમકોટિની અકર્મીપણાની સિદ્ધિ તમે સંપાદન કરી શકો છો. એ કર્મ તમારી મોક્ષમુક્તિ, સંસારબંધમુક્તિ અને પરમપદપ્રાપ્તિને આડે આવતું નથીઃ-

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत्।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः॥ (१८-४८)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति॥ (१८-४९)

અત્યારસુધીનો વાર્તાલાપ મુખ્યત્વે કરીને કર્મનિષ્ઠા વિષે ગૃહસ્થીઓ માટે હતો અને ગૌણપણે પણ કર્મનિષ્ઠાનોજ વાર્તાલાપ થશે; પણ હવે બસ થયું. હવે તમે તમારી આયુનાં સાઠ વર્ષો ઓળંગી ગયાં છો. તમે પૂર્વે આત્મા-પરમાત્મા-ઈશ્વર-બ્રહ્મસ્વરૂપ અને સ્વસ્વરૂપ વિષે સાંભળ્યું છે. તમારી નિષ્ઠા જ્ઞાનયોગનીજ

यत प्रवृत्तिर्भूताना येन सर्वमिद ततम्।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विंदति मानव ॥ (१८-४६)

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात्।
स्वभावनियत कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥ (१८-४७)

જાતિ અને વર્ણ માટે નિયત થયેલુ કર્મ દોષવાળુ ભાસે, છતા પણ ત્યજવુ નજ જોઈએ જો કે કર્મમાત્ર દોષયુક્ત તો છેજ ધુમાડા અને રાખમા દટાયેલા અગ્નિ સમાન એ કર્મનો દોષ ઢૂપાયેલો છે તમારાથી કર્મ કર્યા વિના રહેવાતુ નથી અને ગૃહસ્થનો વ્યવહાર કર્મ કર્યા વિના નભતો નથી પરન્તુ તમે જો આયદા ફળની સ્પૃહા વિનાના, આસક્તિ વિનાની બુદ્ધિવાળા થઈને, મન અને ઇન્દ્રિયોને કાબુમા રાખી તમારા કર્મો કરો તો તે ફળેચ્છા વિનાના ગણાતા હોવાથી એવા પ્રકારના સન્યાસથી ઉત્તમકોટિની અકર્મીપણાની સિદ્ધિ તમે સપાદન કરી શકો છો એ કર્મ તમારી શોકમુક્તિ, સસારબધમુક્તિ અને પરમપદપ્રાપ્તિને આડે આવતુ નથી –

सहज कर्म कौंतेय सदोपमपि न त्यजेत्।
सर्वारमा हि दोषेण धूमेनाग्निरिवावृता ॥ (१८-४८)

असक्तबुद्धि सर्वत्र जितात्मा विगतस्पृह ।
नैष्कर्म्यसिद्धि परमा सन्यासेनाधिगच्छति॥ (१८-४९)

અત્યારસુધીનો વાર્તાલાપ મુખ્યત્વે કરીને કર્મનિષ્ઠા વિષે ગૃહસ્થીઓ માટે હતો અને ગૌણપણે પણ કર્મનિષ્ઠાનોજ વાર્તાલાપ થયો, પણ હવે બસ થયુ હવે તમે તમારી આયુના સાઠ વર્ષો ઓળગી ગયા છો તમે પૂર્વે આત્મા-પરમાત્મા-ઈશ્વર-બ્રહ્મસ્વરૂપ અને સ્વસ્વરૂપ વિષે સભળ્યુ છે તમારી નિષ્ઠા જ્ઞાનયોગનીજ

હોવી ઘટે. એ જ્ઞાનનિષ્ઠાથી તમને કેમ મોક્ષસિદ્ધિ મળે તે સંક્ષેપથી સાંભળો –

> सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे।
> समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा॥ (१८-५०)

"હું બ્રહ્મ છું" એવી વિશુદ્ધ બુદ્ધિવાળા થઈને અને મન ઇન્દ્રિયોનો નિયમ ધારણ કરીને, બુદ્ધિવૃત્તિનો અને સર્વે જ્ઞાનેન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરીને, રાગ અને દ્વેષનો નાશ કરીને, એકાંતવાસમાં રહીને, કાયિક-વાચિક-માનસિક ક્રિયાનો નિરોધ કરીને, નિત્ય વૈરાગ્યનો આશ્રય કરીને, અહંકાર-બળ-દર્પ-કામ-ક્રોધ અને સંચયને છોડી દઈને, ધ્યાન-યોગ પરાયણ થઈને જે કોઈ રહે, તો તે મમતારહિત, શાંત અને બ્રહ્માકાર થવાને સમર્થ થાય છે –

> बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च।
> शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च॥ (१८-५१)

> विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः।
> ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः॥ (१८-५२)

> अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम्।
> विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते॥ (१८-५३)

ધ્યાનયોગ પરાયણ થવાને સમર્થ થવાને માટે પણ નિગ્રહ કરવાનો તો કહ્યોજ છે નિગ્રહ કરવો એ પણ કર્મજ છે, પરન્તુ આ વસ્તુ બધાને સમજમાં નથી આવતી માટે એનેજ કહેવી યોગ્ય અને લાભદાયક છે કે જે તપસ્વી, ભક્ત, સત્સંગી અને સેવાભાવી હોય અને શ્રીકૃષ્ણ પરમાત્મા પર પ્રેમ કરતો હોય શ્રીકૃષ્ણ કહે છે કે-"આ બોધ જે કોઈ સાધુપુરુષ પૂર્વોક્ત

અધિકારીને આપશે તેના પર પરમાત્માની પ્રીતિ થશે. એના સમાન પરમાત્માને બીજું કોઈ વહાલું નથી. કારણકે જીવો જ્ઞાની થાય અને સંસારશોકમુક્ત થાય એવી મારી ઈચ્છા છે. વિદ્વાનોનું આ કર્મ મને બહુ ગમે તેવું છે":-

> इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।
> नचाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति॥ (१८-६७)

> न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः।
> भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि॥ (१८-६९)

વળી આ બોધને વિષે પણ એ ગુહ્ય બોધ છે, જે એ છે કે-"સર્વકાંઇ પરમબ્રહ્મ છે. હું-કશું બીજું નથી" આવો બોધ પ્રેમ લક્ષણા ભક્તિનો છે, તે શ્રીકૃષ્ણ કહે છે કે "મારા ભક્તોને જે કોઈ આપશે તો તે અને તેનો શ્રોતા-બેઉ પરાભક્તિને પામીને પરમબ્રહ્મને પામશે:"-

> य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति।
> भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः॥ (१८-६८)

મુમુક્ષુ દંપતિ! હજી તમારે બહુ જાણવાનું છે, જે જાણ્યા વિના મુક્તદશા આવતી નથી. જો તમે આત્માવડે તૃપ્ત હો, આત્મામાજ તમને આનંદ રહેતો હોય અને અંતઃકરણમા વાસના-રહિતપણું અને સંતોષ હોય તો તમારે ધ્યાન ધરવાનુ કર્મ કરવાની પણ જરૂર રહેતી નથી કારણકે તમને કશું કરવાની જરૂરજ રહેતી નથી. કાંઇપણ કરીને તમને કશું મળવાનુ નથી અને નથી કશો લાભ મેળવવાનો તેમજ તમને કોઇ નામમાત્ર માનવીઓ સાથે કશું લેણદેણ કરવાનું હોતું ન હોવાથી તમને કોઈ હાનિ નથી. ટૂંકાણમાં વ્રજમાં જેવીરીતે ઉદ્ધવે શ્રીકૃષ્ણવિયોગી રાધાને જોઇ હતી તેવા બની જાઓ:-

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानव ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते॥ (૩-૧૭)

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रय ॥ (૩-૧૮)

પરન્તુ તમારી આસપાસ રહેનારાઓમા અને તમારા બધુ-ઓમા જો તમે શ્રેષ્ઠ હો તો તમે પૂર્વોક્ત બ્રહ્મજ્ઞાની હોવા છતા પણ તમારે મોક્ષસાધનો અવશ્ય કરવાજ ઘટે, એવુ પ્રથમ કહેવામા આવ્યુ છે તે યથાર્થ છે, કારણકે લોકો શ્રેષ્ઠોનુ અનુકરણ કરનારા હોવાથી જનક, શ્રીકૃષ્ણ, શ્રીરામ, સનકાદિક, દેવલ, અગસ્ત્ય વગેરેની પેઠે જો તમે સાધનો કરો તો તમારા સબ ધીઓ તમારૂ અનુકરણ કરીને આત્મકલ્યાણ સાધી શકે અને અગાઉ કહેવામા આવ્યુ છે તે પ્રમાણે ભગવાન પણ તમારા પર પ્રસન્ન થાય, કારણકે એમનો એ આદેશ તમે માન્ય રાખો છો –

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय ।
लोकसग्रहमेवापि सपश्यन्कर्तुमर्हसि॥ (૩-૨૦)

પૂર્વોક્ત શ્રીકૃષ્ણ વગેરેને વિશ્વમા–ત્રિલોકીમા કશુ પ્રાપ્ત કરવાનુ હતુજ નહીં છતા ‘ હું, જનક વગેરે અને બધા પેઠે મોક્ષસાધન કરૂ છુ’ એવુ શ્રીકૃષ્ણે અર્જુનને નિમિત્ત કરીને તમનેજ કહ્યુ છે એવુ સમજવુ ઘટે શ્રીકૃષ્ણ પોતે સોળહજાર અને એકસોઆઠ ઘરોમા એટલાજ પોતાના રૂપો કરીને કર્મો કરતા હતા શ્રેષ્ઠજ્ઞાની પુરૂષોએ પ્રમાદરહિત થઇને કર્મો કરવાજ જોઇએ જો તેઓ કર્મો ન કરે તો વિશ્વ નષ્ટ થાય, કારણકે કર્મના કરવા-પણાના અભાવથી અત્યારના બાળકો ભવિષ્યમા વર્ણસંકર માનવીઓ થાય અને એવી વર્ણસંકરતાનુ પાપ શ્રેષ્ઠોને માથે ચોટે છે અને ભવિષ્યમા પ્રજાનો નાશ થાય છે –

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥ (३-२२)

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥ (३-२३)

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः॥ (३-२४)

આમ છતાં તમને કર્મ કરવાનો પરવાનો મળી જતો નથી. તમે પોતે પોતાને દંભથી શ્રેષ્ઠ માની બેસો તે ચાલે નહીં તમારા મોટા સંતાનોને માટે તમારે કર્મ કરવાના છે એવું પણ સમજવાનું નથી અલબત્ત લોકસંગ્રહ માટેજ એટલે બીજા લોકોના કલ્યાણ માટે તમારે કર્મ તો કરવાનું છે, તો પણ અવિદ્વાનો અને લોભિયા જેવી ચીવટથી તમારે આસક્તિરહિતજ કર્મો કરવાના છે –

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम्॥ (३-२५)

કર્મને કોઈ છેતરી શકતું નથી કર્મનો કાયદો જેના હાથમાં છે એ અંતર્યામી છે ભલે લોકો છેતરાય પણ એ અંતર્યામી છેતરાતા નથી માટે યાદ રાખશો કે જો તમે પાકા જ્ઞાની છો અને ગુણ અને કર્મના વિભાગના તત્વને તમે જાણો છો તેમજ ગુણોજ ગુણોને વિષે વર્તે છે એવું તમે માનો છો તોજ તમે પાકા જ્ઞાની છો, નહીં તો સમજો કે તમારા અંતઃકરણમાં એટલી કચાશ છે –

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते॥ (३-२८)

મુમુક્ષુ દંપતિ! હજી પણ મેકુ થયું નથી લોકસંગ્રહના આના વિના અને અને જ્ઞાની હોવાના દંભ વિના 'હું બ્રહ્મ છું' એવી સ્વસ્વરૂપની ઝાંખી થવા માટે નિત્યતૃપ્ત બનીને, ફળના આશારહિત બનીને, કર્મના ફળને ત્યજીને, ચિત્તશુદ્ધિ ટકાવી રાખવાને, કર્મોમાં તમારી પ્રવૃત્તિ થશે તો કર્મોની ક્રિયાથી તમે દુષિત નહીંજ થાઓ સર્વે પરિગ્રહોનો ત્યાગ કરીને કશી પણ આશા વિનાના બનીને વૃત્તિઓને બહાર જતી રોકી રહેલાનું શરીરજ કેવળ કર્મ કરે છે, તેને કશું પાપ લાગતું નથી આકસ્મિક લાભથી સંતુષ્ટ, સુખ દુઃખને તરી ગયેલો, મત્સર વિનાનો, સિદ્ધિ અને અસિદ્ધિને સમાન માનનારો કર્મનો કર્તા પુરૂષ કર્મ કરતો છતો બંધાતો નથી 'હું બ્રહ્મ છું' એવા જ્ઞાનમાં જેની સ્થિતિ છે, જે મુક્ત છે, જે સંગરહિત છે, તે પ્રભુપ્રીત્યર્થે યજ્ઞ માટે કર્મોનું આચરણ કરતો હોવાથી તેના સર્વે કર્મો લયને પામે છે, કારણકે એ એવી સમાધિની હાલતમાં હોય છે કે અગ્નિ, હવિ અને હોમેલું બધું બ્રહ્મસ્વરૂપજ છે તેથી તે કર્મો બ્રહ્મમાંજ જઈ મળે છે કારણકે બ્રહ્મ પોતે માયાવડે કર્મરૂપ છે -

त्यक्त्वा कर्मफलासंग नित्यतृप्तो निराश्रय ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति स ॥ (૪-૨૦)

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रह ।
शारीरं केवल कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ (૪-૨૧)

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सर ।
सम सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥ (૪-૨૨)

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतस ।
यज्ञायाचरत कर्म समग्र प्रविलीयते ॥ (૪-૨૩)

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ (૪-૨૪)

કર્મો માત્ર ચિત્તશુદ્ધિને માટેજ છે. કર્મો કરવા માટેના યજ્ઞો બહુ પ્રકારના છે. ઇન્દ્ર વગેરે દેવોનો ઉદ્દેશીને કેટલાક મુમુક્ષુ કર્મયોગી ગૃહસ્થો યજ્ઞ કરે છે; કેટલાક ગૃહસ્થો, ન હોય તેવા મુમુક્ષુઓ, ધ્યાનકર્મ વડે યજ્ઞ કરે છે; કેટલાક ઇન્દ્રિયોના સંયમરૂપ અગ્નિ પ્રજ્વલિત કરીને યજ્ઞ કરે છે અને વિષયોને ઇન્દ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે; શરીરનાં, ઇન્દ્રિયોનાં અને પ્રાણોનાં કર્મો કેટલાકો જ્ઞાનરૂપ દીવાવડે આત્માના સંયમરૂપ અગ્નિમાં હોમીને યજ્ઞ કરે છે, કેટલાકો ઉત્તમ વ્રતવાળા થઇને દ્રવ્ય દાન-તપ-અષ્ટાંગયોગ શાસ્ત્રાધ્યયન નામનો યજ્ઞ કરે છે; કેટલાક પ્રાણાયામપરાયણો પ્રાણ અને અપાનની ગતિને રોકીને અપાનમાં પ્રાણ અને પ્રાણમાં અપાન હોમવાનો યજ્ઞ કરે છે, જ્યારે બીજા કેટલાક નિયત આહાર કરનાર મિતાહારી મુમુક્ષુઓ જીવનને જીવમાં હોમે છે. આ બધા યજ્ઞોને જાણનારાઓ આવા યજ્ઞોવડે પાપોને ધુએ છે ॐ

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ (૪-૨૫)

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ (૪-૨૬)

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ (૪-૨૭)

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ (૪-૨૮)

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः॥　(૪-૨૯)

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः॥　(૪-૩૦)

અધ્યાય સોળમો સંપૂર્ણ.



# ※ અધ્યાય ૧૭ મો ※

મુમુક્ષુ દંપતિ! હવે તો હિન્દુસ્તાનની આબોહવામાં તમે જન્મેલાં, ઉછરેલાં, જીવન ગુજારેલું અને તમારી વયના છત્રીસમા વર્ષથી સખત બ્રહ્મચર્ય નહીં પાળી શકેલાં, બહારના ઠંડા દેશોના માનવોના મુકાબલામાં પૂરી વૃદ્ધાવસ્થામાં આવી ગયેલાં તમે અશક્ત અને માનસિક નિર્બળતાવાળાં હો છો. આવી હાલતમાં દુન્યવી કામો કરવાને સ્વાભાવિક રીતે તમે નાલાયક બની જ્યારેને ત્યારે નાનીમોટી ભૂલો કરો છો. છતાં તમને એ ભૂલો જણાતી નથી તમારાં સ્વજનોને તમારી ભૂલો જણાય છે અને તમે હાંસીને પાત્ર થાઓ છો, પણ વિવેકની ખાતર પણ તમારી ભૂલોને તેઓ સહન કરી લે છે, યા તો આડકતરી રીતે તમારી ભૂલોને તેઓ તમે ન જાણો તેવીરીતે સુધારી લે છે,

તમારી ઉંમરના વેપારીઓ, ખેડૂતો, સભાના પ્રમુખો, રાજકીય મંડળોના આગેવાનો, પેઢીઓના મેનેજરો મહેતાજીઓ-બધાની આવી દશા હોય છે. જેઓ પોતાની ભૂલોને જાણનાર ચતુર હોય છે તેઓ નિવૃત્ત થાય છે અને જેઓ તેમ થતા નથી તેમનું અપમાન, તિરસ્કાર અને આખરે બળાત્કારથી બહિષ્કાર થય છે

યાને ટૂંકાણુમા તેમનો દેજ બહુ કરૂણુ હોય છે અરે, સગો છોકરો પણુ એવા બાપનો એવોજ દેજ આણે છે માયા મહાન બળવત્તર છે વૃદ્ધો એ માયાને ન તરી શકે તો પછી યુવાનો અને પ્રૌઢો એને કેમ કરી તરી શકે ?

તમે મોક્ષાર્થીઓ છો નિવૃત્ત થવુ તમોને બહુ જરૂરનુ છે હવે તમે દુનિયાના કામના રહ્યા નથી, છતા તમારૂ ચિત્ત દુનિયાથી હઠયુ નથી આવુ તમે પોતે જાણતા નથી હવે તમારે તમારૂ ચિત્ત પરમાત્મામાજ રાખવા માટે ધ્યાનનો અભ્યાસ કરવો ઘટે, સત્સગ જ્યા થતો હોય ત્યા જવુ ઘટે અને સ ગરહિત રહી શકાય તેવા વાતાવરણુમાજ વસવુ ઘટે

'હું આત્મા છુ' એવા બોધવાળી બુદ્ધિવાળા, 'દશ્યમાન માત્ર પણુ આત્મા છે' એવી બુદ્ધિવાળા અને આત્મનિષ્ઠ તથા આત્મ પરાયણુ તમારે થઈ જવુ ઘટે આ જ્ઞાનની બળવત્તર નિષ્ઠાવાળાઓ, એવા જ્ઞાનથી રહી ગયેલા બાકીના પાપોથી છૂટીને ફરીથી દેહ ધારણુ કરવો ન પડે એવા પરમાનદરૂપ પરમપદને પામે છે આ વાત તમને બહુ વખત કહી છે, કારણુકે એ ભૂલવા જેવી નથી –

कर्मणो ह्यपि बोद्धव्य बोद्धव्य च विकर्मण ।
अकर्मणश्च बोद्धव्य गहना कर्मणो गति ॥ (૫-૧૭)

કારણુકે તેઓ સત્યાસત્યના વિવેકવાળા સમદર્શી બની ગયેલા હોય છે આવા વિદ્યાસપન્ન અને વિવેકીઓ બ્રાહ્મણુ, ગાય, હાથી, કૂતરો અને માસાહારી ભગી, ચ ડાલ–બધાને શરીરોથી નહીં પણુ આત્માથી એકસરખા માને છે, કેમકે તેઓ આત્માનેજ અવિનાશી અને સત્ માને છે અને શરીરોને ભોગાયતન તથા નાશવ ત માને છે તેઓએ અહીંજ જન્મમરણુ ઉપજાવનારા સર્ગને જીવી લીધેલો હોય છે તેમનુ મન સામ્યાવસ્થામા ફરેલુ હોય છે અને તેઓ

નિર્દોષ સમાન બ્રહ્મમાંજ સ્વરૂપની સ્થિતિ રાખનારા હોય છે. નથી તેઓ મનગમતુ મળ્યાથી હરખાઈ જતા, નથી અણગમતુ મળ્યાથી ઉદ્વેગને પામતા, કેમકે તેઓએ બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો છે તેઓ બ્રહ્મવિદ્, વિદ્વાન અને બ્રહ્મમાજ ઠરીને રહેલા સ્થિર-બુદ્ધિવાળા છે તેઓ બહારની દુનિયાના લોભાવતા વિષયાનદોમા આસક્તિ વિનાના હોઇને એમને એવુ સુખ મળેલુ હોય છે તેમને બ્રહ્મની સાથે એવો યોગ થયેલો હોય છે અને તેમને સુખરૂપ બ્રહ્મથી અવિનાશી સુખ મળતું થયેલુ હોય છે, કે તેઓને દુનિયાના વિષયાનદોના ભોગોદ્વાર દુ ખ આપનારા, આદિઅ તવાળા શરીરોમા આવવાજવાના દુ ખની સમજ પડી ગયેલી હોય છે અને તેથી 'હું આત્મા છુ' એવી બુદ્ધિવાળા મોક્ષાર્થી થયા હોવાથી, એ બધા ભોગો તુચ્છ લાગે છે અને આન દ આપનારા થતા નથી –

विद्याविनयसपन्ने ब्राह्मणे गवि हस्तिनि।
शुनि चैव श्वपाके च पडिता समदर्शिन ॥ (५–१८)

इहैव तैर्जित सर्गो येषा साम्ये स्थित मन ।
निर्दोष हि सम ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिता ॥ (५–१९)

न प्रहृष्येत्प्रिय प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्।
स्थिरबुद्धिरसमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थित ॥ (५-२०)

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम्।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ (५–२१)

ये हि सस्पर्शजा भोगा दु खयोनय एव ते।
आद्यतवत कौंतेय न तेषु रमते बुध ॥ (५–२२)

જો તમે આવા યોગી બનશો તો તમારા અ તરમા સુખ, આરામ અને જ્યોતિ ઉદ્ભવશે જે કોઈ આવા યોગી બને છે તે

નિર્વાણબ્રહ્મમાં બ્રહ્માકાર બનીને સમાઈ જાય છે. જેઓએ પરમપદ પામવા વૈરાગ્યવડે સાધન કરીને આત્મજ્ઞાન મેળવ્યું છે તેઓ પાપોથી છૂટેલા, દ્વૈતભાવથી રહિત બનેલા, સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરેલા, સર્વે ચરાચર જીવોનું હિત હૈયે ધારી રહેલા રૂષિઓ, યતિઓ અને મુનિઓ કહેવાયા છે. તમે પણ તેવા થઈ જાઓ! —એવું શ્રીકૃષ્ણે ઈચ્છયું છે. તેઓ જેમ નિર્વાણશાતિનો અનુભવ કરનારા બની ગયા તેવા તમારે પણ થવાનો યત્ન કરવો ઘટે. જેઓએ આત્માને ઓળખ્યો છે, એવા પરમાત્મામાં ચિત્તવાળા યતિઓ બિલકુલ કામ અને ક્રોધ વિનાના બનીને ભજન—આરાધન —ધ્યાન વગેરે સાધન કરીને તેવા બની ગયેલા હોય છે. તેઓ બ્રહ્મમાંજ આત્માવડે વિચરી રહેલા હોય છે. તમને આરંભમાંજ કામ—ક્રોધ ત્યાગવાનુ બોધવામા આવ્યુ છે, જે તમને જરૂર યાદ રહેલું હશે. તમારે તો હવે દુનિયાના ભોગોના પદાર્થોને, બહાર દુનિયામાંજ રહેવા દેવાનાં છે. અંતઃકરણમા આણવાનાંજ નથી. ભૃકુટિમાં દૃષ્ટિ કરીને પ્રાણ અને અપાનને સરખા કરીને નસકોરાં પાસેજ રાખીને ઈચ્છા—ભય—અને ક્રોધથી સદા મુક્ત થઈને, મોક્ષ-પરાયણ બનીને, મન અને બુદ્ધિનો સંયમ કરતા થઈ જવું જોઈએ:—

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
स योगी ब्रह्मनिर्वाण ब्रह्मभूतोऽधिगच्छति॥ (૫-૨૪)

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषा।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रता॥ (૫-૨૫)

कामक्रोधवियुक्तानां यतीना यतचेतसाम्।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्॥ (૫-૨૬)

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ॥ (૫-૨૭)

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ (૫-૨૮)

યત્ન કરનારા મોક્ષાર્થીઓ સાધન કરીને યોગી બને છે, ત્યારે તેમણે આત્માને વશ કરેલો હોઇને તેઓ ત્યારે શાંત હોય છે; ત્યારે તેઓ સમતાવાળા હોય છે, ત્યારે તેઓ ટાઢ-તડકો, સુખ-દુઃખ, માન-અપમાનને સમાન માનતા હોય છે અને ત્યારે તેઓ જ્ઞાન અને વિજ્ઞાનવડે ભોગેચ્છારહિત બનેલા હોય છે. ત્યારે તેઓ કશાથી કંપાયમાન ન થાય તેવાં હોય છે; મન અને ઇન્દ્રિયો પર કાબુવાળા હોય છે અને ત્યારેજ તેઓ પથ્થર, સુવર્ણ અગર તો લોઢાને એક સરખું માનનારા હોય છે. વળી ત્યારે તેઓ પોતાના હિતેચ્છુ, મિત્ર પ્રત્યે ઉદાસી હોય છે અને બે પક્ષોનું સમાધાન કરનાર તેમજ દ્વેષી, બંધુ, સાધુ, સજ્જન અને પાપીમાં પણ સમાન બુદ્ધિ રાખીને રહે છે. શ્રી ભગવાન કહે છે કેઃ-

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ (૬-૭)

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ (૬-૮)

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ (૬-૯)

આવા યોગી થવા માટે તમારે હવે એકલાં-એકાન્તમાં-જેમ જુવાનીમાં તમે રસોડામાં અગર રસોડા પાસે તમારા ઇષ્ટ-દેવની સેવા કરતાં કરતાં, તમે ધણીધણિયાણી સેવા પણ કરતા જાઓ, છોકરાછોકરીઓના વિવાહની વાતો પણ કરતા જાઓ, તે દિવસના ખાવાનાની વાનીઓની પણ વાતો કરતા જાઓ-તેમ નહીં,

પણ શુદ્ધ એકાન્તમા બેસીને 'હુ આત્મા છુ' એવી માન્યતા સાથે, સચય કરવાની આશા વિનાના બનીને તમારે યજન, પૂજન, ધ્યાન વગેરે કરવુ ઘટે અત કરણની વાસનામય મલિનતા મટાડવા માટે આસનપર કમલાસન વડે બેસીને એકાગ્ર મનવડે, ચિત્ત અને ઇન્દ્રિયોને ક્રિયારહિત બનાવીને તમારે સાધના કરવી ઘટે પરન્તુ ખ્યાલ રાખો કે તમારે ગ ધાતી, કચરાવાળી, ખાડાખૈયાવાળી જમીનપર બેસવુ ન જોઇએ વળી તમારૂ આસન બહુ ઉચુ કે બહુ નીચુ પણ ન હોવુ જોઇએ અને પ્રથમ દર્ભાસન, તેના ઉપર કાળામૃગનુ ચામડુ અને એ ચામડા ઉપર તમારે બેસવુ જોઇએ તમારી કાયાને તે વખતે એકસરખી, ટટ્ટાર અને સ્થિર રાખવી જોઇએ અને કોઈ દિશા તરફ જોવુ નહીં જોઇએ માત્ર તમારી નાસિકાના છેડાના ભાગનેજ જોયા કરવુ જોઇએ તદ્દન શાત, ભય-રહિત, બ્રહ્મચર્યવ્રત સહિત, મન વશ કરીને-નટવર, બ સીધારી, ન દનદન અગર પરમ પરમાત્મતત્વ પરાયણ બનીને, પરમાત્મામા ચિત્તને પરોવીને બેસવુ જોઇએ આ પ્રમાણે સાધના કરનારો યોગી નિયત મનવાળો પરમનિર્વાણ શાતપદ યા શ્રીકૃષ્ણના પરમતત્વને પામે છે –

योगी युजीत सततमात्मान रहसि स्थित ।<br>एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रह ॥ (६-१०)

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मन ।<br>नात्युच्छ्रित नातिनीच चैलाजिनकुशोत्तरम् ॥ (६-११)

तत्रैकाग्र मन कृत्वा यतचित्तेंद्रियक्रिय ।<br>उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ (६-१२)

सम कायशिरोग्रीव धारयन्नचल स्थिर ।<br>सप्रेक्ष्य नासिकाग्र स्व दिशश्चानवलोकयन् ॥ (६-१३)

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थित ।
मन संयम्य मच्चित्तो युक्त आसीत मत्पर ॥ (६-१४)

युञ्जन्नेव सदात्मानं योगी नियतमानस ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ (६-१५)

હવે તો તમે વૃદ્ધ અને અશક્ત બન્યા છો. કુદરતે તમારી ભૂખ ઓછી કરી છે, એવો તમારે ખ્યાલ રાખવાનો છે હવે તમે ફરીને જુવાન થવાના નથી તમારી ઉમરના લોકો અજીર્ણ અને અપચાના રોગીના ભોગ થયેલા હોય છે તેથી તમે પણ સુસ્ત ન હોઈ શકો માટે યોગસાધના સરળ કરવા માટે તમારે રોજે હરડે અને સિંધવની ફાકી લઈ તમારૂ પેટ રોજ સાફ રહે અને તમે તંદુરસ્ત રહો એમ કરવુ જોઈએ યોગસાધના માટે તંદુરસ્તીની બહુ જરૂર છે અત્રે તમે એક શંકા ઉપસ્થિત કરી શકો છો કે –'તમે અમને એકાવનમા વરસથી ઘરનો કારોભાર મોટા છોકરાને સોપીને ઘરકારેબારથી નિવૃત્ત થઈને મોક્ષસાધના કરવાનુ કહો છો, જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે બાવન વરસના અર્જુનને યુદ્ધકર્મવડે રાજ્ય પ્રાપ્ત કરવાનુ કહ્યુ હતુ તેનુ કેમ ?' તેનો ઉત્તર આ પ્રમાણે છે કે – રાજ્યવ્યવસ્થા અને યુદ્ધકર્મ ક્ષત્રિયોનુ કર્મ છે, તમારૂ નથી અર્જુનમા વૈરાગ્ય અને આત્મવિદ્યાનો અભાવ હતો ગીતાના બીજા અધ્યાયથી અગિયારમા અધ્યાય સુધી સગુણનિર્ગુણ બ્રહ્મની ઉપાસના, ભક્તિ-જ્ઞાનનો બોધ, બ્રહ્મનુજ મહત્વ-નિત્યત્વ અને નિર્વાણશાંત પદનો બોધ કર્યો છતા, એનુ (અર્જુનનુ) મારા ગુરૂ મારા દાદા અને ગમે તેવા પણ મારા પિતરાઈ ભાઈઓ' એવુ 'મારાપણુ' મટયુ નથી એથીજ આખરે એને ઘરઘો કડી ખાવાનુ કહ્યુ છે એનો પુત્ર અભિમન્યુ કે યુધિષ્ઠરનો પુત્ર તે વખતે ઉંમરલાયક ન હતા કે તેને રાજ્ય માટે લડવાનો બોધ અપાય અને વળી એક દિવસ માટે પણ પાચે ભાઈઓના અવિભક્ત

સંયુક્ત કુટુંબને પેટ ભરવાનું સ્થાયી સાધન ન હતું. વળી રાજ્ય
પણ તેના બાપનું હતું જે તેણે મેળવવું જોઇતું હતું. ભૂખ્યા પેટે
ન થાય ભક્તિ અને ન થાય યોગસાધના. મોજશોખ વિના ચલાવી
લેવાય અને તેમને ત્યાગવાની આજ્ઞા પણ ભગવાનની છે, પરન્તુ
આહાર નહીં કરવાની આજ્ઞા તેમણે આપી નથી. વળી એમને તો
રહેવાને ઘર પણ ન હતું. દુર્યોધને બધું દગાથી છીનવી લીધું
હતું. તમે તેવી હાલતમાં નથી. જેમ અર્જુનને તેમ તમને
પણ આત્મબોધ અને વૈરાગ્ય-બેઉ નથી. અર્જુન તો 'સંન્યાસી
થાઉં' એમ પણ બોલ્યો છે, પણ તમે કદી એવું બોલ્યા છો?
એવું તમારા મનમાં પણ આવ્યું છે? તમે તો કર્મ કરવાને અશક્ત
અને સર્વ રીતે દુનિયા માટે નાલાયકજ છો. તમે મુમુક્ષુ છો, માટે
તમને ઘરમાંજ નિવૃત્ત થઇ જવાનું અને સાધન કરવાનું કહું છું.
જેને સંન્યાસ ગ્રહણ કરવોજ છે એવા બ્રહ્મવિદ્‌ને બ્રહ્મા પણ
આવીને કર્મ કરતો કરી શકે તેમ નથી અને જેને સંન્યાસ ગ્રહણ
નથીજ કરવો તેને બ્રહ્મા સંન્યાસી પણ બનાવી શકે તેમ નથી.
ત્યાગ અને સંન્યાસનું મૂળ કામનારહિતપણું છે. અર્જુન તમારા
પૂર્વે પાંચ હજાર વર્ષ પહેલાંનો જન્મેલો માનવી હતો, તમે તેવા
નથી. એ પણ એક કારણ છે. વિચારો અને યાદ કરો! નાભી-
અજનાભ-ભરત-રૂષભ અને અનેક બીજા મોક્ષાર્થીઓએ પુત્રને
ઘરકારોબાર અને રાજ્ય સોંપીને નિવૃત્ત થઇને મોક્ષસાધનોજ
અંત સુધી કર્યાં છે. માટે તમારે પણ તેમને પગલે ચાલવું ઘટે.
બહુ ખાધુપીધું અને ભોગવ્યું હવે છૂટો પ્રવૃત્તિથી. નહીં તો
મોત તો તમને છોડાવશેજ. મોતના છોડાવ્યાથી તમે સંસારચક્રપર
આવવું-જવું એવું ભ્રમણ કર્યાજ કરશો અને તેમ ન થતાં તમે
પોતે જો પ્રવૃત્તિથી છૂટશો તો પરમબ્રહ્મ સુખ પામશો.

તમારી ઉંમરના અભક્તોના જીવન જુઓ અને તેની સાથે
તમારૂં યોગીજીવન સરખાવો! તમે મિતાહારી છો, તમે અજીર્ણથી

નહીં પીડાતાં પેટ ભરીને ખાઓ છો. તમને સારી ઉંઘ આવે છે. તમે નિયમિત થઇને સૂઓઉઠો છો. તમે અભક્તો કરતાં સુખી છો-એવું તમને પ્રત્યક્ષ લાગશે. અને બીજાને પણ દેખાશે. તમે હરવાફરવા, સૂવાબેસવા, ચેષ્ટા કરવા અને ઉંઘવા સમયે 'હું આત્મા-બ્રહ્મ છું' એવા બોધરહિત નથી. કેમકે જ્યારે નિયત થયેલું ચિત્ત આત્મામાંજ સ્થિત થાય છે ત્યારે મુમુક્ષુ સર્વ કામનાઓથી છૂટીને સ્પૃહા વિનાનો થયેલો છે અને ત્યારથી તે યોગીની સંજ્ઞાથી ઓળખાય છેઃ-

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः।
न चातिस्वप्नशीलस्य जाग्रतोनैव चार्जुन॥ (६-१६)

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा॥ (६-१७)

यदा विनियतं चित्तमात्मान्येवावतिष्ठते।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा॥ (६-१८)

પોતાના આત્માનું પરમાત્મા સાથે અનુસંધાન કરનારો યોગી પરમાત્મામાંજ ચિત્તને પરોવી રાખનારો પવન વિનાના સ્થાનમાં, રાખેલા દીવાની જ્યોતની માફક ન ડગે તેવો અચળ હોય છે યોગની સેવાવડે નિરૂદ્ધ થયેલું ચિત્ત દુનિયાથી નિવૃત્ત થયેલું હોઇને યોગીનો આત્મા પરમાત્માને જોડાયેલો હોવાથી એ યોગી આત્મામાંજ સંતોષયુક્ત બની ગયેલો હોય છે. પરમાત્મા સાથેના જોડાણથી એમને એટલું બધું-આત્યંતિક મન-બુદ્ધિ અને ઇન્દ્રિયો વડે, કદાપિ ન મળી શકે એવું અને એમનાથી ન ગ્રહણ કરી શકાય એવું, એવા યોગથી ઉપજતું, સુખ હોય છે અને એ સુખને એ અનુભવતો હોય છે કે એ યોગી એ પરમસુખ-બ્રહ્મતત્વથી વિખૂટો પડવાને ઇચ્છતો નથી અને તેથીજ એ ચલાયમાન થતો નથી.

આ સુખને એ યોગી ઉત્તમોત્તમ લાભ માને છે. આવા લાભરૂપ સુખમાં ઠરેલો એ યોગી આવા બ્રહ્મસુખની હાનિને એટલીબધી મોટી હાનિવાળું દુઃખ જાણે છે કે દુનિયાનાં મોટામાંમોટા દુઃખો એની ગણતરીમાં જરાપણ હોતા નથી અને મોત પરિશ્રમે એવા ભયના અને પોતાનાં તથા શારીરિક પીડાનાં દુઃખો એને બ્રહ્મથી છોડાવી શકવાને અસમર્થ હોય છે. વિષયસુખના વિયોગવાળો અને પરમાત્મા સુખના સંયોગવાળો યોગ, જેનું નામજ ખરો યોગ છે, તેનો અભ્યાસ જરૂર કરવો ઘટે. એવા યોગાભ્યાસના નિશ્ચયને હૃદય રાખવો ઘટે છે. સંકલ્પથી ઉપજતી કામનાઓ સમૂળગી નષ્ટ કરી નાંખીને ચારેબાજુથી મનવડે ઇન્દ્રિયોના સમૂહને નિયમમાં લાવીને, ધીરેધીરે, 'હું આત્મા છું' એવી અંતઃકરણની વૃત્તિ અને બુદ્ધિની ધારણાવડે આત્મામાં મનને પરોવીને બીજા કશાનું ચિંતન નજ કરવું ઘટે-એવું અભ્યાસ વિષે અગાઉ કહેવામાં આવ્યું છે, તે યાદદાસ્તમાંથી જવા દેવું નજ ઘટે-

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः॥ (६-१९)

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति॥ (६-२०)

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम्।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः॥ (६-२१)

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥ (६-२२)

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम्।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा॥ (६-२३)

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः॥ (६-२४)

આ દુનિયાના તીવ્ર વિરાગી યોગીઓ ખુશીથી મોતને ભેટે છે શરીરને છોડવાના સમયે મનને સ્થિર કરીને ભક્તિ અને યોગબળ વડે ભૃકુટિમાં, પ્રાણુને પ્રાણાયામ કરી, ત્યાં લઈ જઇને, ત્યાંજ બરાબર ઠેરાવે છે. ત્યારપછી તેઓ તે પરમદિવ્યપુરૂષને જઇ મળે છે, જેને વેદવેત્તાઓ અક્ષર કહે છે, અને જેમાં રાગરહિત બનેલા યોગીઓ સમાઈ જાય છે અને જે પદને પામવાને યોગીઓ ઇચ્છિ છે. તે પદને બ્રહ્મચર્યવડેજ પમાય છે. અહીં બ્રહ્મચર્ય, એટલે –ભોગવિલાસભાવના, ઇન્દ્રિયારામો અને વિષયાનંદો રહિત બનીને બ્રહ્મમા સ્થિતિ રાખવાનુ વ્રત સમજવું ઘટે. સંક્ષેપમાં ભગવાન કહે છે કે "પ્રયાણુકાળે દેહને છોડનાર યોગી શરીરના સર્વદ્વારોને રોકીને, મન અને ઇન્દ્રિયોને સ્થિર કરીને યોગધારણામાં બેઠેલો આત્માને ભૃકુટિમાં અને પ્રાણુમાં સ્થિર રાખીને ૐ એવા એક અક્ષરનુ ઉચ્ચારણુ કરતો મારૂં બંસીધારી, નટવર, મનવિહારી, કૃષ્ણનુ ધ્યાન કરતો અગર સમાધિસ્થ બનીને દેહ છોડે છે અને જ્યા એ જાય છે તે ઉત્તમોત્તમ ગતિ છે. જેમનું ચિત્ત બીજા કશામાં ચોટેલુ ન હોય અને હરદમ દરરોજ મારૂં પરમાત્માનું સ્મરણુ કરતો હોય છે, એવા નિત્ય જોડાયેલા યોગીને હું સુલભ છુ."

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स त परं पुरुषमुपैति दिव्यम्॥
(८-१०)

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः।
यदिच्छतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये॥
(८-११)

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम्॥ (८-१२)

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम्॥ (८-१३)

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥ (८-१४)

પરન્તુ ભગવાન કહે છે કે "આવો મારો અનન્ય ભક્ત અને યોગી આખરે એવો બની જાય છે કે 'નથી એ સમાધિને અંતરાય કરનારા સુખો-સ્વાદો અને આનંદોનો એ દ્વેષ કરતો; નથી એ નિદ્રા-આળસ વગેરે તામસવિકારોનો દ્વેષ કરતો અને નથી એ કોઈ રાજસગુણોત્પન્ન પ્રવૃત્તિને દ્વેષ પણ કરતો અને નથી એ એવા પૂર્વોક્તોની એ નિવૃત્તિ પણ ઇચ્છતો. ઉદાસીન-બેપરવા જેવો બેઠેલો કોઈ ત્રણમાંના એક ગુણવડે પણ એ ચલાયમાન નથી થતો. જાણે એને એ બધા સાથે કોઈ સંબંધ નથી એવીરીતે વર્તતો ઠરેલો, જરાપણ એ ડગતો નથી સુખદુઃખમાં સ્વસ્થ, પત્થરને સોનુ સમાન, પ્રિય-અપ્રિયપણારહિત, નિંદા-વખાણને સમાન સમજનારો ધીર હોય છે તેમજ માન-અપમાન, શત્રુ-મિત્રરહિત, સર્વે સમારંભો વિનાનો, ગુણોનો અસંગી-એ બનેલો હોય છે ૐ-

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति॥ (१४-२२)

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते।
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते॥ (१४-२३)

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः॥ (१४-२४)

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ ( १४-२५ )

અધ્યાય સત્તરમો અને જ્ઞાન યોગ સંપૂર્ણ.





# ✻ અધ્યાય ૧૮ મો ✻



## પરમબ્રહ્મ યોગ

મુમુક્ષુ દંપતિ! શ્રીમદ્ ભગવદ્ ગીતાના જેવીરીતે અઢાર અધ્યાય છે, તેવીજરીતે એજ ભગવતી ગીતાના આ બોધના અઢારજ અધ્યાય હોઈ, આ છેલ્લો અધ્યાય છે હવે જુઓ!

જેમ અર્જુને પૂછ્યુ હતુ અને શ્રીભગવાને એનો ઉત્તર
આપ્યો હતો કે-પૂર્વોક્ત ભક્ત અને યોગી કેવા હોય, વળી એવા
યોગીઓ ગુણોને પણ ઓળગી ગયા હોય-એમના આચારો કેવા
હોય-એ ત્રણે ગુણો પ્રકૃતિના હોઈ એને તેઓ કેવીરીતે ઓળગી
જતા હશે-આ બધુ તમને અગાઉ કહેવામા આવ્યુ છે અને એવુ
શ્રી ભગવાને બહુ વખત કહ્યુ છે, કારણકે સસારીજીવોને સ્વસ્વ
રૂપની વારવાર વિસ્મૃતિ થાય છે પ્રથમ તો પરમાત્માના પરમભક્ત
અને યોગી થવા માટે શુદ્ધ આહારવિકાર-જેવો કે દૂધ-ઘી-
ઘઉ-ભાત-મગનીદાળ-ફળફળાદિ-લીલોતરીશાકભાજી વગેરે સામાન્ય
(બહુજ થોડા) મીઠામરચાવાળો આહાર-યોગિક આસનોવાળી
કસરત-રોજ પાચ માઈલ ચાલવાની કસરત-કરવા ઘટે યજ્ઞ-દાન
-તપ-નિત્યનૈમિત્તિક કર્મો પણ કરવા ઘટે એમને એમ ગુણાતીત
યોગી થવાતુ નથી અને સ્થિતપ્રજ્ઞ કે પરમેશ્વરના પરમપ્રિય ભક્ત
પણ થવાતુ નથી અર્જુને પૂછ્યુ હતુ કે -

कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो।
किमाचार कथ चैतांस्त्रीन्गुणानतिवर्तते॥ (૧૪-૨૧)

મુમુક્ષુ દંપતિ! મનુષ્યની આ દુનિયાપર ત્રણ જાતિના મનુષ્યો છે કે કેસસના રહેવાશીઓ, મોંગોલીયન અને આફ્રિકન

ત્રણેના શરીરો અને રંગો પણ જુદાજુદા ત્રણ પ્રકારના હોય છે. કોકેસસના રહેવાશીઓના મૂળ પૂર્વજો ત્રિવિષ્ટપ યાને અત્યારે કહેવાતા તિબેટ–દુનિયાના આરંભના ઉંચા પ્રદેશ પર ઉપજ્યા હતા એમના પૂર્વજોએ માનવસૃષ્ટિના આરંભમાં ઈશ્વરે આકાશવાણીદ્વારા ધર્મ-અર્થ-કામ અને મોક્ષ આપનારૂં ધર્મ-જ્ઞાન આપ્યું હતું ઇશ્વરની આજ્ઞાને માનનારા આ માનવીઓ તિબેટમાથી કોકેસસ નામના પહાડોમા જઈ વસ્યા હતા ધર્મિષ્ઠ હોવાથી એમને પંડળથી શ્રેષ્ઠ-આર્ય કહેવામા આવ્યા હતા અર્જુન એ જાતિનો આર્ય હતો અને તમે પણ સૌ તેજ આર્યજાતિના છો જુઓ શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા અધ્યાયના બીજા શ્લોકમા ભગવાને અર્જુનને કહ્યુ છે કે–"અનાર્યજાતિ મનુષ્યો જેવી અંતઃકરણની નબળાઈ તારામા ક્યાથી આવી? તું તો આર્ય છે"

કોકેસસમાથી જે માનવજાતિના ટોળા દુનિયા પર ફેલાયા અને જેમણે આફ્રિકન અને મંગોલિયન જાતિમા ધર્મનું બીજ રોપ્યુ તેમાના તમારા પૂર્વજોએ આ દેશમા આવીને દેશને સર્વ, પ્રકારથી સમૃદ્ધ કીર્તિમંત, શ્રેષ્ઠ અને આબાદીવાળો બનાવ્યો હતો, જેના સંતાનો તમે અત્યારે "હિંદુ-આર્ય" એવા નામોથી ઓળખાઓ છો 'હિંદુ' એવુ તમારૂં નામ ઈરાનમા રહેનારા પારસીઓના પૂર્વજોએ તમને આપ્યુ છે, કેમકે તમારા પૂર્વજો દુનિયાની માનવજાતિઓમા વધારે કુશળ હતા ઝંદાવસ્તા નામના પારસીઓના ધર્મપુસ્તકમા કૌશલ્યવાળા માનવીને 'હદ' કહેવાય છે અને એ 'હદ' નો અપભ્રંશ થઈને "હિંદુ" તેમજ "હિંદુ" ઓથી વસાયેલો દેશ તે "હિંદુસ્તાન" કહેવાય છે બાકી તમારા પૂર્વજો 'આર્ય' કહેવાતા હતા અને તેથી આ દેશનુ નામ "આર્યાવર્ત" હતુ અંગ્રેજોએ એનુ નામ "ઇંન્ડિયા" રાખ્યુ હતું બીજા લોકો એને "હિંદ" બોલવા લાગ્યા છે કેમકે એ સિંધુનદીની પૂર્વમા અને પડોશમા છે "સિંધુ" નો અપભ્રંશ 'સિંધ" અને

તેમાંથી હવે "હિંદ" કહેવામાં આવે છે. હવે સવત ૨૦૦૪ થી એ સિંધુનદીના પણ બે ભાગ પડી ગયા છે એક ભાગ હિંદમાં અને બીજો પાકિસ્તાનમા છે આ સિંધુનદી પ્રથમ ખંભાતના અખાતને મળતી હતી, પણ પાછળથી ધરતીકંપને લીધે મારવાડનો પ્રદેશ ઉંચોનીચો થઈ જવાથી કરાંચીબંદરના અરબીસમુદ્રમાં, પંજાબમાંથી મુલતાન તરફથી ચાલી આવીને, મળે છે. આજે પાકિસ્તાનમાં જે પ્રદેશનો ભાગ ગયો છે, તે સિવાયનો બધો ભાગ "હિંદ" તરીકેજ ઓળખાય છે, અને એની ભાષાને હિંદી અગર હિંદુસ્તાની તરીકે અપનાવવાના પ્રયાસો થઈ રહ્યા છે

તમારી આત્મોન્નતિ માટે-તિબેટમાં આવી વસેલા અને ચીન, જાપાન અને જાવા વગેરેમા ફેલાયલા મેંગોલિયન જાતિને જાણવાની તેમજ આફ્રિકા અને અમેરિકામા વસેલી આફ્રિકન જાતિને-જાણવાની તમને જરૂર નથી તેઓ ઉપજ્યા છે તમારી પછીથી અને તેથી તેઓ તમારાથી શ્રેષ્ઠ થવાનાજ નહીં. સત્વગુણ એ રાજસતામસથી શ્રેષ્ઠજ રહેલો છે. તમારા પૂર્વજો ધર્મને વેદ કહેતા હતા તમે વેદને સમજવાને અશક્ત થતા ઉપનિષદો થયા અને જેમજેમ એ અશક્તિ વધતી ચાલી તેમતેમ શાસ્ત્રો અને પુરાણો થયા. તમારા પૂર્વજોની આત્મજ્ઞાન અને ધર્મ પ્રત્યેની અરૂચિ ઓછી થતી ગઇ ત્યારે આજથી પાચહજાર વર્ષ પર પરમાત્માએ શ્રીકૃષ્ણ નામથી પ્રસિદ્ધ થઈને ધર્મની અને આત્મજ્ઞાનની પુનઃસ્થાપના અર્જુન દ્વારા કરી તે આત્મજ્ઞાન અને ધર્મને ગીતા કહેવામા આવે છે **ગીતા એ સનાતન વેદધર્મના પૂર્ણ બોધને આપનારી છે.** તેને તમારી અવસ્થાનુકુલ સરલ કરીને તમને **"વાર્તાલાપ"** દ્વારા હું કહેવા લાગ્યો છુ. આ ગીતા અર્જુન અને પરમાત્મા શ્રીકૃષ્ણ વચ્ચે થયેલો સંવાદ છે અને સંજયે ધૃતરાષ્ટ્રને સાભળીને અને દિવ્યદષ્ટિદ્વારા જોઇને સંભળાવ્યો હતો તે છે જેમ સંજયે તેમ મેં તમને કહ્યો છે ભગવાન કહે છે કે-"આ સંવાદ જે કોઈ, બીજાને

કહે છે તે પરમાત્માને વહાલો થાય છે " તમે પણ તેનો પ્રચાર અને આચાર આરભશો તો એ જ્ઞાનયજ્ઞ વડે તમે પણ પરમાત્માનુ આરાધન કર્યું ગણાશે

જો કે તમારા પ્રચારવડે બધાનુ કલ્યાણ થતુ નથી, કેમકે બધા શ્રદ્ધાવાળા, અદ્વેષી અને પ્રભુપ્રેમી હોતા નથી ઉત્તમ અને પુણ્યલોકોમા જન્મવાની ઇચ્છા પણ કેટલાકને થતી નથી તેમને તો આ લોકજ ગમે છે પ્રચાર કરવો એ ફરજ છે એમ સમજીને ગીતાનો પ્રચાર કરે છે તેને લાભ છે

ભગવાને અર્જુનને પૂછયુ તેમ હું તમને પૂછતો નથી કે તમે એકાગ્રચિત્તથી આ વાર્તાલાપને સાભળ્યો ? કેમકે હું પ્રવચન કરૂ છુ તમે **"ગીતા વાર્તાલાપ"** વાચ્યો છે ? એમા બહુ લખાણથી પાચભાગમા વહેચાયલો આઠપેજી અઢારસો પાનાનો ગ્રથ લખ્યો છે, તેને લોકો પ્રેમથી વાચે છે અને હવે એ લખાણને વિસ્તારપૂર્વક લખીને ત્રણહજાર પાનાનો ગ્રથ લખીને તૈયાર કર્યો છે, જેમાથી વ્યવસ્થાપકો આજસુધીમા પહેલો અને પાચમો ભાગ વિસ્તૃત લખાણના પ્રકાશિત કરી ચૂકયા છે અને બીજા ત્રણ ભાગો પણ સમય, શક્તિ અને નાણાની સવડ પ્રમાણે પ્રકાશિત કરશે. વળી આ ટૂકો અને સરલ બોધ પણ હરિઇચ્છાથી વ્યવસ્થાપકો છપાવી પ્રકાશિત કરે છે તો હવે છેલ્લે હુ કોણ કે તમને પૂછું કે તમારૂં અજ્ઞાન મટયુ ?

છતા એમ તો કહી શકું કે ગીતા મોક્ષશાસ્ત્ર છે એને સમજીને એવુ આચરણ કરશો તો એમાનો બોધ તમને શોકમુક્ત, સસારબધમુક્ત અને નિર્વાણશાતપદ પ્રાપ્ત થવાને ઉપકારક થશે -

अध्येष्यते च य इमं धर्म्यं सवादमावयो ।
ज्ञानयज्ञेन तेनाहमिष्ट स्यामिति मे मति ॥ ( १८-७० )

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ (૧૮-૭૧)

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ (૧૮-૭૨)

તમારી પાસે એવો એકરાર પણ હુ કરાવવા ઇચ્છતો નથી કે–"તમે મારા વાર્તાલાપને સમજ્યા અને તમારૂ અજ્ઞાન ગયુ તમને તમારા સ્વસ્વરૂપનુ ભાન થયુ અને હવે તમે સદેહ વિનાના થઈ ગયા તથા તમે વૈરાગી–સન્યાસી થવાને માટે સાધનો કરવા શરૂ કર્યા છે" પણ એમ કહી શકુ કે તમે પ્રાર્થના કરો ભગવાન શ્રીકૃષ્ણની કે–"હે મજવિહારી! ગોપીજનવલ્લભ! નટવર! ળઞી-ધારી! શ્રીકૃષ્ણ પરમાત્મતત્વ! તમે અમને એવી બુદ્ધિ આપો કે જે વડે તમને પામવાને માટે આ જન્મમાજ સાધનો કરીને તમને પામીએ"

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ (૧૮ ૭૩)

મુમુક્ષુ દપતિ! આ સવાદને ધૃતરાષ્ટ્રને સભળાવનાર સજય કહે છે કે–"અર્જુન અને ભગવાન વાસુદેવ મહાત્માના આ અદ્ભુત અને રોમાચ ખડા કરે એવા સવાદને મારા ગુરૂ યોગી વ્યાસજીની કૃપાથી મે યોગબળ વડે સાભળ્યો છે યોગેશ્વર કૃષ્ણને મે દૂરથી જોયા છે અને દૂરથી તેમને મે સાભળ્યા છે આ સવાદ ગુહ્ય છે હે રાજન! આ અદ્ભુત સવાદને યાદ કરીકરીને હુ વારવાર હરખાઉ છુ, કારણકે કેશવ અને અર્જુનનો આ સવાદ માનવીઓના અત કરણને પાવન કરનારો છે વળી જ્યારે એમનુ વિશ્વરૂપ અને નારાયણરૂપ મે જોયુ ત્યારે મને બહુ વિસ્મય અને મહાન હર્ષ થયો છે એ અદ્ભુત રૂપોને યાદ કરીને વારવાર મને અજાયબી

અને આનદ થાય છે વળી મારો અભિપ્રાય એવો બંધાયો છે, કે જ્યા યોગેશ્વર શ્રીકૃષ્ણ અને અર્જુન ધનુર્ધારી હોય, ત્યાજ લક્ષ્મી, ત્યાજ વિજય અને ત્યાજ સમૃદ્ધિ હોય." સજયે કહ્યુ કે –

इत्यह वासुदेवस्य पार्थस्य च महात्मन ।
सवादमिममश्रौषमद्भुत रोमहर्षणम् ॥ (૧૮-૭૪)

व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमह परम् ।
योग योगेश्वरात्कृष्णात् साक्षात्कथयत स्वयम् ॥ (૧૮-૭૫)

राजन्सस्मृत्य सस्मृत्य सवादमिममद्भुतम् ।
केशवार्जुनयो पुण्य हृष्यामि च मुहुर्मुहु ॥ (૧૮-૭૬)

तच्च सस्मृत्य सस्मृत्य रूपमत्यद्भुत हरे ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुन पुन ॥ (૧૮-૭૭)

यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धर ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ (૧૮-૭૮)

મુમુક્ષુ દપતિ! જેમ સજય ધૃતરાષ્ટ્રને કહે છે તેમ હુ તમને કહુ છુ કે–આ સવાદને વ્યાસજીએ "ભગવદ્ ગીતા" નામ આપ્યુ છે, કારણકે એમા ભગવાનનો વાસ છે અને ભગવાને એને ઉપનિષદોમાથી ઉપજાવીને માનવીઓના અને અર્જુનના હિત માટે અર્જુનદ્વારા ઉપદેશેલી છે એને વર્ષો થયા હુ વિચારતો આવ્યો છુ જેમજેમ એ બોધના ઉડાણમા વિચારવડે જાઉ છુ તેમતેમ મને પરમાનદ અને પરમસુખ થાય છે. મારી બુદ્ધિના વિકાસ પ્રમાણે હુ શ્રોતાઓને હરખાવતો એને વાચુ છુ હુ એવા નિશ્ચય પર આવ્યો છુ કે દુનિયાના માનવીઓમાત્રને આ ગીતાનો બોધ પરમલાભ આપનારો છે એમા માનવીઓમાત્રનુ હિત રહેલુ

છે એમા શાંતિનોજ બોધ છે બોધ પ્રમાણે વર્તવાના સાધનો અવશ્ય કરવા ઘટે છે સાધનો કર્યા વિના માનવીનુ દૈવીજીવન બને નહીં સાધનો માનવીમા પલ્ટો આણે છે, માનવી ઇશ્વરીભાવ-વાળો અને શોકમુક્ત બને છે

માનવીઓનુ અતઃકરણ જેને કારણશરીર નામે ઓળખવામા આવ્યુ છે તે શરીરનો નિર્વાહ કરનારૂ છે, અને દુનિયાનો નિર્વાહ કરનારૂ છે તેનામા પ્રકૃતિના ત્રણ ગુણો-સત્વ-રજ અને તમથી ઉપજતા કામ-ક્રોધ-લોભ-મોહ-ઇર્ષા-અભિમાન-છ ભાવો રહેલા છે એ ભાવો સ્વરક્ષણની અને સ્વપોષણની સ્વાર્થી વૃત્તિથી ભરેલા હોય છે તે જ્યારે ઉગ્રરૂપ પકડે છે ત્યારે માનવી રાક્ષસી ભાવવાળો બની જાય છે ભલા, ભક્ત અને સજ્જન માનવીઓને આ રાક્ષસીભાવ વાળાઓ ભારે ત્રાસ આપે છે હરપળ એનાથી જાનમાલનુ રક્ષણ કરવાની જરૂર પડે છે આવા રાક્ષસોની વૃદ્ધિ થાય છે ત્યારે માલની લૂટ કરવાને જાન લેવામા આવે છે માલનુ અને જાનનુ રક્ષણ કરવા માટે સરક્ષણનો ભાવ ઉદ્ભવે છે એ વખતે માનવીઓ બે ભાગમા વહેચાઈ જાય છે, અને યુદ્ધનો આરભ થાય છે આમ વ્યષ્ટિ-સમષ્ટિ-માનવીઓ યુદ્ધપ્રવૃત્તિમા રોકાઈ જાય છે અને પરસ્પર લડી મરે છે આ પ્રકૃતિની અવ્યવસ્થાને સમાનતામા આણવાને માટે જેનાથી આ જગત ઉપજ્યુ છે તે પરમબ્રહ્મ પોતાની પ્રકૃતિવડે જગતને વ્યવસ્થિત કરવા પોતે આવિર્ભૂત થાય છે, અને બળ-કળ અને બોધવડે માનવીઓને શોકમુક્ત બનવાનુ અને શાંત-નિર્દોષજીવન ગુજારવાનુ શિખવે છે આવુ કાર્ય પૂર્ણ અવતારથી, અંશોથી, અને વિભૂતિઓથી થાય છે

હઠીલા માનવીઓનો બળથી નાશ થાય છે યુક્તિથી અને લાલચની કળાથી કેટલાક સદાચરણી બને છે, જ્યારે બાકીના બોધથી-બળ કળ વિના પણ ઐશ્વરી ભાવવાળા બને છે અને શાંતિ પથરાય છે

બોધને વેદ–જ્ઞાન અને ધર્મ એવા નામોથી ઓળખવામા આવે છે આ કારણથી માનવીઓને વેદિઆ–જ્ઞાનીઓ અને ધર્મિષ્ઠો કહેવામા આવે છે. ધર્મિષ્ઠોને આર્યો કહેવામા આવ્યા છે આર્યોમા વેદિઆ અને જ્ઞાનીઓ સમાઈ રહેલા હોય છે.

ધર્મને ચાર પાદ હોય છે એ પાદોના નામો–સત્ય, દાન, દયા અને તપ છે આ પાદોનુ વૃત પાલન કરનારાઓ આર્યો અગર ધર્મિષ્ઠો કહેવાય છે આ ચાર વૃતોનુ પાલન કરનાર જગતની શાતિને ઉપકારક બને છે ત્યારે એનામા ધીરજ–ક્ષમા–કર્મેન્દ્રિયોનુ નિયમન, ચૌર્યનો અભાવ, સ્વચ્છતા, જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ, બુદ્ધિમતા, આધ્યાત્મિકજ્ઞાન, સત્ય અને ક્રોધરહિતપણું–એવા દશ ગુણો આવે છે ત્યારપછી પૂર્વોક્ત આર્યમાનવી બીજાઓની દષ્ટિએ બ્રહ્માકાર બનતો દેખાય છે ત્યારે તે પ્રાણીમાત્ર પર દયા કરનાર–શાત–સહિષ્ણુ–અદ્વેષી–પવિત્ર અને શોકમુક્ત–પ્રારબ્ધવશવર્તી–મગલકારી ઉદાર અને સંયમી તથા સ્પૃહા વિનાનો–એવા આઠ ગુણોવાળો હોય છે

આમ ત્રણ અવસ્થા–એક પછી બીજી અને બીજી પછી ત્રીજી આવે છે ત્યારે પહેલી અવસ્થામા એ માનવીસમૂહમા રહેવાને લાયકાતવાળો શહેરી બને છે બીજી અવસ્થામા એ બીજાને બોધ આપનારો શિક્ષક બને છે અને ત્રીજી અવસ્થામા એ પરમહંસ, દુનિયાથી મુક્ત, બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્માકાર બનીને કૈવલ્યરૂપ, પરમ-સુખ, પરમાનદ, નિત્યાનદ, અખડાનદ બ્રહ્મતત્વમા સમાય છે

આ છેલ્લી અવસ્થામા આવવાને હિન્દુસ્તાનના સનાતન હિંદુ આર્યો વિના બીજા કોઈ માનવીઓ અને બહારની દુનિયાના કોઈ માનવીઓ ખુશી નથી એઓ ખુશી નથી, માટે એઓ છેલ્લી ત્રીજી અવસ્થામા આવવાના જ્ઞાનના સાધનો કરવાને બિલકુલ

બેદરકાર છે. તેઓ બિલકુલ બેદરકાર છે કારણકે તેમને શારીરિક ભોગો, ઇન્દ્રિયારામો અને વિષયાનંદો વિના બીજું કશું વહાલુ નથી અને એથી એઓ નવાનવા પ્રકારના ભોગો, આરામો અને આનંદો પ્રકૃતિમાથી શોધી કાઢવાની ગડમથલ કર્યા કરે છે અને એમા એમની આડે આવનારાં માનવીઓનો સંહાર કરે છે.

એમનો ચેપ એમના સંપર્કમાં તમને લાગે છે અને તમે તેમના જેવા થાઓ છો તથા સાચા અને નિત્યસુખ માટે સાધન કરતાં નથી અને દુનિયાને દોજખ બનાવનારા અને તમારા પોતાના અશાંત જીવનને આમંત્રણ આપનારા બનો છો. મહાભારતના યુદ્ધનુ કારણ આવુજ હતું.

આ વિશ્વ બનેલું છે બીજાના ભોગે નહીં, પણ સ્વોપાર્જિત આનંદ અને સુખ લેવાને માટે; જેમ ધૂમકેતુઓ સૂર્યમાથી છૂટીને હજારો વર્ષ પછી પણ સૂર્યમા આવી મળે છે, તેમ પરમબ્રહ્મમાથી છૂટેલા તમે પરમબ્રહ્મતત્વમા પાછા સમાવાને માટે.

મુમુક્ષુ દંપતિ! યાદ રાખો માતા ગીતાજી તમને શહેરી બનાવી શકે તેમ છે, શોકમુક્ત બનાવી શકે તેમ છે અને બ્રહ્માકાર બનાવી શકે તેમ છે

તમે હવે કાઠે બેઠા છો તમારી આયુ હવે બહુ વીતી ગઈ છે. તમારો પ્રયાણકાળ નજદીકમા આવ્યો છે પહેલા અધ્યાયના વાર્તાલાપને તમારી સ્મૃતિમા આણવાની હું જરૂર જોઉં છુ અને જેની તમને જરૂર નથી એવુ આરંભમા તમારી જુવાનીમા કહ્યુ એવા વર્જુનને હું તત્વજ્ઞાન દૃષ્ટિથી સમજાવવાને યત્ન કરીશ, જે ઓધવડે સવેળા ચેતીને તમે કૈવલ્ય માટે યત્ન કરતા થઈ જશો એવું હું માનુ છુ.

અર્જુનની માફક અને અશ્વત્થામાની માફક બોધ મળ્યા છતા અબોધી ન રહેશો. બોધ મળ્યા છતા અને શ્રીકૃષ્ણની પાને એકરાર કર્યા છતા અર્જુને પેટ ભરવાનો ધધો, રાજપાલનનો બોધ સ્વીકાર્યો બીજો બોધ એક બાજુ મૂકી દીધો એનામાથી હિંસા અને પુત્રેષણા ન ગઇ દ્રૌપદીને આશ્વાસન આપવા પોતાના ગુરૂભાઇ અને ગુરૂપુત્રને મારીને, એનુ માથુ કાપીને, લાવી આપવા પ્રતિજ્ઞા કરી બેઠો અને વૈરબુદ્ધિથી અશ્વત્થામાને પકડીને દ્રૌપદી આગળ રજુ કર્યો અશ્વત્થામા દુર્યોધનનો ગુરૂભાઈ, ગુરૂપુત્ર, મિત્ર અને નોકર હતો તેણે પાડવોને નિર્વંશ કરવાના નિર્ધારનુ દુર્યોધનનુ વચન પૂરૂ કરવા દ્રૌપદીના પાચ પુત્રોના માથા કાપી નાખ્યા હતા અને દુર્યોધન સમક્ષ રજુ કર્યા હતા ભીમે ગદાપ્રહારથી પરાજિત કરેલા એ દુર્યોધનના શરીરમાથી વૈરબુદ્ધિના કારણે પ્રાણ નીકળતા ન હતા અને એ પીડાતો હતો ભલે અશ્વત્થામાએ ગીતા સાભળી ન હતી, પણ ઉપનિષદોનો તો એણે પિતા દ્રોણાચાર્ય પાસે અભ્યાસ કર્યો હતો એ, દ્રોણ અને ભીષ્મ-ત્રણે કામનાથીજ દુર્યોધનના યુદ્ધસહાયકો બન્યા હતા આવુ હોઇને તમે પણ આ વાર્તાલાપ સાભળ્યા છતા પુત્રેષણા, વિત્તેષણા અને લોકૈષણાથી મુક્ત ન બની શકો એ સભવિત છે

અર્જુન પેઠે તમે શ્રીકૃષ્ણપ્રેમી અને સખા નથી શ્રીકૃષ્ણના સ્વધામગમનના વિયોગથી અર્જુન બહુ રડયો અને પછી એને વૈરાગ્ય આવ્યો અને સર્વસ્વ ત્યાગીને ભાઈઓ સાથે એ હિમાલયમા ચાલ્યો ગયો આ બન્યુ ગીતાના બોધ પછી આશરે પચાસ વર્ષ પછી મહાભારત વખતે મળેલો એ બોધ એને પચાસ વર્ષ પછી કામ આવ્યો અને એ કૈવલ્યને પામ્યો તમારી આ અવસ્થાએ બધુ છોડીને તમે કયા જવાના હતા? હિમાલય તો હવે માલીકીનો થઈ ગયો છે કોઈ ઝાડ ફળફૂલના તો કવચિતજ દેખાય અને જ્યા જાઓ ત્યા તમને ધમકાવીને રોકનાર એનો માલીક ત્યા ઉભોજ

હોય છે કંદમૂળ પણ કયાય દેખાતા નથી ત્યાના માનવીઓ ઉલટા તમારી પાસેથી દોરાધાગા સુધ્ધા માગે છે, ત્યા તમારો નિર્વાહ કેમ થશે? ત્યાં વસનારા સન્યાસીઓનો મુશ્કેલી ભર્યો નિર્વાહ કાળીકમળીવાળાની સંસ્થા અને કેટલાક ધનાઢયો અને રાજાઓથી થાય છે તમે બેઉ જણા ત્યા નભી શકો તેમ નથી, સિવાય કે તમે સન્યાસી અને સન્યાસીની થાઓ પણ ત્યા સંન્યાસીની થયેલી તમારી ધણિયાણી તમારી સાથે રહી ન શકે. માટે જો માત્ર તમે બેજ જણા છો અને એકલાજ ઘરમા છો અને સર્વથી સંગ છોડ્યો છે, તો કૈવલ્યસાધના માટે તે ઘરમાજ શકયતા છે આ વાત માગે છે હિંમતભર્યું સંસારી સંબંધથી સંગરહિતપણુ આ પ્રમાણે પૂર્વે ખટ્વાગ નામના રાજાએ રાજધાનીમા, રાજમહેલમા અને પોતાના વાસમાજ સંગરહિત બની જઈને એકજ ઘડીમા અખંડસુખ પરમબ્રહ્મતત્વમા સમાઈ જવાનુ પ્રાપ્ત કર્યું હતુ તમારે માટે આજ માર્ગ છે

સાભળો! ફરીને પહેલા અધ્યાયમાનો અર્જુનવિષાદ યોગ, જે હુ તમને ગમ્મત અને જ્ઞાન સાથે કહુ છુ, તે ધ્યાનમા રાખવા યોગ્ય છે

પૂર્વોક્ત ત્રણ પ્રકારના ધર્મો ધારણ કરીને, કર્મો કરીને, ચિત્તશુદ્ધ થઈને, 'હુ બ્રહ્મ છુ' એવા ભાવવડે આરાધન કરીને કૈવલ્ય પામવાને તમને પ્રભુએ દયા કરીને આ માનવદેહ આપ્યો છે તેથીજ એ દેહને તમે 'ધર્મક્ષેત્ર અને કર્મક્ષેત્ર'–એવા બે વિશેષણોવાળો સમજો! માનવશરીરવડે કર્મ વિના કશુ સિદ્ધ થતુ નથી માટે ભગવાનેજ "कुरु"='કર્મ કર" એવી આજ્ઞા આપેલી છે માટેજ "कुरुक्षेत्र" નામનુ સ્થાનજ આ તમારો દેહ કુરુક્ષેત્ર છે ધર્મ એટલે કર્મ અને કર્મ એટલે ધર્મ ધર્મ જેમા રહેલો છે એવુ જે શરીર, તે વડે આકાશવાણીથી પૂર્વના ઋષિઓને

ઉપદેશેલુ વેદનુ (ઉપનિષદોનુ) જ્ઞાન, તેનુ દોહન કરીને, માનવ મુખથી અર્જુનને ઉપદેશેલુ જ્ઞાન-ધર્મવડે ધારણ કરીને, કર્મવડે આચારમા મૂકવા માટે, બહુ સરળ કરીને, ભગવાન શ્રીકૃષ્ણે ઉપદેશેલુ, જે ગીતા-શાસ્ત્ર, તેનો આવો જ ઉદ્દેશ છે તે જ્ઞાનને અતરાય કરનાર કામાદિ છ વિકારવાળા સૈન્ય સાથે અધર્મરૂપ દુર્યોધન-દેહમા લડવા તૈયાર ઉભો છે અને તેનાથી સરક્ષણ કરવા સત્ય આદિ ચાર સદ્‌ગુણોવાળો ધર્મરૂપ અર્જુન સૈન્ય સાથે દેહમા સામો ઉભો છે બેઉ સામસામા ઉભેલા લશ્કરોએ શુ કર્યું ?" એવુ કુબુદ્ધિથી જીવ-ધૃતરાષ્ટ્રે સજયને પૂછયુ

તમારા શરીરમા કુબુદ્ધિ અને સુબુદ્ધિ કહેવાતી બે વૃત્તિઓ છે કુબુદ્ધિને અધર્મ અને સુબુદ્ધિને ધર્મ માનો ! સુબુદ્ધિ તમને પ્રભુના પ્યારા બનાવવા યજ્ઞ-દાન-તપ-નિત્યનૈમિત્તિક કર્મો તરફ પ્રવર્તમાન કરે છે કુબુદ્ધિ એ બધુ તમને નહીં કરવા દેવાને અતરાય કરવાને પ્રવર્તમાન કરે છે આવા બે બળો સામસામા લડ્યા કરે છે કૌરવ-પાડવનુ યુદ્ધ અઢાર જ દિવસ ચાલ્યુ, જ્યારે અધર્મ અને ધર્મનુ યુદ્ધ તમારા દેહમા, તમને સ્વસ્વરૂપનુ જ્ઞાન થાય, ત્યાસુધી ચાલ્યા જ કરે છે એકબે જન્મ નહીં, પણ અનેક જન્મોમા એ યુદ્ધ ચાલ્યા જ કરે છે આવા યુદ્ધથી જ્યારેજ્યારે તમારી જીત થાય છે ત્યારેત્યારે તમને લોકમુક્તિનો અનુભવ થાય છે આ યુદ્ધ જીતી શકાય છે જો કાયમ તકેદારી રાખો કે પરાજિત થયેલો અધર્મ પાછો ઉઠે નહીં, તો આખરે એનો નાશ થાય છે અને તમે કૈવલ્યાનુભવ કરો છો અને સદાને માટે શરીર ધારણ કરવામાથી છૂટી જાઓ છો

તમારા શરીરમા કામાદિ છ વિકારવાળો અધર્મ અને ધર્મનો નાશ કરવાને માટે શકુનિરૂપ કુસગથી પ્રેરાયલો, લાલચવડે દ્રોણરૂપ સેનાના પ્રેરક મોહને, રાજનીતિરૂપ ભીષ્મની સભાળ રાખવાને

સમજાવતો, સેનાના નાયકોની પ્રશસા કરે છે અને મનમા તો ડર છે કે ધર્મરૂપ અર્જુનના પક્ષમા પરમાત્મા છે, છતા યુદ્ધબળ અને રાજનીતિબળથી ધર્મરૂપ અર્જુન ઓછા સૈન્યવાળો જીતવો સહેલો છે, એવુ પ્રોત્સાહન આપે છે અને ધર્મને ધિક્કારે છે જ્યારે કુબુદ્ધિ જોર કરે છે ત્યારે છ વિકારોથી પ્રેરાયલા તમે ધર્મ-સત્ય, દાન, દયા, તપ-થી ડરો છો આ ચારે ગુણો પાળતા શરીરને શ્રમ થાય છે અને દ્રવ્યની પણ હાનિ થવાની હોય છે આ ઉપમાઓને સમજાવતા શ્લોકો જુઓ –

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सव ।
मामका पाडवाश्चैव किमकुर्वत सजय ॥ (१-१)

दृष्ट्वा तु पाडवानीक व्यूढ दुर्योधनस्तदा ।
आचार्यमुपसगम्य राजा वचनमब्रवीत् ॥ (१-२)

पश्यैता पाडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढा द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ (१-३)

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथ ॥ (१-४)

धृष्टकेतुश्चेकितान काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुन्तिभोजश्च शै‍ब्यश्च नरपुगव ॥ (१-५)

युधामन्युश्च विक्रात उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथा ॥ (१-६)

अस्माक तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सन्यस्य सज्ञार्थ तान्ब्रवीमि ते ॥ (१-७)

काश्यश्च परमेष्वास शिखण्डी च महारथ ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजित ॥ (१-१७)

द्रुपदो द्रौपदेयाश्च सर्वश पृथिवीपते।
सौभद्रश्च महाबाहु शङ्खान्दध्मु पृथक् पृथक्॥ (१-१८)

स घोषो धार्तराष्ट्राणा हृदयानि व्यदारयत्।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन्॥ (१-१९)

જ્યારે તમારૂ લક્ષ અંતઃકરણમા વળે છે ત્યારેજ કાઈ સમજાય છે અને જાણવા માગો છે। કે અંતઃકરણમા આ શી ગડમથલ ચાલે છે? ત્યારેજ શ્રીકૃષ્ણરૂપ પ્રેરકને પૂછો છો અને બેઉ તરફ-સુબુદ્ધિ કુબુદ્ધિ તરફ-તમારી નજર થાય છે નથી છોડવો ગમતો ધર્મ અને નથી છોડવો ગમતો અધર્મ "ઘરવ્યવહાર છે, પ્રજા દુખી થાય, મારે તેમાજ લક્ષ આપવુ જોઈએ"-આવો નિશ્ચય કરીને તમે અર્જુનની પેઠે અધર્મને અંતઃકરણમાથી ઉખેડી નાખવાનો નિશ્ચય છોડી દો છો અને ધર્મને અભરાઈએ ચઢાવી દો છો. નથી રહેતા ઘરના, કારણકે તમારૂ કરેલુ તમારા છોકરાઓને ગમતું નથી અને નથી રહેતા પ્રભુના અને છેવટે મોત આવીને તમને ભેટે છે તમારૂ જીવન નકામુ થાય છે અને પરમાત્માને પોકારો છો અર્જુનની પેઠે નહીં લડવાના કારણોરૂપ તમારી, પાછળના વારસોની દુર્દશા થવાનો વલોપાત એકાન્તમા તમે સભળાવો છો, જ્યારે ભગવાન તમારી મૂર્ખાઈને જોઈને હસે છે ત્યારે તમને ભાન રહેતુ નથી-"એ......આ મોત આવ્યુ! અને આ બધુ છોડીને મારે ચાલ્યા જવાનુ છે" "મારે આવવુ છે તમારા ધામમા, પણ જુઓને! હુ કેમ કરી આવી શકુ! મારાથી તો આ ધર્મ પળાશે નહીં ભગવાન! મારે તો મોક્ષ જોઈતો નથી"-એવુ મનમા તમે કહો છો અર્જુનની આવીજ સ્થિતિ હતી અને તે આવુજ બોલ્યો હતો જુઓ -

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वज ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डव ॥ (१-२०)

हृषीकेश तदा वाक्यमिदमाह महीपते ।
सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ (१-२१)

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ (१-२२)

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ (१-२३)

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ (१-२४)

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ (१-२५)

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ (१-२६)

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥ (१-२७)

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।
दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ (१-२८)

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ (१-२९)

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ (१-३०)

निमित्तानि च पश्यामि विपरीतानि केशव।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे॥ (१-३१)

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा॥ (१-३२)

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च॥ (१-३३)

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा॥ (१-३४)

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते॥ (१-३५)

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः॥ (१-३६)

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबांधवान्।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव॥ (१-३७)

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम्॥ (१-३८)

મુમુક્ષુ દંપતિ! જ્યારે ભગવાનનો અવતાર થવાનો હોય છે અને જે જે કામો કરવાને એ અવતરવાના હોય છે ત્યારે અગાઉથી તે બધી ઘટનાઓને સરળ કરવાને માટે તૈયાર થાય છે અને પરિણામને પામે છે સજ્જનો, ભક્તો અને ધર્મોપદેશકોની પ્રાર્થના થાય ત્યારે ભગવાન આવિર્ભૂત થાય, એવી ચેષ્ટાઓ જગતમા ગતિમાન થાય છે ધર્મની ગ્લાનિ યાને માનવીઓના અધર્મી આચરણો ભગવાન સાખી શકતા નથી મમતા યાને કામને લીધેજ

માનવી જાણીજોઈને અધર્મને આચરે છે અર્જુન જેમ ભગવાનને કહે છે કે "હે જનાર્દન ! લોભથી હણાયલા ચિત્તવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો કુલનો નાશ થવાથી ઉત્પન્ન થતા દોષને જાણતા નથી અને મિત્રના દ્રોહના પાપને પણ જાણતા નથી તો ભલે પણ અમે તો એ દોષ અને એ પાપના દોષને જાણનારા હોઈ એ દોષ અને એ પાપને કરતા કેમ ન અટકીએ? કુલનો નાશ થતાની સાથે કુલના ધર્મો નષ્ટ થાય ચાલતા આવેલા સનાતનધર્મનો નાશ થતાની સાથે અધર્મનુંજ સામ્રાજ્ય વર્તી રહે અધર્મથી વિધવાઓ દૂષિત થાય અને ધર્મદ્રોહી માનવીઓ એ વિધવાઓ સાથે વ્યભિચાર કરતા પરિણામે જાતિદ્રોહી–વર્ણસકર બાળકોનો જન્મ થાય કુલનો નાશ કરનારા પૂર્વજોની દુર્ગતિ થાય, કેમકે જાતિદ્રોહી–વર્ણસકર છોકરાછોકરીઓ મોટા થતા સનાતનધર્મનો દ્રોહ કરે અને મુએલાના આત્માની શાંતિ માટે થતા શ્રાદ્ધો વગેરેની ક્રિયાઓ બધ પડી જાય આમ કુલનો નાશ કરનારાના બાળકો વર્ણસકર પ્રજા થવાથી –માનવજીવનને સુખી અને શાત બનાવનાર જાતિ, ધર્મો–કુલધર્મ અને સનાતનધર્મનો ઉચ્છેદ થાય આવા મહાન પાપથી કદી છૂટાય નહીં એવો નરકવાસ ભોગવવો પડે "

ગમ્મત અને જ્ઞાનને માટે ઘટાવી શકાય તેવો બોધ આ છેલ્લી પોણો સો વર્ષની તમારી અવસ્થાને જરૂરી છે

તમે તમારા મનમા રહેલા ભગવાનને જરૂર કહેવાના કે– "ભલે મારા છોકરાછોકરીઓ, પિતરાઈઓ, બાપવો વગેરે અમારા નિવૃત્ત થવાના અને ભગવાનના ભજન વડે મોક્ષસાધનો માટે તત્પર થઈ જવાના દોષને નથી જાણતા અને એમના હાથથી ચાલતો કારોબાર ઉલટો, મૂર્ખાઈભરેલો અને ધનદોલત ફના થાય તેવો ભલે ચાલે અમારા એવા દોષને અને પુણ્ય–દાન–તીર્થ વગેરે કરવામા જે ધનમાલ અમારાથી વપરાય તે પરિણામે કુટુબનુ

ગરીબ થઈ જવાનું, ગરિબાઇથી અપકીર્તિવાળા થવાનું અને પોષણના સુવ્યવસ્થિત અભાવથી કુલનો નાશ થવામાં આવે અને પરિણામે એઓ બધાં રખડતા થઈ જાય-એવા એ દોષને અમે જાણીએ છીએ. નિવૃત્ત થઇને ભગત થવાના પાપને-દોષને અમે જાણીએ છીએ. એવાં અમોએ ઘરકામ-ધંધાની અમારા હાથમાંની લગામને ઢીલી ન મૂકાય અને છૂટી પણ ન મૂકાય મરવા પછી અહીં કયાં અમારે જોવા આવવું છે? ભગવાનને ભલે કરવું હોય તે કરે, પણ છતી દેખતી આંખે આ બધું કેમ છોડાય?"

આ હાલતમાં તમે ભગવાનની માયાથી મોહને પામ્યાં છો. તમારા માતાપિતાના મૃત્યુ બાદ તમે તેમનો ઘરકારોબાર ચલાવેલો, તેમાં તમે કશી ભૂલો નથી કરી? શું તમે બધું ગુમાવી ખેરવિખેર થઈ ગયાં છો? "ભગવાન બધાંની સંભાળ લે છે"-એ બોધ તમે કામનાથી અને મમતાથી ભૂલી ગયાં છો. ઉંમરલાયક પ્રજા થયા પછી લોકશાસ્ત્ર અને વેદશાસ્ત્ર તમને ઘરકારોબારની જવાબદારીમાંથી મુક્ત કરે છે. **તમારે તો તમારા આત્માની શોકમુક્તિનેજ અને સંસારબંધમુક્તિનેજ વિચાર કરીને તમારી કૈવલ્યપ્રાપ્તિની ફરજનીજ યાદ કરવાની હોય છે.** કૈવલ્યપ્રાપ્તિનો માનવધર્મ અને એ ધર્મનું પાલન થવા માટે કામાદિ છ વિકારોરૂપી અધર્મરૂપ દુર્યોધનના લશ્કર સાથે યુદ્ધ કરીને તેમનો નાશ કરવાનો નિયતધર્મ-એનું આચરણ ન કરવાથી તમે મોટો દોષ કરો છો. એનું પાપ તમને નરકવાસ જરૂર કરાવશે-એ સત્યની ઉપેક્ષા ન કરશો. **સાચું, ઉત્તમ અને નિત્યસુખ બ્રહ્માકાર થવાથી છે.** તમારી આ વૃદ્ધાવસ્થા તમને એ માટે બહુ અનુકૂલ છે આ તકને ન ગુમાવશો. ગમે તેવા સંજોગો ઉભા થાય તેનાથી લગીરે ડરશો નહીંજ નહીં:-

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन॥ (१-३९)

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत॥ (१-४०)

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः॥ (१-४१)

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च।
पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः॥ (१-४२)

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः॥ (१-४३)

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम॥ (१-४४)

"વૈકુંઠ વગેરે લોકોમાં વાસ કરવાના લોભવડે અને કૈવલ્ય પ્રાપ્તિના લોભવડે શારીરિકભોગો-ઇન્દ્રિયારામો અને વિષયાનંદો માટે-કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, અને અભિમાન વડેજ ધન, દોલત, પુત્ર, કલત્ર, સ્ત્રી, મિત્ર, બંધુ વગેરે સુખો આવી મળે છે એવા દુન્યવી સુખને અપાવતા એ છ ગુણોનો ત્યાગ કરવાનું મહાન પાપ કરીશું-એવું અર્જુનની પેઠે તમને થાય છે પેટ ચોળીને પીડા કરવાની? છતાં સંચયને ત્યાગવાનો? ભલે કહેલું માનતા નથી, ભલે મૂર્ખા ગણે, ભલે ઉપેક્ષા કરે પણ છે તો સ્વજનને? ભલે તેઓ તેમ વર્તે પણ અમારાથી તેમને ત્યજાશે નહીં એ કામાદિ છ ગુણો અમારી સાથેજ જન્મ્યા છે શા માટે ભગવાને એ કર્યા હશે? અમને એ ગુણો કોઇએ શિખવ્યા પણ નથી એ તો કુદરતી છે તેમનો નાશ? ભગવાને શામાટે દુનિયા બનાવી

ગરીબ થઈ જવાનુ, ગરિબાઇથી અપકીર્તિવાળા થવાનુ અને પોષણના સુવ્યવસ્થિત અભાવથી કુલનો નાશ થવામા આવે અને પરિણામે એઓ બધા રખડતા થઈ જાય-એવા એ દોષને અમે જાણીએ છીએ નિવૃત્ત થઇને ભગત થવાના પાપને-દોષને અમે જાણીએ છીએ એવા અમોએ ઘરકામ-ધધાની અમારા હાથમાની લગામને ઢીલી ન મૂકાય અને છૂટી પણ ન મૂકાય મરવા પછી અહીં કયા અમારે જોવા આવવુ છે? ભગવાનને ભલે કરવુ હોય તે કરે, પણ છતી દેખતી આખે આ બધુ કેમ છોડાય?"

આ હાલતમા તમે ભગવાનની માયાથી મોહને પામ્યા છો તમારા માતાપિતાના મૃત્યુ બાદ તમે તેમનો ઘરકારોબાર ચલાવેલો, તેમા તમે કશી ભૂલો નથી કરી? શુ તમે બધુ ગુમાવી ખેરવિખેર થઈ ગયા છો? "ભગવાન બધાની સભાળ લે છે"-એ બોધ તમે કામનાથી અને મમતાથી ભૂલી ગયા છો ઉમરલાયક પ્રજા થયા પછી લોકશાસ્ત્ર અને વેદશાસ્ત્ર તમને ઘરકારોબારની જવાબદારીમાથી મુક્ત કરે છે **તમારે તો તમારા આત્માની શોકમુક્તિનેજ અને સ આરબ ધમુક્તિનેજ વિચાર કરીને તમારી કૈવલ્યપ્રાપ્તિની ફરજનીજ યાદ કરવાની હોય છે** કૈવલ્યપ્રાપ્તિનો માનવધર્મ અને એ ધર્મનુ પાલન થવા માટે કામાદિ છ વિકારોરૂપી અધર્મરૂપ દુર્યોધનના લશ્કર સાથે યુદ્ધ કરીને તેમનો નાશ કરવાનો નિયતધર્મ-એનુ આચરણ ન કરવાથી તમે મોટો દોષ કરો છો એનુ પાપ તમને નરકવાસ જરૂર કરાવશે-એ સત્યની ઉપેક્ષા ન કરશો **સાચુ, ઉત્તમ અને નિત્યસુખ બ્રહ્માકાર થવાથી છે.** તમારી આ વૃદ્ધાવસ્થા તમને એ માટે બહુ અનુકૂલ છે આ તકને ન ગુમાવશો ગમે તેવા સ જોગો ઉભા થાય તેનાથી લગીરે ડરશો નહીંજ નહીં –

कथ न ज्ञेयमस्माभि पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृत दोष प्रपश्यद्भिर्जनार्दन ॥ (१-३९)

कुलक्षये प्रणश्यति कुलधर्मा सनातना ।
धर्मे नष्टे कुल कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ (१-४०)

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यति कुलस्त्रिय ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसकर ॥ (१-४१)

सकरो नरकायैव कुलघ्नाना कुलस्य च ।
पतति पितरो ह्येषा लुप्तपिंडोदकक्रिया ॥ (१-४२)

दोषैरेतै कुलघ्नाना वर्णसकरकारकै ।
उत्साद्यते जातिधर्मा कुलधर्माश्च शाश्वता ॥ (१-४३)

उत्सन्नकुलधर्माणा मनुष्याणा जनार्दन ।
नरके नियत वासो भवतीत्यनुशुश्रुम ॥ (१-४४)

' વૈકુંઠ વગેરે લોકોમાં વાસ કરવાના લોભવડે અને ઇન્દ્રત્વ પ્રાપ્તિના લોભવડે શારીરિક ભોગો–ઇન્દ્રિયાનાં અને વિષયો [illegible] માટે–કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષા, અને અભિમાન વગેરે ધન, દોલત, પુત્ર, કલત્ર, સ્ત્રી, મિત્ર, બંધુ વગેરે સુખો [illegible] કે એવા દુન્યવી સુખને અપનાવવા એ [illegible] ગુણોના [illegible] પાપ કરવું–એવું અર્જુનની પેઠે તમને [illegible] પી કરવાની? છતાં [illegible] નથી, [illegible] [illegible] તેઓ [illegible] [illegible] [illegible] [illegible]

હશે ?" ભગવાનને આમ સંભળાવી દ્યો છો, તેમ તમે અને પણ સંભળાવી દેવાના કે-"એકબાજુ આ દુનિયા માનવીઓના આનંદ અને સુખ માટે રચીને માનવીઓને પેદા કર્યાં છે-એવુ કહો દો અને બીજી બાજુ કહો છો કે આનંદ અને સુખને છોડો! વાહરે?"

મુમુક્ષુ દંપતિ! આવા વિચારો, આવા નિશ્ચયો, આવો અવિશ્વાસ, આવી અશ્રદ્ધા અને આવુ અજ્ઞાન અવિદ્યાવડેજ ઉપજે છે અલબત્ત, મે કહ્યુ છે કે-"આ જગત આનંદ અને સુખ માટે રચાયલુ છે, પણ બીજાના ભોગે આનંદ અને સુખ લેવા માટે નહીં, ઇન્દ્રિયોના અતિ ઉપયોગ અને દુરૂપયોગ માટે નહીં અને શ્રમ કર્યા વિના સુખ અને આનંદ લેવા માટે નહીં"-એવુ પણ કહ્યુ છે, એ વાત કેમ યાદ નથી કરતા?

આનંદ અને સુખની પણ હદ હોય કે નહીં? અને તમને છે તેથી ઉત્તમ અને દિવ્ય આનંદ અને સુખ મેળવવાનુ પણ શુ મે કહ્યું નથી? પરન્તુ એ દિવ્ય આનંદ અને એ દિવ્યસુખ કામ-ક્રોધનો નાશ કર્યા વિના ત્રણે શરીરો છોડ્યા વિના યા એમનાથી સંગરહિત થવા વિના અનુભવી શકાય નહીં એ સુખ અને એ આનંદ આ દુનિયામા અને આ શરીરમા પણ અનુભવાય છે અને ત્રણે શરીરો છૂટયા પછી એ દિવ્ય આનંદ અને સુખરૂપ થઇને નિત્યાનંદ અને નિત્યસુખમા પણ સમાઈ જવાય છે

સાધનોરૂપ યુદ્ધ કરવુ પડે અર્જુનની પેઠે 'નહીં લડુ' એમ બોલીને પ્રમાદી થવુ ન ઘટે પ્રમાદ કરવો અને વિષાદ યાને બળાપો કરવો તે ન ચાલે સ્વચ્છંદીઓને તો મારે કહેવાનુજ શુ હોય? ભગવાને પણ તેમને સંસારમા છૂટા મૂક્યા છે આ બોધ છે મોક્ષની તમન્નાવાળા માનવીઓને માટે અર્જુનને કેવો વિષાદ થયો હતો તે જાણવા અર્જુનની વાણી અને એની વિષાદમય સ્થિતિ બતાવતા સંજયે જે કહ્યુ તે જુઓ!

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः॥ (१-४५)

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत्॥ (१-४६)

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत्।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः॥ (१-४७)

મુમુક્ષુ દંપતિ! ભગવાને છૂટા મૂકેલા સ્વચ્છંદીઓ, મૂર્ખાઓ અને દુરાચરણીઓ આ વિશ્વમાં–અંધારી રાતમા ઉંઘાય તેવીરીતે આત્મજ્ઞાનથી અજાણ્યાં ઉંઘે છે, જ્યારે મોક્ષની તમન્નાવાળા માનવીઓ સાધન કરીને બનેલા બ્રહ્મનિષ્ઠો–યોગીઓજ માત્ર આ સંસારરૂપી રાત્રિમાં જાગે છે; કારણકે દુન્યવી નાશવંત આનંદો અને સુખો પ્રત્યે એઓ ઉદાસીન છે અને ઉંઘતા વર્ણવેલા એ સંસારી માનવીઓ દુન્યવી આનંદો અને સુખો માટે પ્રવૃત્તિ અને ચેષ્ટાઓ કરી રહેલાં હોય છે દુન્યવી આનંદો અને સુખો દૂષિત હોય છે, કેમકે પરિણામે તેઓ શોક યાને દુઃખનુ રૂપ ધારણ કરે છે. કામથી કામી થયેલાં માનવીઓને શાંતિ મળતીજ નથી, જ્યારે બ્રહ્મનિષ્ઠ યોગીઓ–હજારો નદીઓને પોતાનામા સમાવીને સમુદ્ર જેમ શાંત રહે છે, તેમ સર્વે કામનાઓ, એમની આંખ, નાક, કાન વગેરે દ્વારેથી એમના અંતઃકરણમા પ્રવેશીને ડૂબી–સમાઈ જાય છે અને તેથી તેઓ શાંતિને પામે છે જે કોઈ માનવી કામનાઓને ત્યજીને સ્પૃહા વિનાનુ, અહંકાર અને મમતા વિનાનુ, આ વિશ્વમા પ્રવૃત્તમાન હોય છે અને જો કોઈ જુવાન પણ હોય તો તેને શાંતિ પ્રાપ્ત થાય છે, તો કુદરતે અને વૃદ્ધાવસ્થાએ અને સમારથી નકામાં કરી નાંખેલાને સાધન કરીને કામ–ક્રોધનો નાશ કરવાનુ શું અઘરૂં પડે છે? તેમને કેમ શાંતિ ન મળે?

માનવદેહમાં આવ્યા પછી સાધનો કરીને, કામ-ક્રોધનો ત્યાગ કરીને બ્રાહ્મીસ્થિતિમાંજ ત્રણે દેહને ત્યજવા અને નિત્યાનંદ, પરમ-સુખદ પરમબ્રહ્મતત્વમાં સમાઈ જવું એજ માનવજીવનું છેવટનું અંતિમ ધ્યેય છે. એ પદ પામ્યા પછી ફરીને જીવને મોહ થતો નથી. એ નિર્વાણ બ્રહ્મપદ છે. ૐ

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ (२-६९)

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥
(२-७०)

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ (२-७१)

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ (२-७२)

**અધ્યાય અઢારમો અને પરમબ્રહ્મ યોગ સંપૂર્ણ.**

**"ગીતા-બોધ યાને વ્યવસ્થિત વાર્તાલાપ"**

**સમાપ્ત.**



# ગીતા માહાત્મ્ય અને સમર્પણ.



गीताशास्त्रमिद पुण्य य पठेत्प्रयत पुमान्।
विष्णो पदमवाप्नोति भयशोकादि वर्जित ॥ १ ॥

गीताध्ययनशीलस्य प्राणायामपरस्य च।
नैव सन्ति हि पापानि पूर्वजन्म कृतानि च ॥ २ ॥

मलनिर्मोचन पुसा जलस्नान दिने दिने।
सकृद्गीताम्भसि स्नान ससारमलनाशनम् ॥ ३ ॥

गीता सुगीता कर्तव्या किमन्यै शास्त्रविस्तरै ।
या स्वय पद्मनाभस्य मुखपद्माद्विनि सृता ॥ ४ ॥

भारतामृतसर्वस्व विष्णोर्वक्त्राद्विनि सृतम्।
गीतागङ्गोदक पीत्वा पुनर्जन्म न विद्यते ॥ ५ ॥

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन ।
पार्थो वत्स सुधीर्भोक्ता दुग्ध गीतामृत महत् ॥ ६ ॥

एक शास्त्र देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव।
एको मन्त्रस्तस्य नामानि यानि कर्माप्येक तस्य देवस्य सेवा ॥ ७ ॥



कायेन वाचा मनसेन्द्रियैर्वा।
बुद्ध्यात्मना वा प्रकृते स्वभावात्।
करोमि यद्यत् सकल परस्मै।
नारायणायेति समर्पयामि ॥



# આરતી.

જય ભગવદ્ગીતે, જય ભગવદ્ગીતે,
હરિ-હિય-કમલ-વિહારિણિ સુન્દર સુપુનીતે,

કર્મ—સુમર્મ—પ્રકાશિનિ કામાસક્તિહરા,
તત્ત્વજ્ઞાન—વિકાશિનિ વિદ્યા બ્રહ્મ પરા.—જય૦

નિશ્ચલ-ભક્તિ-વિધાયિનિ નિર્મલ મલહારી,
શરણ-રહસ્ય-પ્રદાયિનિ સબ બિધિ સુખકારી.—જય૦

રાગ-દ્વેષ-વિદારિણિ કારિણિ મોદ સદા,
ભવ-ભય-હારિણિ તારિણિ પરમાનન્દપ્રદા.—જય૦

આસુરભાવ-વિનાશિનિ નાશિનિ તમ-રજની,
દૈવી સદ્ગુણ દાયિનિ હરિ-રસિકા સજની.—જય૦

સમતા, ત્યાગ સિખાવનિ, હરિ-મુખકી બાની,
સકલ શાસ્ત્રકી સ્વામિનિ, શ્રુતિયોંકી રાની.—જય૦

દયા-સુધા બરસાવનિ માતુ! કૃપા કીજૈ,
હરિ-પદ-પ્રેમ દાન કર અપનો કર લીજૈ—જય૦

(ગીતા પ્રેસ, ગોરખપુરનો ઉતારો)



# ઉપસંહાર



## દુઃખને કોણ ઇચ્છે છે?



"ગીતા વાર્તાલાપ યાને જો સુખી થવું હોય" નામક ગ્રંથના પાંચભાગનું વિસ્તૃત લખાણ પૂરૂં કર્યા પછી, "ઉપનિષત્ વાર્તાલાપ" લખવા માંડયો અને તેમાનો છેલ્લો મણકો "કૈવલ્યોપનિષત્" ઉપરનો વાર્તાલાપ સંવત ૨૦૦૬ ના પ્ર-આ-શુ-એકાદશીના રોજ પૂરો કરતાં "બહુ લખ્યુ; હવે હું લખવાથી ઉપરામ થાઉં છું" એવું મારૂં બોલવું લોકોએ સાભળ્યું પણ ખરૂં. છતાં કોઇએ એક મારા સ્વતંત્રમતનુ નાનું પુસ્તક લખવાનું કહ્યું ત્યારે મેં જવાબ આપ્યો કે "મારો પોતાનો સ્વતંત્ર મત વેદથી જુદો નથી અને તેથી એવા પુસ્તકની જરૂર નથી."

"ગીતા-બોધ યાને વ્યવસ્થિત વાર્તાલાપ" છેલ્લુંજ છપાશે અને કૈવલ્યોપનિષત્ કોણજાણે કયારે છપાશે એ અનિશ્ચિત હોઈ આટલો ઉપસંહાર કરી લઉં કે:-

શોકમુક્તિ, મંસારબંધમુક્તિ, મોક્ષમુક્તિ, નિર્વાણશાંતિ, પરમાંનદ અને નિત્યાનંદપ્રાપ્તિ તથા ભેદનિવૃત્તિ પામીને સ્વહસ્તી મિટાવીને કેવળ બ્રહ્મ સત્ય, બીજું નામ-રૂપ-ગુણ અસત્ય, પ્રતિપત્તિ સંબંધી વેદમાં કહેલું ભૂલચૂક વિનાનુ Infallibe કથન છે; કારણકે સૃષ્ટ્યારભમા આકાશવાણીથી ઇશ્વરે કહેલા વેદો, સૃષ્ટ્યારંભમા ઉપજેલા રૂષિઓએ પ્રાપ્ત કરેલા હતા અને મુખપાઠે રાખેલા તે અત્યારે છપાયા છે. એનાથી ભિન્ન કહેનાર માનવીનુ કથન સત્ય નજ હોય.

સાયન્સના નામે યુરોપ અમેરિકાના તત્વજ્ઞોનાં કથનો વેદને મળતાં યાતો કાઇક વિરૂદ્ધ હોઈ સમય વીતતાં બદલાયાં છે સ્વ.

અરવિંદ અને રમણ મહર્ષિના કથનો વેદાનુકૂળ છે તેમને વેદીઆ યા પુસ્તકિઆ જ્ઞાનવાળા કહેવા એ ખરેખર ભયકર ભૂલ છે, બલ્કે પાપ છે માનવજીવ અ૫જ્ઞ હોઈ, એનુ જ્ઞાન એની કક્ષાનુ જ હોય અને આમ હોઇ એને સ્વતત્ર કથનનો અધિકાર નજ હોય શકે દરેક ધર્મના પેગબરોએ ભલે જુદજુદુ લખ્યુ હોય પણ એ અપૂર્ણ હોઇ વેદથી વિલક્ષણ એમનાથી કહેવાયુજ નથી આ વાત વિચારકો સમજે છે

આ હાલતમા મારો સ્વતત્રમત પણ તેજ હોઈ શકે, કે જે ભગવાન શ્રીરામચન્દ્રજી અને શ્રીકૃષ્ણનો મત હોય, એમના ભક્તોનો જે મત હોય અને વેદાતીઓનો જે મત હોય તે તેથીજ હુ મને પોતાને ભક્તોનો, ભક્તકવિઓના કાવ્યોનો, ભક્તિનો તેમજ જ્ઞાનનો ચોર કહુ છુ ચોરનુ પોતાનુ શુ હોય?

આમ સ્વતત્રરીતે નવુ કહેવાનુ કે નવુ લખવાનુ કે નવુ પ્રચાર કરવાનુ કોઇને રહ્યુજ નથી સનાતનવેદધર્મમા જે છે તે બીજીરીતે બીજા મથાળાવડે, બીજા લેબલોવડે આ દુનિયા પરના તત્વજ્ઞાનીઓ કહે છે, જેમા હેગલ, રાઉલ, શૉ આઇનસ્ટીન, રમણ, અરવિંદ, ન્યુવર, વુડરૉફ-અણુશોધક, એક્ષરેશોધક ઑલિવરલૉજ, બ્લવેટ્સ્કી વગેરેનો સમાવેશ થઈ જાય છે અને હવે પેદા થયેલા અને થવાના બધા તત્વજ્ઞાનીઓને તેજ કહેવાનુ હશે અલબત્ત, સનાતન વેદધર્મથી વિરૂદ્ધ કથનો એઓમાના જે કોઈના કાઇક હોય તો એ મતવ્ય મારૂ નથી, એટલા સ્પષ્ટીકરણથી વધુ શુ?

ભગવાન બુદ્ધના કાળથી 'આ વિશ્વ-એમાનુ જગત અને એમાનુ જીવોનુ સસરણ, જેને સસાર કહેવામા આવે છે તે દુખોથી ભરેલો છે અને એનો ત્યાગ કરવો જોઇએ' એવુ પરપરાથી કહેવાય છે આદ્યશકરાચાર્ય પણ એમજ કહે છે અને બીજા વૈષ્ણવ આચાર્યોનુ મતવ્ય પણ જુદુ નથી જ્યારે હુ કહુ છુ કે -

"જગતને દુખપૂર્ણ કહેવાય છે, તે જીવોને અધિકાધિક સુખો પ્રતિ લઈ જવા માટે, તુલનાત્મક તુચ્છતા સમજાવીને જીવોના પ્રબોધ માટે કહેવાય છે આમ કહીને જીવોને અવિનાશી સુખ પ્રાપ્તિરૂપ–મોક્ષ–પ્રતિ લઇ જવાનો હેતુ સમાયલો છે અ૫ાયુષી સુખો સો વર્ષોના આયુષના તેમજ દીર્ઘાયુષી સુખો–બે પરાર્ધ વર્ષના આયુષના–ને પણ ગણકાર્યા નથી, કારણકે તે સુખો નાશવત છે

જો મારો–સ્વતત્ર મત માનવામા આવે તો તે એ છે કે–

આ વિશ્વ જીવોના સુખ માટેજ બનેલુ છે જીવોને દુખ આપવા માટે બનેલુજ નથી દુખની બૂમો પાડનાર જીવ જગતમા સુખ મળ્યા પછી ચૂપ થઈ જાય છે, તે પ્રત્યક્ષ પ્રમાણથીજ છે જેમ પૃથ્વીમાથી ખોદીને રત્નને કાઢવામા આવે છે, તેમ વેદરૂપ ગીતામાથી ખોજ કરીને સુખ મેળવી શકાય છે ગુરૂકૃપા ઈશ્વરાનુગ્રહ અને આત્મસાક્ષાત્કાર ત્રણે પ્રકારના સુખો માટે અપેક્ષિત છે જીવોને શરીર અને શરીરમા બુદ્ધિ એ સુખ ભોગપ્રાપ્તિ માટેજ મળ્યા છે શ્રવણ, મનન, નિદિધ્યાસન અથવા સત્સગસેવન, ભજન, હરિનામસ્મરણ જે અત્યારે પ્રચલિત છે, તેમાના કોઈ રૂચિ પ્રમાણેના, બહુમાથી એક ગ્રહણ કરીને આચારમા મૂકો અને અજમાવો! અવિનાશી સુખને પ્રધાનસુખ સમજો! નિર્દોષજીવન જીવો! પુરુષાર્થ અને ઉદ્યમ સાથે પ્રારબ્ધવશવર્તી બનો! સુખી થશો આ મારો નવો સ્વતત્ર મત નથી શોકમુક્ત થઈને સુખી થવાનેજ શ્રીકૃષ્ણે અર્જુનને अशोच्यानन्वशोचस्त्वम् થી શરૂ કરી ગીતા કહી છે અને તેથીજ તે સુખી થયો છે

## જો ભકત દુઃખી છે તો ભગવાન પણ દુખી છે. દુઃખને કોણ ઇચ્છે છે?

જુઓ! પાડવોને રાજ્ય અપાવીને, સારીરીતે સ્થિત થયેલા જોઇને, બધાને પ્રેમપૂર્વક મળીને, દ્વારકા જીવતા શ્રીકૃષ્ણને કુન્તીએ પ્રેમાતુર શબ્દોમા વિનતિ કરી હતી અને માગ્યુ હતુ કે

विपद सन्तु न शश्वत्तत्र तत्र जगद्गुरो।
भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम्॥
(श्री भागवत १-८-२५)

અર્થાત્ "હે જગદ્ગુરૂ! તમે અમને છોડીને જાઓ છો, પણ તમારો વિયોગ અમને ખટકશે, માટે હું માગુ છુ કે અમને દુ ખ પડ્યા કરજો કે જેથી આપના દર્શન અમને વારવાર થયા કરે " જો કે આ કથન એક અબળા સ્ત્રી ભક્તાનુ છે, તો પણ કોઈનુ છે કૃષ્ણની નિકટતાથી પાડવોને સુખ થતુ હતુ એ સુખને ટકાવી રાખવાને-શ્રીકૃષ્ણે એમના બ ધુવર્ગમા દ્વારકા જવુજ જોઈએ -એ વાતને નહીં ગણકારીને પોતાના સુખને માટે પોતાની નિકટ રાખવા ઈચ્છતી હતી માટે દુ ખ ઈચ્છતી હતી, છતા મર્મ તો સુખાનુભવનોજ હતો

દુ ખની ફરિયાદ કરનારાઓને પણ સુખ તો દુનિયામાથીજ મળે છે આ દુનિયા જીવોના સુખને માટે બનેલી છે, એ સિદ્ધ થાય છે સુખ પણ પરમાત્માના ત્રણ સ્વરૂપો પેઠે ત્રણ પ્રકારનુ છે પરમાત્મા માયાવડે ક્ષર અને અક્ષર એવા બે રૂપવાળા અને ત્રીજા માયાર્ગિત શુદ્ધ, અવિનાશીરૂપ છે આ ત્રણે સ્વરૂપને ભજનારા જીવો, અનુક્રમે-ક્ષર (સો વર્ષના અ પાયુષી), અક્ષર (બે પરાર્ધવર્ષના દીર્ઘાયુષી) અને અવિનાશી સુખને ભક્તિના પ્રમાણમા મેળવે છે આ ત્રણે પ્રકારના સુખો પ્રાપ્ત કરવાનુ જ્ઞાન શીખવુ અપેક્ષિત હોય છે એ જ્ઞાન આ ગીતા-બોધને વિચારવાથી મળી શકે છે યોગીઓ જાણે છે કે પ્રલય પછી જીવો-પૃથ્વી યા લોકો અને શરીરો માટે પ્રાર્થના કરે છે, તે સુખ માટે છે

આ સુખોના બીજા નામો શોકમુક્તિ, સ સારબ ધમુક્તિ અને વિમુક્તિ પણ છે મુક્ત અને છૂટાપણું યા સ્વત ત્રપણું, શોકરહિતપણું, સ્વરાજ્યપણુ, સ્વાધીનપણુ યાને કહો કે શરીર અને શરીરની અ તરનો સ ઘાત-જ્ઞાનેન્દ્રિયો, પ્રાણો, તન્માત્રાઓ, મન બુદ્ધિ, ચિત્ત

અને અહંકારથી પણ સ્વતંત્રપણું, અને વિમુક્તિ એટલે પૂર્વોક્ત
સર્વે નામ-રૂપોથી રહિત, અસંગ, શુદ્ધ થઇને પોતાની અલગ
હસ્તી મટાડીને સ્વસ્વરૂપ-બ્રહ્મમા સમાઈ જવુ તે, જેમ નદીઓ
પોતાનાં નામો, આકૃતિઓ, ગુણો અને ચંચળતારૂપી ગતિને મટાડીને
પોતાના સ્વસ્વરૂપ જળધિમા સમાઇ જાય છે તેમ સમાઈ જવુ તે.

તો અત્રે એક પ્રશ્ન સહજ થશે અને તે એ કે-" આ
અને પર તથા બીજી દુનિયાના સુખોને ત્યજીને, જનસેવાને ત્યજીને,
હસ્તી મટાડીને, નિષ્ક્રિય થઇને બ્રહ્મમા સમાઈ જવાથી શુ લાભ?"
એનો ટૂંકાણમા ઉત્તર એ છે કે-" કદાપિ નાશ ન પામે એવા
સુખનો લાભ "

અવિનાશી સુખને અવગણીને અને દીર્ઘાયુષી સુખને પણ
નહીં જાણીને આ દુનિયાનાજ સુખોના અધિક લાભને મેળવવાને
પ્રવૃત્તિમાન અમેરિકી અને યુરોપી તેમજ રૂસી પ્રજાઓ જે કરી
રહી છે તે જુઓ! બીજાથી વધુ સુખ મેળવવાને અને પોતાના
પ્રાપ્ત સુખને ટકાવવાને અને રક્ષિત રાખવાને પરસ્પર લડ્યાજ
કરે છે. પ્રાપ્ત સુખથી તૃપ્ત નહીં રહીને, પ્રાપ્તસુખથી પણ વંચિત
થઈ જાય છે અને દુનિયાને દોઝખ કરી મૂકે છે અને તેવી માને
છે આ દુનિયાથી અધિક સુખ શુ અહીંજ મળી શકે ?

જેમ મુંબઈ-કાશ્મીર-ઇંગ્લાંડ-સ્વિટ્ઝર્લાન્ડ વગેરે સ્થળોએ
અગાઉથી તૈયારી કરીને જવાય છે, તેમ સુખો માટે સાધનો કરવા
પડે છે અને અહીંથી ઉપરના લોકોમા કારણશરીરવડે જવાય છે
અલ્પાયુષી સુખ આ લોકોમા, દીર્ઘાયુષી સુખ શનિ-મંગળ વગેરે
ઉત્તરોત્તર બ્રહ્મલોક સુધીના લોકોમા અને અવિનાશી સુખ સ્વસ્વરૂપ
-બ્રહ્મમા મળી શકે છે જે સુખની વાંછના હોય તે સુખનો
નિરાળો ઉપાય છે દેવલોક-શિવલોક-બ્રહ્મલોક-ગોલોક-વૈકુંઠ કાલ્પ
નિક નથીજ અરે! સુખનો ઉપાયજ ન કરો, સુખની ઈચ્છાજ ન
કરો, જેવા હો તેવાજ રહો, તનથી-મનથી-બુદ્ધિથી ચિત્તથી જશપણ

ચલાયમાનજ ન થાઓ. છતાં તમે આ દુનિયામાં સુખીજ રહેશે. જો ઉપાય કર્યો તો ઐચ્છિક સુખ ક્વચિત મળશે પણ ખરૂં, પણ જ્યારે એ ચાલ્યું જશે ત્યારે તેને પાછું મેળવવાના ઉપાયનો શ્રમ અને ચાલ્યું જવાનો વિયોગ દુઃખ ઉપજાવશે. અલબત્ત, શરીર કર્મ કર્યા વિના રહેતુંજ નથી અને તેને જ્યાં જેટલું સુખ શક્ય હોય ત્યાં તે સુખને ભોગવીને તૃપ્ત રહેવામાંજ સુખ છે. બિલકુલ એકાંતમાં રહેનારા સમાધિમાં રહે છે. 'પ્રવૃત્તમાન રહો! પ્રવૃત્તમાન રહો!' એવી હાકલ મારનારા બુદ્ધિસાગરો સ્વદૃષ્ટિવડે જનતાને અજ્ઞાનથી એમના ધ્યેય તરફ દોરવા યત્ન કરે છે અને અશાંતિ વધારે છે. જીવન સદા પ્રવૃત્તમાન છેજ. સુખ માટેજ સંન્યાસી થવાય છે તેનું શું? વિચારો.

અજ્ઞાન, દુષ્ટતા અને ક્રૂરતા બાળપણના શિક્ષણથી દૂર થઇ શકે છે "કામ-ક્રોધ-લોભ-મમતા-ઈર્ષા અને અભિમાન" એ જેમ શરીર સાથે ભૂખ જન્મેલી છે, તેમ તેઓ પણ શરીર સાથે જન્મેલાજ હોય છે. જીવનનું ધોરણ માનવજાતમાં ઇચ્છા પ્રમાણે ઉંચુંનીચું થયાંજ કરે છે. યાદ રાખવું ઘટે કે જીવનનું ધોરણ ઉંચું કરી નાંખવાનું શિક્ષણ અને કર્મમાં પ્રવૃત્તિમય જીવન રાખવાનું વિધાન જ્યારે ભાવના અને પ્રવૃત્તિ હદ ઓળંગી જાય છે, ત્યારે માનવીઓ પોતાના ઉંચા જીવનને ટકાવવાને યા વધારવાને દુષ્ટ અને ક્રૂર બનીને બીજાના ભોગે છળ-કપટ-બાળ-બુદ્ધિ વગેરે ઉપાયોથી પ્રવૃત્ત બનીને ઉંચું જીવન ભોગવે છે. બહારના દેશોમાં થાણાં જમાવવાનો ગોરી પ્રજાનો હેતુ પણ એજ છે.

જેમ ભૂખને મિતાહાર વડે નિયમિત કરવી પડે છે તેમ પૂર્વોક્ત છ ગુણોને નિયમિત રાખવા પડે છે. સમૂળા ત્યાજ્ય ભાવનાવડે સંયમિત ન કરવામાં આવે તો આ ગુણો દુર્ગુણો બનીને દુનિયાને દોઝખ બનાવી મૂકે છે. ઉંચ જીવનને ટકાવવા અને વધારવા માટે કર્મ કરવાની પ્રવૃત્તિ સહિત પ્રજાએ કરી છે અને એનું ફળ ભોગવતી પ્રત્યક્ષ થાય છે.

આ છ ગુણોમા વિકારી થવાનો ગુણ હોવાથી વેદાન્ત તેમને ષડ્વિકારો કહે છે. તેમાના 'અભિમાન' કીર્તિ તથા પ્રતિષ્ઠાની ભાવનાથી વૃદ્ધિ પામે છે તે દ્વારા દુષ્કર્મો થયા કરે છે આ વિકારોને નિયમિત કરવા બાળકોને અને સમૂળા ત્યજવાનુ શિક્ષણ પ્રૌઢો અને વૃદ્ધોને અપાય તોજ દુનિયા સુખ આપનારી થાય અને માનવો શોકમુક્ત જીવન જીવે બાળપણથીજ આ શિક્ષણ અપાવુ જરૂરનુ છે

આ પ્રમાણે જ્યાં સુખવાંછુઓનો માર્ગ નિર્દેશિત કર્યા પછી "આ વિશ્વ જીવોને દુઃખ આપવા માટે બનેલુંજ નથી"–એવા મારા કથનને તમે સમજી શકશો. કયાંય દુઃખ છેજ નહીં; દુ:ખ કોઇ ઇચ્છતુંજ નથી; દુઃખ તો તમે ઉપજાવો છો અને જો દુઃખ છે તો તેનું કારણ તમારી સુખ સંપાદન કરવાની અનઆવડત છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા ભણ્યાથી તમે જરૂર સુખ મેળવવાનું શીખો છો.

આ વિશ્વ-સમસ્ત બ્રહ્માંડ-બાહ્યાભ્યંતર आनदो वै ब्रह्म છે. 'एकोऽहं बहु स्याम्' કહેનાર પોતેજ લીલામય, જ્ઞાનાનંદ અને સુખસ્વરૂપ છે. મૃત્યુલોક માનવીઓ આ વિશ્વમાં શરીરને છોડવાને ઇચ્છતાં નથી. મૃત્યુને દંભથી પ્રાર્થે છે. તેઓને પણ અહીં સુખ છેજ. એવા આ વિશ્વને જગત-સંસાર-પ્રપંચ-નશ્વર-જાળ-દુઃખદ અને ત્યાજ્ય કહેવામાં આવે છે, તેનો હેતુ માનવોને મુકાબલે શુદ્ધબ્રહ્મમાં સમાઇ જવા માટે, અવિનાશી બ્રહ્માનંદ માટે, અખંડાનંદ માટે, અધિકાધિક આનંદ માટે અને શાંતિ માટે છે. ॐ

ભારદ્વાજ.

સમાપ્ત.

## 'ગીતા વાર્તાલાપ' ગ્રંથ તથા ફંડની વિશિષ્ટતાઓ

છેઃ- છે.- છેઃ-

(૧) અમારા પ્રકાશનોમા ધર્મ અને ભક્તિ પ્રચારનોજ મુખ્ય હેતુ છે, સતની વાણી દ્વારા મળતો સત્સંગનો લાભ પૂરો મળે છે

(૨) દ્રષ્ટાંતો, ભક્ત ચરિત્રો અને ઉપનિષદોની કથાઓથી આખોયે ગ્રંથ સમજવા જેવો છે, સાધારણ ભણેલાઓ, સ્ત્રીવર્ગ અને આમ જનતાને પણ સમજાય અને કિંમતે પોષાય તેવો છે

(૩) પાચ ભાગો મળી કુલે ૨૧૮૦ પાનાનું આવુ ધાર્મિક વાચન ફક્ત રૂ ૭) મા આપવમા આવે છે

(૪) પાચ વર્ષના ગાળામા હજારો પ્રતો અને અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે, જે એની લોકપ્રિયતાની સાબીતી છે

(૫) 'વાર્તાલાપ ફંડ' મા આપેલા દાનોનો હિસાબ છપાવી બહાર પાડવામા આવે છે, દાનવીરોનુ લીસ્ટ પ્રકાશિત કરવામા આવે છે અને દાનદાતાઓને ભેટ પુસ્તક આપવામા આવે છે

નથીઃ- નથીઃ- નથીઃ-

(૧) અમારા પ્રકાશનોમા નફાની કે વેપારની દૃષ્ટિ નથી

(૨) એમા ખર્ચેલા તમારા નાણાનો દુરૂપયોગ થતો નથી

(૩) અમારા પ્રકાશનોમા પ્રેસબીલ સિવાય બીજો ફાલતુ ખર્ચ નથી

(૪) આપને કોઈપણ રીતે છેતરવાના નથી

(૫) 'વાર્તાલાપ ફંડ' મા આપેલા આપના દાનોનો જરાયે ગેરવહીવટ થતો નથી

તો

અમારા પ્રકાશનો -વાચો! વચાવો! વસાવો!

અને યથાશક્તિ યથાશ્રદ્ધા 'વાર્તાલાપ ફંડ' ની ઝોળી પ્રત્યે હાથ લબાવો!

दानेन पाणिर्नतु कङ्कणेन।